ને વાજબી હક મલયા હોયતો પરસંગ પડે તારે તેઓ પો તાનાં વડીલોનાં માન, કુટુંબ પરીવારનાં સુખ, દોસત આ ગનાઓના ફાએદા, પાર પહોસીઓનાં રખશણ તથા દે શીઓનાં કલાણ માટે (ઘણા ખરા દેશીઓ ધારેછે તે કર તાં) અતીઘણું કરી શકેછે, એમ ઉપર જણાવેલા સરખા પુરૂષોના મનમાં ઉતારવાને એવા સ્ત્રીઓની કમાલીઅત ના દાખલા ઘણા અસર કરનારા થઈ પડેછે. એક કુલ વંતી પારસી બાનું જે પોતાની બેહનીઓના તરીકા વધે લો તથા પોતાના ટોલા અને દેશીઓની હાલત શુધરેલી જોવાને સદા આરજુમંદ રેહેછે તથા એવી મતલબના કામોને પોતાની શકતી મુજબ મદદ કરવાને દીલ શુરદો રાખેછે, તે બાનુની મરજી થઈ કે એવા દાખલા કોઈ કોઈ વાર અને બાગી તુટી રીતે આપવામાં આવેછે, તે કરતાં થો ડાકનો સંગ્રહ કરી તે એક પુસતકમાં રચયા હોયતો, તેથી ઘણો ફાએદો થાય. એવું પુસતક આડા વીચાર રાખના રા પુરૂષોની સામને ધરવાને સદા કામ આવે એટલુંજ ન હી, પણ તેથી આપણા લોકોના, તેમાં મુખીઅ કરી પા રસીઓના, ઘરગતુ વાંચવા લાએક ગરંથોમાં હુમેરો થાય, સીઓને ગમત સાથે ગનાન મળે, નાધલી અબલાઓને ખુશી આપનારો અભયાસ અને ઉમરે પોંહચેલી બાઈ ઓને કીરતી મેલવવાની હોંસ થાય. એવું એકાદું પુસ તક બનાવવામાં આવેતો એ બાઈએ પોતાની પાસથી સા રી મદદ કરીને લોકોમાં ઘણીજ સસતી કીમતે તેનો ફેલા

વો કરાવવાની તઈઆરી બતાવી. તે મુજબ આ નાધ લોં ગરંથ રચવામાં આવ્યોછે.

સ્ત્રીઓ વીશે વગર આધારે આડા વીચારો આપના રાઓને હલકા પાડવા સારૂ સ્ત્રીઓની તારીફ કરવાની નેમ હીયાં રાખી નથી. એ ગરંથને મદદ કરનારી બાઈની ઈચ્છા એટલીજ કે તેની પંથનીઓ કેવી સકરમી દીકરીઓ, કેવી મેહરબાંન બેહનો, કેવી પતીવરતા બાએડીઓ, કેવી લાએકીવાળી ઘર ધણીઆણીઓ, કેવી રૂડી માતાઓ, કેવી કુટુંબ પરવર સગીઓ, કેવી માયાલુ સાહેલીઓ, કેવી ભલી પરોસણો, કેવી દેશહીતકારી તથા તમામ આદમી જાતનું ભલું ચાહનારી સ્ત્રીઓ, અથવા ટુકામાં કહીએતો દુનીઆમા કેવાં પરોપકારી તથા કીમતી પરાણી છે, તે પોતાની મેલે દેખાઈ આવે એમ એ ગરંથ તઈઆર કરવો. એ બાઈની એ ઈચ્છા બર લાવવાને બતાવનારે પોતાની શકતી મુજબ મેહનત કીધીછે. એમાં જેટલી વાત દાખલ કીધીછે તે ઉપરાંત આગળા તથા હાલ જમાનાની બીજી ઘણી વાતો વધારી શકાતે, સ્ત્રીઓની ઘણી મનશકતી અને ઉતમ ગુણોની મોહટી કીમત બતાવવાને ભોપાલવાળી સેકંદર બેગમ, જાંહાસીની મરનાર રાણી, તથા ગોવાલીઅરવાળી બાઈજાબાઈ સરખી હીમતવાંન અને હુશીઆર, અમેરીકાવાળી મીસટરીસ સ્ટો સરખી કાબેલ અને પરોપકારી, ઈંગલંડવાળી મીસટરીસ જેમીસન સરખી શુધરાઈને ચાહનારી, મદમ

ફેફર સરખી જગત પરસીધ હીમતવાન મુસાફર, ફરાંસ વાળી જારજ સાંડ સરખી ગનાની અને ઉંડા વીચારવા ળી ઓરતો ઈતીઆદીના દાખલા આપી શકાત. પણ આ નાધલાં પુસતકનાં કદ પરમાણે એમાં જેટલું સમાઈ શક યુંછે તેટલુંજ એની મતલબ સારૂ બસ છે. એ પુસતક વાંચયા બાદ નાજુક પંથનીઓની શકતી, લાએકી, ઉપયોગી પણું તથા હક વીશે દેશી લોકો પોતાના વીચાર શુધારશે કે નહી અને સ્ત્રીઓના સદગુણોનો લાભ પોતાની મંડ લીને મલે એવા ઈલાજો કરશે કે નહી તે તેલોકની સારાં માઠાંનો ફરક પીછાણવા તથા પોતાનાં ખરાં સુખ સામાં છે તે સમજવાની શકતીપર આધાર રાખેછે.

આ ગરંથની એક હજાર નકલ છપાવી પરગટ કીધી છે. દરએક નકલની કીમત એટલી થોડી લેતી કરીછે કે એ સંધી નકલો ખપી જાય તોબી એની છપાઈ, બંધામણ તથા કાગલનો ખરચ માન માન નીકળી રેહશે. પણ એ પુસતક જો વાંચનારી આલમને પસંદ પડશે અને તે સંબંધી રાખેલી મતલબ થોડે હીસ્સેબી બર આવશેતો એને મદદ કરનાર પરોપકારી બાનુને અતી મોહોટો લા ભ થવા જેવી ખુશી ઉપજશે.

---

# સાંકલીઊં.

# સદ્ગુણી સ્ત્રીઓ.

## માહારાણી વીકટોરીઆ.

આપણી માહારાણી વીકટોરીઆ તા૦ ૨૪ મી મે સને ૧૮૧૯ ને દીને જનમી હતી. એનો બાપ ડીફ્ક આવ કેંટ એને નાધલી મેલી મરણ પામ્યો. એને કેળવવાનુ સંધું કામ એની માને માથે પડીઉં. એ કામ કરવા સંબંધી તે માએ કસુર રાખી નહી. વીકટોરીઆ તા૦ ૨૦ મી જુન ૧૮૩૭ ને દીને બરીટીશ સલતનતની વડી થઈ. એને તાજ પેહરાવવાની ક્રીરીઆ તા૦ ૨૮ મી જુન ૧૮૩૮ ને દીને થઇ. એ નામદાર બાનુના લગન એના સગા શ્રી જરમનીના • સેકસકોબરગ તથા ગોથાવાળા પરીનસ આલબરટ સાથે તા૦ ૧૦ મી ફેબરવારી ૧૮૪૦ ને દીને થયાં.

હાલ જમાનાના પેહલી પદવીના હાકમોની સફ્માં વીકટોરીઆ એક ઝલકતું ગોહર છે. ઇંગલંડના રાજવંશનો એ રાંણી પુર પરકાશતો સીતારો છે. જેટલા મુલકો પર એ રાજ કરેછે તેટલા બધાપર એના કોઇ વડવાએ કદી અમલ કીધો નોહતો. એની કારકીરદીના વખતમાં બરીટીશ સલતનતનુ બલ જેટલું મોહટુ છે તે કરતાં

કોઈ બીજા રાજા રાણીના વખતમાં નોહતું. એનો કા ળ જેટલો બોહળો છે તે કરતાં જીઆદે કોઈ બીજા રાજવા ળાનો નથી. એના સાયા તળે પરજાની આબાદાનીનો જેવો વધારો થાએછે તે કરતાં સરસ કોઈ આગળા બરી દીરા હાકમના વખતમાં થયું હોએ એમ દીસતું નથી. એ સંધા સબબોને લીધે વીકટોરીઆ રાણી વાજબીની રાહે આ જમાનાની પેહલી સ્ત્રી ગણાએછે. એ નામદાર સ્ત્રી નો રાણી તરીકેનો ટુક હેવાલબી આ ગરંથમાં દાખલ ક રી શકાતો નથી. એના વખતને લગતી રાજદોઆરી બી નાઓ તહરેવાર તથા પુષકલ છે. તેઓનુ વરણન કરવાનુ કામ તવારીખ બનાવનારનું છે. અતરેતો ફકત થોડીક એવીજ બીનાઓ જણાવવાની મતલબ રાખીછે કે તેઓ થી માલુમ પડે જે વીકટોરીઆ જેવી માહા કીરતીવાંન રાણીછે તેવીજ પરતાપી સ્ત્રીછે. વળી એ સ્ત્રીના સદગુણો નું વીસતારી વરણન કરવાને પણ હાલ બનતું નથી. સબ બ કે એ જે નેક કામો કરેછે તે ઘણી વેળા એકાએક જા હેરમાં આવી શકતાં નથી. પણ જે કાંઈ જણાયુંછે તે પર થી કેહવાને બની આવેછે કે બાએરી, મા, પડોસણ ઈતી આદી તરીકે વીકટોરીઆ માહારાણી નકલ કરવા જોગ સ્ત્રી છે. દુનીઆંમાં પેહલા દરજાના રાજની લાએક વારસ થવાને એ બાનુએ નાધપણથી નીશાંનો બતાવી હતી. સ્ત્રી ના નાજુક બાંધા જોગની કમરત કરવાને એ આલસ ક રતી નોહતી. મોહટાં કુલની શાહજાદીના મનને ઘટતો ઝલકાટ મલે તેવી વીદીઆ ભણવાને નાખુશી બતાવ તી નોહતી. પેહલે દરજાની બાનુને જેબ આપે એવી નીતી અને સદાચરણો વીશેના સબકો લેવાને કેસી ગફલ

ત કરતી નોહતી. રાણી થવા આગમચ મોહરા જોડા અને ઘટતો પોશાક પેહરી સઘલી રૂતુઓમાં મેદાનપર એ કેવી શીતાબ ચાલતી હતી તે ઘણા ઘરડાઓ હજીર ઇઆદ કરેછે. એક વેળા પોતાની પાસના પઇસા ખરચાઇ રેહવા બાદ કાંઈ કપડું લેવાને એનો ઘણો શોખ થયો. તે ઉધાર આપવાને દુકાનદાર બજીદ થયો. પણ તે વસતુ ઉધાર લઈ એક રીતે કરજદાર થવાને એણે કેવા ઠરાવથી ના પાડીઉં હતું તે ઘણાં લોકને ખબર છે.

વીકટોરીઆ રાણીમાં એક ટેવ ઘણી વખાણવા જોગ છે. તે સમજેછે કે હરેક કામ વીશે ઠરાવેલે વખતે હાજર થવાની સંધાં આદમીઓની ફરજ છે. તેવાં કામો સંબંધી જે લોકો કસી આગેવાની કરવાનાં હોએ તેઓએ મુખીઅ કરી એ ફરજ વીશે કસી ગફલત કરવી સજાવાર નથી. ઠરાવેલા વખતપર તેવાં લોકે ધેઆંન નહી રાખવાથી તેવાં કામો મનગમતી રીતે થઈ શકતાં નથી. વળી તેઓએ અસુર કીધાથી બીજાં ઘણાં લોકોના કારોબારમાં અગવડ થાએ તથા તેઓના લાભને નુકસાંન વટીક પોહચે. એમ સમજી આપણી રાણી હરેક કામ સારૂ ઠરાવેલે વખતે મુકરર કરેલી જગોએ હાજર થાએછે. કોઈ વેળા અકસમાત ઢીલ થાએ તો તે વીશે દીલગીરી જણાવવા વગર રેહતી નથી.

સંપતી મુજબ ખરચ કરવો વીકટોરીઆ પોતાની તેહકીક ફરજ સમજેછે. નાધપણમાં પારલામેનટથી એને મલતા લવાજમા વીશે લોકોનો એવો વીચાર હતો કે ઉમર પરમાંણે એને ઘણા વધારે પઇસા મલતા હતા. એ પઇસાની રકમ જો ખરેખર વધારેજ હોએ તોબી એને તે

મલીઆથી હાલ કોઈને નાખુશ થવાનુ કારણ રહયું ન થી. કેમકે તેવા પઈસાનો એ રાનકનેઆએ ઘણો વખા ણવા જોગ ઉપીઓગ કીધો હતો. તેમાંથી એ બાનુ પોતાના દરજજા જોગનો ઘટતો ખરચ કરતી. જે કાંઈ બાકી રેહતું તેમાંથી મા બાપનું કરજ આપતી. એ નામદારની એવી કરકસર તથા દેઆનતદારી સદા કાએમ રહેલી જાણવામાં આવીછે. આગળા બરીટીશ રાજાઓને જે લવાજમો મ લતો હતો તે સંધો એશ આરામમાં ખરચવા ઉપરાંત તે ઓ ઉડાઉપણે મોહટું કરજ કરતા હતા. તે કરજનો બોજો રઈએતપર પડતો તેથી લોકો નાખુશ થતાં. તે કરજ આ પતી વખત પારલામેનટની સભા એવો ક્રોધ બતાવતી કે તેથી તેવા કરજદારોને માઠું લાગતું. પણ વીકટોરીઆ રા ણીએ આજ સુધી એક દોકડાનુ કરજ કીધું નથી. પોતા ની ઉમરમાં તથા કબીલામાં વધારો થવા છતાં પોતાને મ ળતા લવાજમા મધેથી આબરૂ મુજબનો ખરચ એ બાનુ ક રતી આવીછે. તે ખરચ એવી કરકસરથી કરેછે કે દાન પુન તથા સખાવત કરવાને સદા કાંઈ ફાજલ પાહેછે. વી દીઆ તથા હુનર વાળાં આદમીઓને એ બાનુની મદદ મલેછે. ગરીબ નાચારોને અગતની સાહેતા કરવાથી એ કબુ હાથ ખેંચતી નથી. પોતાના સેવકોની ચાકરી મુજબ તેઓને બખશીશ આપવાને ચુકતી નથી. એ શાહજાદી કદરદાન શેઠાંણી હોવા વીશે કસો શક નથી. રૂશીઆની છેલલી લડાઈને વખત શ્રી કરીમીઆના જખમી તથા દા એલી શીપાહીઓને માટે ગરમ કપડાં, મુરબા, બીસકોટ વીગરેની વસતુના મોહટા જથા પોતાની ખાનગી પુંજીમાં થી એણે પોહચતા કીધા હતા, તેની દેશી લોકને ઇઆં

દ હશે. પોતાની ચાકરીમો જખ્મી થએલા શીપાહીઓ ની ખબર લેવા તથા તેઓને દેલામો આપવાને કાજે બ રાખોમાં ફરતાં એ ઘણી વેળા નજર પડીછે. તેવે સમે ઘ ટતું નજર આવે તેવાં આદમીને પોતાની ગાંઠથી નવાજવા અથવા પોતાના ભરથારની મારફતે બખશીશ કરાવવાને એ ચુકતી નથી. પરજાનાં લોકોનુ કલાણ થાએ તેવાં કા મોને નાંણાંની મદદ કરવાને નામદાર વીકટોરીઆએ ક ધી ના પાહેલું જાંણવામાં આવીઉં નથી. સુધરાઈ તથા વીદીઆ હુનરના ફેલાવાની ગોઠવણો સંબંધી આગેવાની લેવાને એણે કદ્યુ આલસ કીધી નથી. પરજા ઉપીઓગી કામો સાથે એનુ નામ સદા કેવું જોડાએલું રેહછે તે વા રેવાર સઉકોઈના સાંભળવામાં આવેછે. એ બાનુ પરો પકારી હોવા વીશેની તહરેવાર વાતો ચાલેલીછે. પોતાના મેહલોની આસપાસનાં ગામડાંઓમાં વસનારાં ગરીબ લો કોની એ સદા બરદાસ રાખેછે. તેઓની ઝુંપડીઓમાં જ ઈ તેઓની ખબર લીએછે. તેઓનાં છોકરાંઓને રવીવા રને દીવસે એકઠાં કરી ધરમ તથા નીતી સંબંધી સારા સ બકો આપતી એ ઘણી વેળા જણાઇછે. એ મોહટે દર જજેની બાનુમાં મગરૂરી અથવા વડાઈનો એક અંશભી નજર આવતો નથી. પોતે સદા ગંભીરાઈ તથા નમરતા થી રેહછે. પોતાની કોઈ સાહેલીઓ અથવા ઓળખીતી ઓનેભી કસો અનઘટતો લાડ કરવા દેતી નથી.

ભરથારની બાએડી તરીકે એ કુલવાંન સ્ત્રીની આ પણ જેટલી વખાણ કરીએ તેટલી ઘટતી છે. એનો દરજ જો અતી ઘણો મોહટો છે. એનુ કુલ પરીનસ આલબરટ કરતાં ઘણું નામીચુંછે. તે શાહજાદાનો મરતબો અને જા

હોનલાલી સરવે એ વરે છે. પણ બાએડી તરીકે તેની સા થે એ એવી રીતે ચાલેછે કે જાણે એનાં સરવે સુખ અને મરતબો ભરથાર વરેન હોએ. મોહબત, માયા, વફાદારી તથા સાલેસાઈથી માહારાણી વીકટોરીઆ પોતાના ભરથા રને એટલું બધું સુખ આપેછે તથા તેને એટલો બધો મ ધન રાખેછે કે તેથી જેઆદે કોઈબી અદના અથવા આ લા પુરૂષની બાએડી કરતી હશે નહી. પોતાની ચાલથી ભરથારને સુખી રાખવો તથા પોતાના વગથી તેનો મરત બો વધારવો એની સદા ખાએશ છે. એ પતીવરતા બાનુ ની આતો એક સાધારણ વખાણ છે કે ઇંગલંડના રાજ ક રનારાં રાજા રાણીઓની ઇજતને જે બદનામીનો ડાગ ઘ ણુ તુલીક લાગેલો રહયોતો તે બીલકુલ ધોઈ નાખવાનુ મા ન વીકટોરીઆને ઘટેછે. એના રાજની કીરતીના સરવે થી કટ્ટા શતરૂબી એ બાનુંની આબરૂપર એકબી સખુ ન લઈ જવાને કસું કારણ મેલવી શકીઆ નથી. એની લાએકીથી આસપાસનાં સંધાં લોકોપર સારી અસર થઈ છે જેથી સંધાં પહરેજગાર લોકો એનીપર ફીદા રેહછે.

વીકટોરીઆ રાણીને માતા તરીકે જોતાં આપણને હરખ ઉપજીઆ વીના રેહતો નથી. એનાં બચાં કેવાં નીકળવાને લોકો ઉમેદ રાખેછે તેપર ધેઆંન આપી તે બ ચાંઓની ઘટતી તરબીઅત કરવાને એ કસી ખામી રાખ તી નથી. પોતાના કુવરો તથા કનેઆઓને સલુક તથા આબરૂથી દરજજો જાળવવા શીખવાને એ સદા સમજા વતી આવીછે. બચાંઓ પોતાના દરજજાની ગુમાની અ અથવા તકુબરી કરી આડાં નહી ચાલે તે વીશે ઘટતી તકે દારી એ રાખતી આવીછે. તેઓ દેશના ધારાને માન આ

પે તથા આપખુદીથી ગરીબ આદમીઓના હકપર કમો હુ
મલો નહી કરે તે બાબે ઘણી ચોકસાઈ રાખેછે. એનો વ
હો કુવર પરીનસ આવ વેલસ જે એના રાજનો વારસ છે
તે એક વેળા નદી કાંઠે ફરતો હતો. તાંહાં પાસેના ગામ
ડાંનો એક છોકરો રેતીના ઢગ કરી રમતો હતો. તે ઢગ એ
ક બે વાર એ કુવરે ભાંગી નાખીઆ. ગામડીઆના છો
કરાએ સમજાવીને તથા ગુસ્સે થઈને એ કુવરને વારીઓ.
પણ પોતાના દરજાપર મુસતાક રહી કુવરે કહ્યું માની
ઉં નહી. તેણે ફરીનેબી પેલા છોકરાની રમતમાં ખલલ
કીધી. તે છોકરાએ ખીજવાઈને કુવરને મુકી વટે ખુબ
મારીઓ. સુજેલી આંખ અને લાલ કોહું લઈ કુવર મા પા
સે ગીઓ. તાંહાં પોતાના હાલ વીશે ફરીઆદ કીધી. મા
એ તે વીશે સબબ પુછીઓ. ખરૂં કારણ જાંણી લઈ તે બો
લી કે કુવરને કમો હક નહી હતો કે પેલા છોકરાને હલાક
કરે. કુવરની આડી ચાલ માટે તેને સજા થઈ તે ઘટતી
જ હતી. તે જો નહી થઈ હોતે તો એ પોતે તેને શાસન
કરતે. એમ બોલી પેલા છોકરાને તેરી મંગાવીઓ. તેને
મુતલગ ધમકાવીઓ અથવા બીધરાવીઓ નહી. હેતથી તે
ની હીમતની વખાણ કીધી. સમજાવીને કહીકે કે એ વે
ળા તેણે જે કાંઈ કીધું હતું તેની ચીંતા નહી. પણ ફરીથી
તેમ કરવું નહી. કેમકે હરેક બચાંને જો કોઈથી દુખ થા
એ તો પોતાનાં વડાં પાસે જઈ ફરીઆદ કરી તે વીગેની
દાદ માહવી જોઈએ. એમ નકરતે પોતે મારામારી કરવા
થી છોકરાંઓને આગળ જતે ભુંડી ટેવ પડેછે. તેઓ હરે
ક બાબદમો પોતાનો ઈનસાફ પોતેજ કરવા જાએછે. તેવુ
થએથી અનેક પરકારની ખરાબી નીપજેછે. એટલી ગ્રી

બામણ આપી તે છોકરાને છોડી મેલીઓ. એ શીખા મણ ગુસ્સાથી નહી પણ તે છોકરાના હીત માટેજ આપી હતી. તે વીશેની સાબેતી એકે તે છોકરાને સારી કેળવણી મલવા સારૂ રાણીએ તકેદારી રાખી. પોતાનાં સંધાં બચ્ચાં ઓને વીદીઆ હુનર શીખવવાપર એ બાનુ સદા ખંતી છે. પરીનસ આવ વેલસ એક પહલો હુશીઆર શાહજાદો ગણાએછે. તેનાં ગનાનમાં વધારો થવા સારૂ મુસાફરી કરવાને એ માતાએ તેને બલામણ કીધીછે. તે મુજબ ચાલી એ શાહજાદો જુદા જુદા મુલુકોમાં ફરી તાહાનાં રાજપાટ તથા લોકોની રીત ભાત વીશે માહીતકારી મેલવતો રેહછે. એ રાણીનો બીજો કુવર આલફરેડ દરીઆ વરધીનુ કામ શીખવા તથા દરીઆઈ ફોજના સરદારનો ઓહદો ચલાવ-વાને લાએક થવા સારૂ દુનીઆંની આસપાસ સફર કરવા નીકળેલોછે. તે વીશે દેશી લોકો અનજાણ્યાં હશે નહીં. એની વડી કનેઆ શ્રી પુરૂશીઆના શાહજાદાની બાએ ડી ઘણી ગુણવંતી તથા કાબેલ છે એમ આપણે સાંભ ળીઉંછે. બીજી કનેઆબી સરવે પરકારે લાએકી વા ળી જુવાન અબલા છે. વીકટોરીઆ રાણીનાં છોકરાંને જે રીતે ઉધારવામાં આવેછે તેથી તેઓ આગળ જતે ભલું કે હવાડનારાં નીકળવાની ઉમેદ રેહછે. એ બચ્ચાંઓના શી ખશકો સંધી પરકારે લાએક હોવા વીશે રાણી ચોકસાઈ રાખેછે. તેઓ અભીઆસમાં કેવો વધારો કરેછે તે વીશે ની એ પુછપરછ કરતી રેહછે. એલમ હુનર તથાં બીજાં સારાં કામો સારૂ મલતી મીજલસોમાં જતી વેળા માહારા ણી બચ્ચાંઓને સાથે તેડી જાએછે. તાંહાં પોતાના કામ ના દાખલાથી તેઓને પરમાંણીક થવાને ઉસકેરેછે.

ઈસવર કરેને વીકટોરીઆ સરખી સદગુણી રાણી આપણે સાથે ઘણુ સુધી જીવતી રેહ!

---

## મીસ નાઈટીંગેલ.

દુનીઆના મામલાપર ધેઆન રાખનારા લોકોને દીસતુંછે કે આદમી જાતનાં ભલાં સારેના કામો સંબંધી સ્ત્રીપંથ અનેક પરકારે ઉપીઓગી છે. હાલ જમાનામાં એવાં ઉપીઓગીપણા સારે પરખીઆત થએલી મુખીઅ સ્ત્રીઓમાંની એક મીસ ફલારેનસ નાઈટીંગેલ છે. શ્રી ઈંગલંડ મધે હામપશાએર પરાંતવાળાં એક પુરાણા અને આબરૂદાર કુટુંબની એ બાઇ મોહટી શોભા છે. તવંગર સાબાપે એની કેળવણી સારૂ પઈસા ખરચવા તથા ખબરદારી કરવામાં કસુર કીધી નહી. એની જાતી શકતી સરસ હોવાથી કેળવણીનો લાભ એને જલદીથી અને સારી પઠે પરાપત થયો. શીખશકો પાસેથી અને ચોપડીઓમાંથી મલેલાં ગનાનને મુસાફરી કરી એણે પુખત કીધું. હાલ જમાનામાં સુધરેલા દેશ મધે મોહટે વાધેના દોલતમંદ બાપની દીકરીને શોભા આપનારાં જે વાના તે મીસ નાઈટીંગેલમાં એકઠાં મલેલાં ઉતાવળે દીસીઆં. તે કાંઈ એમ નહી કે જાતી ખુબસુરતીને વધારે દેખામણી કરવાને એ બાઈએ કીમતી ઘરેણાં તથા ઉંચાં કપડાં ઘણાં સંઘરીઆં. એમ નહી કે દોલતની વખાણ કરાવવા સારૂ ખાનાં પીનાં અને રંગ રાગ કીધા. એમ નહી કે જાહોજલાલી બતાવવાને કીમતી રાચ રચીલાંથી શીનગારેલાં મંદીરોમાં

વાસો કીધો. એમ નહી કે સાહેલીઓમાં સરસ થવાને એશકી ગાડીઓ અને તેજી ઘોડાઓ રાખીઆ. એમ નહી કે મોહટાં બાઈ કેહવાડવા સારૂ મોળા અને વ ગવાળો વર સોધીઓ. મીસનાઈટીંગેલ એવી તહરાંની મોહટાઈ સોધતે તો તે સરવે સેહજમાં તેને મલી શકતે. પ ણ એ રૂડી બુધીની બાનુએ કાંઈ બીજીજ તહરેની મોહ ટાઈપર પેઆર કીધો. એણે પોતાનાં સુંદર અને નાજુક શરીરને નાજુક પણ ઘણી મેહનત ભરેલાં કામોમાં કસ વા માંડીઉં. ગનાનનો ઉપીઓગ આદમી જાતનાં ભલાં સારૂ કરવાની ઈચ્છા બતાવી. દોલતને ગરીબોના રક્ષણ સારૂ ખરચાતી કીધી. ફુરસતનો વખત બાકાં બાઓગ ના અને દુખી દરદી લોકોની દાદ લેવા તથા તેઓને સુ ખ આરામ આપવામાં રોકવા લાગી. ટુકાંમાં કહીએ તો મીસ ફ્લારેનસ નાઈટીંગેલ પોતાના તન મનની શ કતી, દોલત, કાણ, અનુભવ તથા સંધા બીજાં બલને આ દમી જાતની હાલત સુધારવા તથા પોતાના કરતાં ઓછાં બાઓગવાળાંઓના દુખમાં ઘટારો તથા સુખ આરામમાં વધારો કરવાના કામ સારૂ વાપરવાને સદા તઈઆર રહી છે. એ સ્ત્રીએ ઘણીવાર મોહટાં ખાનાંની મીજલસો પડ તી મેલી નાચાર કાએલી આદમીઓના બીછાણા પાસે બે સી તેઓને દવા આપવા તથા ખવાડવાની મેહનત લી ધીછે. નાચ રંગમાં શામેલ થવાનુ વીસરી જઈ કોઈ દુ. ખીઆરાંઓની અરજ સાંભળવામાં રોકાઈછે. ગીત રાગ ની મહજા લેવા કરતાં કોઈ નાવારસ આદમીને મરતી વખત તેની આગળ રહી તેને દેલાસો આપીને વખત ગુજારીઓછે. શેલ અને ગમત કરવા જવા કરતાં કોઈ

અશકત આદમીની મુશકેલાત મટાડવા જવાનાં કામ એ બાઈ પસંદ કરતી આવીછે. ગરીબ પહોસીઓને આશરો આપતી રહીછે. એ પરમાંણે ભલી મેહનત કરતાં એની ઉમર આસરે છતરીસ વરસની થવા આવી. એવી મેહનત એવી ગુપત અને એકમારગી રીતે કરતી હતી કે એ બાઈની ખુબી એનાં ઓળખીતાંઓને તથા એનાથી ફાએદો પામનારાંઓનેજ માતરે જણાએલી હતી. પણ હવે એક એવો બનાવ બનીઓ કે તેથી મીસ નાઈટીંગેલની કીરતી આખી દુનીઆંમાં આશકારાં થઈ. થોડી મુદત થઈ ઈંગલંડ, ફરાનસ, ટરકી અને સારડીનીઆની સરકારે રૂશીઆનની સામને કરેલી લડાઈ વીશે સરવે કોઈને ઈઆદ હશે. એ લડાઈમાં ગએલાં ઈંગરેજી લશકરનાં સુખ તથા આરામની બાબદમાં સતાવાળાઓએ ચલાવેલી તહરેવાર બેદાદી વીશે સરવે કોઈએ થોડું ઘણું સાભળીઉં હશે. એ બેદાદી એટલીબધી વધી ગઈતી કે દુશમનો સાથે લડતાં જેટલાં માણશો મારીઆં ગીઆં તે કરતાં તરણ ગણા વધારે એવી બેદાદીનો ભોગ થયાં. એ બેદાદી વીશે ઈંગલંડમાં જલદીથી ખબર આવી. બીજી વાતની ફરીઆદ સાથે આ ફરીઆદ મુખીઅ હતી કે હાસપીટાલોમાં દરદી તથા જખમીઓની કોઈ દરકાર કરતું નોહતું. તે બીચારાઓ અગતના ઈલાજ અને આરામ વગર ટોળાંને ટોળાં મરણ પાંમતા હતા. વઈદો એટલા થોડા હતા કે તેઓથી પોંહચી વળાતુંતુ નહી. બીછાણાં તથા તેવો બીજો સામન ઓછો હતો. સફાઈ તથા સુઘડાઈ રાખવાને કસા ઈલાજ કરવામાં આવીઆના નહી. ઘાએલી તથા જખમી શીપાહીઓ કલાકના કલાક મુ

ધી લોહી લુહાંન અને દરદથી હેરાન થતા ગલીચ હાલ તમાં જાંહાં પડીઆ તાંહાંજ પડીઆ રેહતા. કોઇનિ ઉચ કીને કાંઈ હલકાં બીછાણાપર નાખવામાં આવતો તો તે ના કપડાં બદલાવવાની કોઈ તંબા કરતું નોહતું. કોઈ તેનો જખમ સમારતું નોહતું. કોઈ તેને દવા દારૂ તથા ક્વત આપનારૂં ખાનું પોહચાડતું નોહતું. તે મરણ પા મેતો દેલાસાના સકુન બોલનાર કોઈ દીસતું નોહતું. એ હાસપીટાલમો ચાકરી કરનારા જે જુજ આદમી હતા તે બેપરવા, નાકદર અને છાકટા હતા. તેઓની સારી ખ બરદારીથી જે હજારો જીવ બનચવા જોઇતાતા તે તેઓ ની આલસ અને ગફલતથી બરબાદ ગીઆ. એ મીશાલ ની ફરીઆદ જારે ચાલી તારે લડાઈની જગોએની હાસ પીટાલ સુધારવાની જરૂરીઆત વીશે ચોતરફથી પોકાર ઉઠી આ. એ સુધારો કરવા વીશેની તકરારને લગતાં તહરેવાર મત પડીઆં. તેમાં આ વાત સરવે કોઈએ કબુલ રાખી કે દરદી લોકોની સરવેથી સરસ બરદાસ કરનાર તથા દુ ખને વખત સઉથી સારો દેલાસો આપનાર સ્ત્રી હોએછે. માટે એવો વીચાર ચાલીઓ કે લડાઇની જગોની હાસ પીટાલમાં દરદી તથા જખમી લોકોની માહાવજત કરવા ને થોડીક સ્ત્રીઓ હોએતો સારૂં. તે મુજબ કેટલીક આબ રૂદાર અને પરોપકારી સ્ત્રીઓએ લડાઇના મથક તરફ જ વાની મરજી બતાવી. તેઓમાંથી જેઓ પુરતી રીતે કા મ લાએક હોએ તેઓને-ચુંટી કાહડી તેઓની વડી અ ને ઉપરીનો ઓહદો લેવાને મીસ ફલારેનસ નાઈટીંગેલે કબુલ કીધું. એ જોખમ ભરેલાં કામ માટે મીસ નાઈટીં ગેલ પોતાના મોભા, લાગવગ અને વાકેફકારીથી પુરત

રીતે લાએક હતી. શ્રી લંડન, એડીનબરો તથા બીજાં મો
હટાં શેહેરોની હાસપીટાલો તથા બંદીવાનોને સુધારવાની
જગાઓ એ જોઇ વળેલી હતી. તાંહાંનો વહીવટ એને
સારી પઠે માલુંમ હતો. તેમાં જે શુધારા કરવા જોઇએ
તેપર એણે ઘટતું ધેઆન આપીઉં હતું. તે ઉપરાંત શ્રી
જરમનીની એક હાસપીટાલમાં પોતાની ખુશીથી કેટલાક
મહીના સુધી દાઇ તરીકે દરદીઓની ચાકરી કીધી હતી.
લંડન મધે બીમાર સ્ત્રી શીખશકો સારૂ સ્થાપેલાં એક ખાતાં
નો કારોબાર ચલાવીઓ હતો. એ પરમાંણે સરવે પરકારે
લાએક થએલી એ બાનુ તથા એના હાથ હેઠલ કામ કર
નારી આડતીસ સ્ત્રીઓ તા૦ ૨૩ મી અકટોબર ૧૮૫૪
ને દીને ઇંગલંડથી રવાના થઇ. તેની છ અઠવાડીઆં પ
છી નજીક પચાસ સ્ત્રીઓની એક બીજી ટોલી એજ કાર
ણ સારૂ ગઇ. એ ભલી ઓરતો જે રૂડાં કામ સારૂ જા
તી હતી તેપર નેધા રાખી રાહમાં હાકમો તથા પરજાના
લોકોએ તેઓને ઘણું માન આપીઉં. તે વીશે અતરે કસું લ
ખવાની જરૂર નથી. મીસ નાઇટીંગેલે પોતાની સંગતી
ઓ સાથે શ્રી સ્કુટેરીની હાસપીટાલમાં કામ કરવાનો ઠ
રાવ કીધો. એ પરમાંણે એ બાહદુર ઓરતે ઘરનો આ
રામ, કાબેલ લોકોની વાત વગતની મહજા તથા બીજાં
અનેક પરકારનાં સુખ છોડી ખુનરેજી તથા માદગીની જ
ગોએ આવી પોતાનુ સુકામ કીધું કે જાંહાં પોતાની સંગતી
ઓ શીવાએ બીજી કોઇ સ્ત્રીઓ મલી શકે નહી. તાંહાં સ
હવારથી સાંહાંજ સુધી અગનાની, ચીથરેહાલ, લોહીલુહા
ન, મરતતોલ, કાએલી અને કમકમાટ ભરેલા નજીસ
લોકોની ચાકરી અને બરદાસ કરવાતુ કામ શરૂ કીધં ન

શરૂઆતમાંજ મીસ નાઈટીંગેલને ઘણી હરકતો થઈ. હાસપીટાલનો કારોબાર ઠરીઠાંમ કરતાં તેને દીસીર્ડ કે વઈદક, કમીસરી તથા લશકર ખાતાંવાળાઓ અગતને વખત એકસંપી બતાવતા નોહતા. તેથી હાસપીટાલના કામને અતીશે હરકત પોહચતી હતી. તેમજ હાસપીટાલના વઈદો, ઉપરીઓ, દવા આપનારાઓ, ખોરાકી આપનારાઓને એક બીજામાં પુરતો બનાવ હતો નહી. તેઓ પેહલાં મીસનાઈટીંગેલ સાથેબી પાધરા ઉતરીઆ નહી. તેઓનો સંધો કારોબાર ધીકારવા જોગ હાલતમાં હતો. એ સબબેથી એ બાઈને ઘણો કંટાળો તથા બેજારી આવી. કેટલાક તરાએત આદમીઓથી એની જોડવણને ટેકો મલતે નહીતો એના ઉપીઓગીપણામાં ઘણો ઘટારો થઈ પડતે.

મીસ નાઈટીંગેલ પોતાની સંગતીઓ સાથે એક ઠેકાંણાપર મલી હાસપીટાલની હાલત તથા હાજત વીશે મનસુબો કરતી. સંધુ કામ ચલાવવાને ગોઠવણ કરી તે મુજબ અમલ કરવાને હુકુમ આપતી. સંધા હેવાલ વીશે ઇંગલંડ ખાતેના સતાવાળાઓ તથા બીજા પોતાના મીતરો અને વગવાળાં ઓળખીતાંઓને કાગજો લખતી. એ સીને ચારથી પાંચ હજાર કાએલી અને દરદી આદમીઓની ઘણી પરકારની ગરજપર ધેઆંન આપવું પડતું. તે એવી જગોએ કે જાંહાંનો સંધો કારોબાર ઉપર જણાવવા મુજબ તદન અંધેર અને બીગડેલો હતો. તેવા લોકોને સારૂ જે વસતુઓ હાસપીટાલોમાં ખાસુખા હાજર જોઈએ તે માંગવામાં આવે તારે મલતીતી નહી. એક વખત દવા ખુટી પડેલી. બીજી વખત અગતનાં કપડાં ઘટી પડેલાં. તીજી વખત માંદાં લોકને લાએકની ખોરાકી મલે નહી. તે

લોકોનાં કપડાં ધોનાર કોઈ હોએ નહી. એ પરમાંણે દરદી અને કાએલી લોકની મોહટી સંખીઆનો ઈલાજ કરવા માં મીસ નાઈટીંગેલને મુશકેલીઅત નડી. તેવા લોકની સંખીઆમાં દનપર દન વધારો થતો ગીઆથી તે મુશકેલીઅ તળી વધી. રાત દાહડો ભારી રંજ ખેચવાથી તથા બુરા મ રજે ગાલેબ આવવાથી એની કેટલીક સંગતીઓ અશકત થઈ પડી. થોડી જણીઓ પાછી પોતાને દેશ ગઈ. તાજુ બી માતરે એટલીજ છે કે એવી રંજ અને ચીંતામાં મીસ નાઈટીંગેલ સરખી સુખ અને લાડમાં ઉછરેલી નાજુક સ્ત્રી કેમ ટકી શકી. એનુ દેખાઈતું કોમલ શરીર જાંણે ફોલાદનુ ઘડેલું હતું. એ સ્ત્રીના હઈડાંમાં જાંણે ફરેસતાના ઠરાવ નો અંશ ઉતરેલો હતો. એ કોઈબી મેહનતથી કંટાળી ન હી. કસીબી મુશકેલીઅતથી નાહીમત થઈ નહી. પોતે મા થે લીધેલું કામ પાર પાડવાપર મકમપણે ખંતીરહી. એની કોશેશ અને તદબીર આગળ સંધી મુશકેલીઅનો આસ તે આસતે મટી ગઈ. દરદી લોકોને સાજા કરી શકે એવી દવા દારૂ, તેઓને શકતી આવે એવો સારો ખોરાક, તેઓ ને ગરમી અને સુખ આપે એવાં કપડાં, તેઓનુ મન વે રાએ એવી કીતાબો, એ બાનુની મેહનતથી પોહચતી થ વા લાગી. એ બાઈ કાએલી અને જખમી લોકોનાં બી છાણાં પાસે ખોટી રહી રાત દાહડો તેઓની ચાકરી કરતી. ધારી અને કસાએલી છાતીવાળાઓનેબી કમકમાટ છુટે એવાં દરદ અને જખમવાળાં આદમીઓની આગળ થં ડે હઈએ ધીરજથી ઉભી રેહતી. જેમ મા પેઆરથી અ ને હસતે મોહડે બચાંની વેઠ કરે તેમ એવાં આદમીઓ ની એ સ્ત્રી વેઠ કરતી. જે કોઈ મરતતોલ થવા આ

લું હોએ તેનો જરાબી દંમ રેહ તાંહાં સુધી તેની પાસેથી ખીસતીતી નહી. ગમે એવો બુરો મરજ હોએ પણ તે પોતાને ઉડવાની ધાસતી તો એના ખેઆલમાંબી નો હતી. પોતાની બરદાસ તળે પહેલા સંધા લોકોને વાસતે તેઓની હાલત મુજબનુ જુદુ જુદુ ખાનુ પકાવવાના બબરચીખાનાંની ગોઠવણબી એણે કીધી. તાંહાંથી વખતસર સઉને ખાનુ પોહચાડવાની તાકીદ રાખતી. તે લોકોના કપડાં ધોવાડવાની તદબીરબી એણેજ કીધી. ઘટતે વખતે કપડાં ધોવાઈ આવે તેટલા માટે તેહકીક કરતી. રાતને સમે વઈદો તથા બીજા ઓહદેદારો ઉંઘી જતા તારે હાસપીટાલમાં પડેલા માકાં બાએગના લોકો જોઈને દુવા દેતા કે એક રોશન ચેહરેની માતા હાથમાં બતી લઈ દર રોજ તેઓની ખબર લેતી હતી. તે માતા મીસ નાઈટીંગેલ હતી. મોહટે પરોટીએથી મધરાત સુધીની બારે મેહનતથી જાંણે રાજી થઈ હોએ નહી માટે સુવા જવાની અગાઉ તે આખી હાસપીટાલમાં કેટલાક માઈલ સુધી હારેહાર પહેલા લોકોની પાસે એકલી ફરી વળતી. એ બાનુ પોતે આરામ કરવાની અગાઉ જાતે તપાસતી કે સરવે કોઈને જોઈતી વસતુ પોહચાહેલીછે કે નહી. કોઈને કસી અગતની વસતુનો ખપ પડીઓછે કે નહી. જીવતાંનો ઈલાજ કરવા અને આરામ આપવાને એ બાનું જેમ ચોકસાઈ રાખતી તેમ મુવેલાને આબરૂથી દફનાવાની ગોઠવણ કરવાને ભુલતીતી નહી. એવી સંધી પરકારે મેહરબાંન બાનુની બરદાસ તલે પહેલાઓ તેની ઉપર હરઘડી આફરીન કરે તે વાજબી હતું. કેહેછે જે કાએલી તથા દરદી લોકો દર રોજ મીસ નાઈટીંગેલનો પાકીજ ચેહરો જો

વાને ઈંતેજાર હતા. દર એક જણ તેનો એકબી શબ્દ સાંભળવાને આરજુમંદ રેહતો. સઉ કોઈને તે એટલીતો વાહલી લાગતી કે તેઓ પાસેથી જારે તે ચાલી જાએ તા રે ઘણા જણાઓ તેના ઓરાને બોસા દેતા હતા !

ઉપર જણાવવા.પરમાંણે જખ્મ, તાપ, મોરચી, ઠંડી, અનવસતરના વાંધા તથા અનેક પરકારની બેદાદીથી મો હોતે જાંહાં વાસો કીધો હતો તાંહાંથી તેને એક દયાલુ અ ને ડાહી તથા મેહનતુ સ્ત્રીએ હાંકી કાહડીઉં. બરીટંન ની હોરમત જાળવનારાં લશકરનો બનચાવ થવા લાગો. નીરાશ થતાં લોકોને ધીરજ આવી. ફીકરમંદ લોકોને ની રાંત થઈ. એ પરમાંણે એક ઘણે બારીક સમે પોતાના દે શીઓના કીમતી જાન બનચાવવા તથા દેશી સરકારને બા રે ધાસતી અને મોહટી હીનપસતીથી છોડવવાનાં કામમાં મીસ નાઈટીંગેલ મુખીઅ હથીઆર થઈ પડી. એણે જે કામ કીધું તે જેવું તેવું નોહતું; તે માટે એના દેશી ઓ એને જેટલો બદલો આપતે તેટલો થોડો હતો. લડા ઈ થઈ રહી તારે એ પોતાને દેશ જવા પાછી ફરી. એને તે દેશમાં બાઆબરૂથી લેવાને તઈઆરી થતી હતી. પણ એ બાઈ જેવી રૂડી તેવીજ સાદી છે. તેણે જે કાંઈ નેક કા મ કીધું તે પોતાની એક ફરજ સમજીને કીધું. કોઈપર કશો ઉપકાર કીધેલો ધારીઉં નહી. પોતાની તારીફ કરાવ વાનુ એને પસંદ આવીઉં નહી. માટે એને માન આ પવાની તઈઆરી કરનારાઓ ન જાણે તેમ એ બાઈ ગુપ ત રીતે પોતાના દેશમાં દાખલ થઈ. જેમ પોતાના પરોપ કારીપણે દુનીઆનાં લોકને તાજુબ કીધાં હતાં તેમ સા દાઈથી કીધાં. પણ એના વફાદાર દેશીઓએ એની

દગારી માટે કાંઈભી કરી રાખવાને અગતનું ધારીઉં. એ કારણ સારૂ શ્રી લંડન મધે તા૦ ૨૯ મી નવેમબર ૧૮૫૫ ને દીને એક દબદબા ભરેલી જાહેર સભા ભરાઈ. તાંહાં મીસ નાઈટીંગેલનાં મોહટાં પરાક્રમ વીશે ઘટતી સતુતી થયા પછી ઠરાવ થયો કે બરીટીશ સલતનતમાં વસનારાં લોકોમાં ઉઘરાંણુ કરી એક પુંજી ઉભી કરવી. તે પુંજીમાંથી મીસ નાઈટીંગેલને નામે એક ખાતુ સ્થાપવું. તાંહાં સ્ત્રીઓને હાસપીટાલનુ કામ કરવા શીખવાની તરબીઅત આપવી. એ ઠરાવ મુજબ દુનીઆના સંધા ભાગમાં વસનારી બરીટીશ પરજાએ એ ઉઘરાણામાં નાણાં ભરીઆં. એ વીશે એક બીના જાણવાજોગ છે. જે ગરીબ શીપાહી તથા તેવા બીજા લોકને વાસતે મીસ નાઈટીંગેલે બેહદ રંજ ખેંચી હતી તે લોકે તે બાનુની ઇઆદગારી માટેના કામ સારૂ પોતાની શકતી મુજબ જીગરથી નાંણાં ભરી આભાર માંનીઓ.

મીસ ફલારેનસ નાઈટીંગેલ હવડાં પોતાની રૂડી રીત મુજબનાં કામો કરીને વખત ગુજારેછે. હાસપીટાલોને લગતી કેટલીક બાબરો વીશે એણે એક કીમતી પુસ્તક પરગટ કીધુંછે. તે હાસપીટાલોનુ કામ ચલાવનારાંઓને ઘણું ઉપીઓગી થવાનુ.



# મીસટરીસ માનટેગીઊ.

લેડી મેરી ઉઅરટલી માનટેગીઉ ડીઉક આવ કીંગસ ટનની વડી દીકરી હતી. એ કાબેલ ઉમરાજાદી ઈ૦ સ૦ ૧૬૯૦ ના વરસમાં જનમી હતી. એ ચાર વરસની થઈ એટલાંમાં માઠાં બાગ્યેગે એની મા મરણ પાંમી. એનો બાપ એનીપર ઘણો માયાળુ હતો. પણ એને ઉંચી કેળવણી આપવાને તેણે જાહજી ખબરદારી રાખેલી માલુમ પડતી નથી. લેડી મેરીએ કેળવણીની ખુર જાતી ઉદીયોગે કરી મટાડી. તે કેટલીક ભાષાઓમાં પુરવીણ થઈ. વીસ વરસની થવા આગમચ તરજુમા બનાવવા, કવેતો જોડવા અને ગરંથ લખવાનુ કામ શરૂ કીધું. ઈ૦ સ૦ ૧૭૧૨ માં તે મીસટર એડવરડ ઉઅરટલી માનટેગીઉ નામના એક ઘરસથ સાથે પરણી. તવારીખ લખનારાઓ જણાવેછે કે એ વેલા લેડી મેરીના જેવી ખુબસુરતી તથા વાત ચીતની લેહજત કોઈ બીજી સ્ત્રીમાં દીસતી નોહતી. હોસન તથા હુશીઆરીએ કરી મોહટ મોહટી મંડલીઓમાં તેનુ તેજ મારતું. લગન થયા પછી થોડી મુદ્દતે મીસટર માનટેગીઉ શ્રી સ્ટમબોલની દરબાર ખાતેનો એલચી ઠરીઓ. એ વખતે ઈરોપખંડનો મામલો સમાધાની ભરેલો નોહતો. મુસાફરી કરવાનુ કામ મુશકેલીઆત ભરેલું હતું. પણ મીસટરીસ માનટેગીઉએ ગનાન મદિ રાખેલા શોખને લીધે કસી અગાવડની દરકાર કીધી નહીં. ભરથાર સાથે મુસાફરી કરવાનો ઠરાવ કરી પોતાને દેશથી નીકળી. એ ઘણી ઘણીઆણી જુદે જુદે દેશ ફરીને શ્રી સ્ટમબોલ ગીઆં. તાંહાંથી મીસટરીસ માનટેગીઉએ પોતાની મુસાફરીમાં જોએલી બા

બદો ઈતીઆદી સંબંધી શ્રી ઈંગલંડ મધેના પોતાના કાબેલ મીતરો તથા સાહેલીઓ સાથે કાગજ પતરનો વેહવાર ચ લાવીઓ. સનસારી, રાજદોઅ઼ારી તથા નીતીની બાબદો વીશે રંગીલું વરણન કરવાની તથા ખુબ તરક લગાવી તેઓપ ર ઘટતા વીચાર આપવાની લેડી મેરીની ઉમદા શકતી એ પતરોપરથી નજર આવેછે. ટરકીમાં રેહતાં તેણે જોઇઉં કે તે દેશના ગામડીઆ લોકોમાં શીતલાનો જરા જાહલ્લે ઉપદરવ કરતા નોહતો. એ વખતે ગઉ શીતલા મેલવાની રીત કાંઈ જાહેર થએલી નોહતી. ટરક લોકોનેબી તે રીત ખબર નોહતી. પણ તે લોક સાધરણ સહીએડની સારા માં સારી રસી એક કાટલાં અથવા દાબડીમાં એકઠી કરી રાખતાં. સપટેંબર માસમાં ગરમીનો ઉપદરવ જરા નરમ પડીઆ પછી જેઓની મરજી હોએ તેઓનાં છોકરાંને એ રસીથી સહીએડ કાહડવામાં આવતા. તે કાહડવાની રી ત ઘણું કરીને હાલમાં ગઉશીતલા મેલવાની રીત જેવીજ હતી. એ પરમાંણે મેલેલા શીતલા કોઈ પરકારે ઝાજા પીડાકારી થતા નોહતા. બચાંઓને તરણ દીવસ હલકો તાવ આવે તે શીવાએ સઘલો વખત તેઓ ફરતાં રમતાં રેહતાં. સહીએડ સકાયા પછી કસાં ચાટાં રેહતાંતાં ન હી. એવા સહીએડથી જીવની ખરાબીતો ઘણીજ થોડી થતી. સહીએડનો બુરો ઉપદરવ ઘટાડવાની એ રીતી મી સટરીસ માનટેગીઉને ઘણી સારી લાગી. પોતાના દેશી ઈં ગરેજોમાં તે દાખલ કરવી ફાએદેમંદ ધારીઉં. તે ફાએદા નો અખતરો પેહલે પોતાના દીકરાપર એ હીમતવાંન બા નુએ કરી બતાવીઓ. પછી બુધ્ધી અને કલમને જોરે એ શુધારો ઈંગલંડમાં દાખલ કરાવીઓ. ઈ૦ સ૦ ૧૭૧૮

ના વરસમો મીસટર માનટેગીઉને સ્ટમબોલથી પાછો બો લાવીઓ. પાછો ફરતાં તેણે તથા બાએડીએ કેટલાંક દેશો જોયાં. એ પછી મીસટરીસ માનટેગીઉએ એલમનો અ ભીઆસ કરવા તથા પુસતકો વીગરે લખવામાં વખત ગુ જારવા માંડીઓ. પાછળથી એ સ્ત્રીની તનદરોસતીમાં બી ગાડ થનો ચાલીઓ. ઈ૦ સ૦ ૧૭૩૯ માં ભરથારની ર જાથી એ શ્રી ઈરોપખંડ ગઈ. કેટલીક મુસાફરી કરવા પ છી એણે શ્રી વેનીસ મુલકમાં લોવર મધે વામો કીધો. તાં હાંના લોકોનો પેઆર એણે હાંસેલ કીધો. ગામડાંનાં લો કોને પાઉં માખન તથા તેવી બીજી ઘરગતુ ઉપીઓગની વસતુઓ બનાવવા શીખવીઆં. તેઓની અવસ્થા શુધા રવાની કોશેશ કીધી. તેના બદલામાં તે લોકો એને મા તા સરખું માન આપવા લાગાં. એ જગેએથી મીસટરી સ માનટેગીઉએ ભરથાર તથા સગીઓ અને સાહેલીઓ સાથે કાગજ પતરનો વેહવાર ચાલુ રાખીઓ. એ પતરો કાંઈ ખાલી ટાહેલાં અથવા અરીપરી વાતોના પીંજણ નો હતાં. તે સંધાં વાંચનારને ગનાન તથા ઉમદા શીખામણ આપે એવાં હતાં. ઈંગરેજી ભાષા જાણનારાં લોક તે પત રો ઘણી હોંસથી વાંચેછે. ઈ૦ સ૦ ૧૭૬૧ માં મીસટર માનટેગીઉ મરણ પાંમીઓ. તે પછી પોતાની દીકરી કાઉ ટેસ આવ બીઉટની મીંનતને લીધે મીસટરીસ માનટેગી ઉ પાછી ઈંગલંડ આવી, તાહાં ઈ૦ સ૦ ૧૭૬૨ માં એ મરણ પાંમી. એ બનાવથી તે મરનારનાં સંધાં ખેશો ત થા કાબેલ અને દરજાવાળાં દોસતો તથા ઓળખીતાંઓ ને બહુ દુખ થયું.

લેડી મેરી ઉઅરટલી માનટેગીઉના પતરોનો સંઘર ઈ૦ -

સ૦ ૧૭૬૩ મા છપાયો તે ઉપરાત એ કાબેલ બાનુના રાધા પુસતકોના પાચ વાલમ ઈ૦ સ૦ ૧૮૦૩ મા છપાઈ પરગટ થયા તે છપાવનારની જે કાઈ ભુલ ચુક તથા ખામીઓ હતી તે સુધારી તથા જે કાઈ વાચવા જોગ બીનાઓ રહી ગઈ હતી તે ઉમેરીને એની દીકરીના દોતરા લારડ હુઆરનકલીફે તેની બીજી આવરૂતી બાહેર પાડી એ પુસતકપર ટીકા કરનાર આ જમાનાનો એક ઘણો કાબેલ વીદીઆરથી વીચાર આપેછે જે "કાગજ પતરો લખવામા લેડી મેરીથી કોઈ સરસ થયુ નથી અને તેની બરોબરી કરનાર ઘણા થોડાજ જણ હશે એના પતરોમા નવી નવી તથા તરેહવાર બાબતો વીશે કરેલા વરણન તથા દુનીઆમા સરવે ચીજ સારી પઠે જોઈ તેમાથી વાચવાજોગ બીનાનુ ભંડોળ કરવાની એ બાનુની શકતી જે એ પતગેમા નજર આવેછે, તથા તે બીનાઓપર આપેલા નોતેબર અને વાજબી વીચારો તથા તે લખવાની પસદ પડવાજોગ સલીસ અને ફાએદા મુજબની સુતરી એબારતનો જે આપણે વીચાર કરીએતો ઈંગલડના કોઈબી પતર લખનારાઓ કરતા લેડી મેરીને ઉતરતે દરજજેની આપણથી ગણી શકાએ નહી" જોવાની, વીચારવાની તથા વરણન કરવાની એ બાનુની એવી શક્તીને લીધે ઈંગલડના કાબેલ લોકોની સફમા એ અમર રેહવાની કાબેલ લખનારી તરીકે જે દરજજો એ ભોગવતી હતી તેથી ઘણા વીદવાન લોકો એની દોસતી રાખવાને માન ભરેલુ સમજતા હતા તેઓમાના કેટલાક જણાને ગરથો ઈતીઆદી બનાવવામા એની સારી સલાહ તથા મતનો ફાએદો મલતો

મીસતરીસ માનટેગીઉ હરેક અગતની શુધરાઈ કરવા

ની બાબદમાં આગેવાન હતી. તે વીશેનો એક મોતેબર દાખલો એણે શીતલા મેલવાની પેહેલ કાહડવા વીશેનો ઉપર આપીએછે. એ અને એવા બીજા શુધારા કરવા માં માતરે મુરખ અને અગનાનીજ નહી પણ દાહયા અને કાબેલમાં ખપનારા લોકોથીબી એને અડચણ થતી. શીતલા મેલવાની બાબદ પાદરીઓએ વાએજી કરવાની જગોએથી લોકોને ભમાવયા કે ઇસ્વરના હુકુમથી જે કાંઈ બનેછે તેપર આપણે અખતીઆર ચલાવવાની કોશેશ કરવાથી પાપી કરમ કરેલું કેહેવાએ. લોકોને ઉસકેરી શીતલા મેલવાની રીત તેઓ પાસે નાપસંદ કરાવવાને ધરમના ઉપાધીઆઓએ એવી કોશેશ કીધી. વઇદોથીબી એ બાનુને કંટાળા ભરેલી હરકત નડી હતી. તે વઇદો તથા બીજાંઓની ખાતરી કરવા સારૂ લેડી મેરીએ કેટલાક જણાની હજુર પોતાની દીકરીને એ રીત પરમાંણે શીતલા મેળી ફાએદો બતાવીઓ. એની એવી કોશેશ અને ઠરાવ તથા કાબેલીઅત આગળ સંધી અડચણો મટી ગઈ, અને શુધારા ચાલુ થયા. એ શેઆંણી બાનુ સ્ત્રી કેળવણીની મોહટી હીમાત કરનારી હતી. પોતાના કબીલાની છોકરીઓ આગળ જતાં ખુશી તથા સુખી રેહ અને સારી બાએડીઓ તથા લાએકીવાળી માતાઓ થઈ શકે તેવી કેળવણી તેઓને અપાવવાને તેહકીક કરતી. એનો વીચાર હતો કે ઉપીઓગી કેળવણી જેવું સારૂં સ્ત્રીઓના હકમાં બીજું કાંઈજ નથી. ઇજત સંબંધી એ બાઇની એવી રીત હતી કે જેની કમબખતી હોએ તેજ એની સાથે બેમુલાજે ચાલવાની કાંઇબી કોશેશ કરે. એની આપઅખતીઆરીની વખાણવાજોગ હતી.

# લેડી હેસટીંગસ.

લેડી ઈલીઝેબેથ હેસટીંગસ હનટીંગડનના અરલ ઓફ થીઓફીલસની દીકરી હતી. તે તા૦ ૧૯ મી એપરીલ ૧૬૮૨ ને દીને જનમી હતી. એ બાઈ સારી કાંતી તથા સમજવાળી સ્ત્રી હતી. તે કદી પરણી નોહતી. મા તથા બાપની તરફથી મલેલી મીલકતની ઉપજ તેણે ધરમ ધેઅર્મોન અને દાન પુન કરવામાં વાપરી. એ ઉપજ દર વરસના આસરે તીસ હજાર રૂપીઆ જેટલી હતી. પણ સમજથી ચાલી એટલી રકમમાંથી તેણે તારીફ લાએક મોહટાં કામો કીધાં. લેડી હેસટીંગસનો કાનુન એવો હતો કે પેહલાં વાજબીપણાંપર અને પછી સખાવતપર વીચાર રાખવો. આખી જીંદગી સુધી તેણે એજ કાનુનપર અમલ કીનો. તે પોતાના કુટુંબ પરીવાર, દોસત આશના અને ચાકર નફરોની બરદાસ પેહલાં કરતી. પછી ગરીબ નાચાર લોકની દાદ લેતી. તારબાદ બીજી સખાવત કરતી. પોતાના કુટુંબના આદમીઓને આબરૂદાર અવસથામાં રાખવાને લેડી હેસટીંગસ સદા મરજી રાખતી હતી. એ મરજી મુજબ ગરીબ સગાંઓને લવાજમા અથવા બખશીશ તરીકે હજારો રૂપીઆના અવેજ જેટલી રકમ આપતી હતી. એવી બખશીશ પોતાની સાહેલીઓને તથા ઓલખીતાં આબરૂદાર લોકોનેબી કરતી હતી. ચાકર નફરોપર દયાને રૂપે રાખેલી મેહરબાંનીથી એ બાનુના ઘરનાં ઢોર તથા બીજાં તેવાં જાનવર વટીક વેગલાં નોહતાં. ગરીબોની બરદાસ એ સ્ત્રી ઘણી કાલજીથી કરતી. તેવાં લોકોને ઘર મદદ મોકલીને અથવા અગત હોએતો તેઓને પોતાને મકાને

આણીને તેઓનુ રખશણ કરતી. તેઓને ખાનુ, કપડાં, દવા દારૂ તથા પઈસા છુટથી આપતી. કેટલાં જણાને વરસે દાહડે લવાજમા આપતી. બીજાંઓનુ કરજ ચુકાવતી. તુરત ભીરમાં હોએ તેઓને રૂકમબંધ બખશીશ કરતી. ગરીબ વીદીઆરથીઓને ઓશરો આપતી. ધરમ ખાતાની નીશાલોને નીભાવતી. ધરમ નીતીના કામો સારૂ મોહટો ખરચ કરતી. એવાં જુદાં જુદાં કામો સારૂ એણે આપતાં કરેલાં નાંણાં ખરેખર ઉપીઓગી થતાં હતાં કે નહી તે વીશે જાતે તલાશ કરતી. કાંઈ વેરથ નહી જવા દેવાને ખબરદારી રાખતી. એટલાં બધાં કામોને જેમ બને તેમ ઘણી મદદ કરવા સારૂ એ બાઈ અંગતનો ખરચ ઘણી કરકસરથી કરતી. પણ તે કસર એવી દાહપણ ભરેલી રીતે કરતી કે કોઈ તેને કનજુસ કહી શકે નહી. એ લાએકી વાલી સ્ત્રી જેવી પરોપકારી તેવીજ નમરતા ભરેલી અને મીલણસાર હતી. એ જેબી મીજલસમાં બીરાજતી તાંહાં એની સાલેસાઈ તથા મીઠા શબદોથી સરવે કોઈને ખુશી ઉપજતી. પાછળથી એની છાતીમાં જમની તરફ દરદ થયું. તે ડાકટરે કાપવાથી પેહલાંનો એને કાંઈ આરામ થતો જણાયો. પણ અંતે ઘણી દુખી થઈ મરણ પાંમી. મરતી વેળા દરદથી ઘણી અકળાઈ. પણ આસપાસનાં આદમીઓને દીલગીરી નહી ઉપજાવવા તથા ચાકરોને તસદી નહી આપવાને ઠરાવ રાખી સંઘું દરદ સબુરીથી ખમીઉં. મરવાની ઘડી સુધી ચીત ઠેકાંણે રાખી સઉને સારી સલાહ આપતી રહી. અંને તા૦ ૨૨ મી દીસેમબર ૧૭૩૯ ને દીને એ સદગુણી બાઈ મરણ પાંમી.

---

# મીસટરીસ સ્મીથ.

મીસટરીસ શારલોટી સ્મીથ તા૦ ૪ થી મેએ ૧૭૪૯ ને દીને જનમી હતી. એનો બાપ મીસટર ટરનર એક આબરૂદાર તવંગર ઘરસથ હતો. શારલોટીને નાધલી મેલી એની મા મરણ પાંમી. બાપે એની કેળવણી માટે પઈસાતો ઘણા ખરચીઆ. પણ ખરચ કરવા જેટલી ખબરદારી રાખી નહી. તોબી પોતાનાં ચપલ મન તથા ઉંદી ઓગે કરી એ અબલાએ વીદીઆ જલદી હાંમેલ કીધી. કવેતો તથા કીસ્સા લખનારી તરીકે એ પરખીઆત થવા લાગી. એ આસરે પંદર વરસની થઈ તારે એના બાપે બીજી બાએડી કરવાનો ઠરાવ કીધો. શારલોટીને સારી હાલતમાં રાખવાની મતલબથી એના હેતુઓએ એનેબી પરણાવવાની મરજી કીધી. તેઓએ એ અબલાનુ ભલું ચાહીઉં ખરૂં. પણ તે ભલાં માટે જે જોખમ ભરેલું કામ કીધું તેમાં ઘટતી ખબરદારી રાખી નહી. તેઓએ ઉતાવળ કરી એના લગન એક વેપારીના દીકરા તથા ભાગીઆ નામે મીસટર સ્મીથ સાથે કીધાં. આગળ જતાં એ ભરથાર અનસમજ તથા ઉડાઉ માલુમ પડીઓ. તેણે પોતાના કામ કાજપર ઝાજું ધેઆન આપીઉં નહી. બાએડી છોકરાંનાં સુખ ચેનની ફીકર રાખવાને બદલે પોતે એશ આરામમાં પડીઓ. તેનો બાપ મરણ પાંમીઓ તારે એવું ગુંચવણ ભરેલું ઉઈલ કરી ગીઓ કે કોઈ બે લાએરો તેનો એક સરખો અરથ ઉકારી શકીઆ નહી. એથી બીચારો સ્મીથ કજીઓ લડવાના વમલમાં પડીઓ. જે કાંઈ મીલકત હાથમાં હતી તે લાખના બાર હજાર કરવાનાં કામો

માં તેણે સાફ કરી નાખી. અંતે તેને તુરંગમાં જવું પડી
ઉં. તાંહાં તેની પતીવરતા બાએડીએ તેને એકલો મેલીઓ
નહી. ઉડાઉ તથા બેદર ભરથારોની બાએડીઓબી ઘ
ણી વેલા ભરથારોપર મોહટો પેઆર રાખેછે. તેમ એ બા
ઈએ કીધું. તેણે વરના બંદીખાનાનું દુખ પોતાને સરખી
ખેંચીઉં. વળી ભરથારની કમાઈપર રાખેલી આશા ભષ્ટ
થઈ તારે પોતાની કોશેશપર પોતાનાં ગુજરાનનો આધાર
રહયો. ભરથાર તથા છોકરાંનુ પાલન કરવાનો સંધો બો
જોબી એ સ્ત્રીને માથે પડીઓ. સુખ ચેન અને જાહોજ
લાલીમાંથી એ પરમાંણે છેક નબળી અવસ્થામાં આવી પ
ડવાથી મીસટરીસ સ્મીથને સંતાપ થયો ખરો. પણ તેણે
હીમત છોડી નહી. પોતાની બુધ્ધી અને કલમને હથી
આરે કબીલાનુ પાલન થવા જોગ કમાઈ તેણે કીધી. તે
બંદીખાનામાં ભરથારની ચાકરી કરી પરવારીને છોકરાંઓ
ની ખબરદારી કરતી. તે કામથી ફારગ થઈ કલમ કસતી.
એ પરમાંણે એ નાજુક સ્ત્રી ઘણી રંજ ખેચી કુટુંબનો ની
ભાવ કરતી. અંતે મીસટર સ્મીથની સંધી મતા વેચાઈ.
એ ધણીપર મોહટો હારેસો પડવા છતાં થોડોબી સુધરીઓ
નહી. તે દનપર દન વધારે ખાડો હાલ પકડતો ગીઓ.
તેવીસ તેવીસ વરસ સુધી તેની ચાલથી નીપજતું સંધું દુખ
મીસટરીસ સ્મીથે પોતાંથી બને તેમ સેહીઉં. તેટલાં તે
નાં બચાંઓની સંખીઆબી ઘણી વધી ગઈ. અંતે ભરથા
રથી છુટી પડવાની આઈન ફરજ થઈ. તે પછી એ બાનુ
છોકરાંઓને સાથે લઈ શ્રી ચીચેસટરની નજીક એક નાધ
લાં ઘરમાં જઈ રહી. એ જગોએ બચાંઓને પાલવા ત
થા કેળવવાની સંધી ફરજો એ બાઈએ હીમતથી ઉઠાવી.

તેઓને સારૂ કોઈબી મેહનત કરવાથી કંટાળી નહી. એ સ્ત્રીની સંધી આવકનો આધાર તેની કલમપર હતો. તેણે એક પછી એક પરગટ કરેલાં કવેતા તથા કીસ્સા લોકોને પસંદ પડતા થયા. તેની આવકમાંથી કુટુંબનુ ગુજરાન આબરૂ ભરેલી રીતે કરવાને એ બાઈ શકતીવાન થઈ. એની ઉપર પડતાં દુખથી મળેલો અનુભવ એણે બીજાં લોકને હુશીઆર કરવામાં વાપરીઓ. એને કજીઓ લડતાં ઈનસાફની ઢીલથી થએલી સરખી ખરાબી તથા એના ભરથારે અવીચારીપણે ઉડાવેલાં જેવા કટંગાં કામોથી પોહચતાં નુકસાન વીશે એ બાનુએ પોતાના કીસ્સામાં સારી તાલથી રમુજી વરણન કીધુંછે. તેજ પરમાંણે જુદા જુદા દેખાવ તથા રીત ભાતના નકસા એણે રસીલી એબારતમાં ઉતારેલા કેહવામાં આવેછે. એ હીમતવાન કાબેલ સ્ત્રી તા૦ ૨૮ મી અકટોબર, ૧૮૦૬ ને દીને મરણ પાંમી.

ઉંચા કુલની, તવંગર મા બાપોની બરદાસ તલે સુખ ચેનમાં પળેલી, રૂડી ચાલવાળી નાંજુક સ્ત્રીઓપર માઠાં ભાએગે તંગી આવી પડે, તે સમે તે સ્ત્રીઓ પહહેલી હોએતો, પોતે આપઅખતીઆર રેહવાને તથા કબીલાનું આબરૂથી ગુજરાન કરવાને તથા કુલની લાજ નીભાવવાને, બલકે વધારવાને, તેઓ કેવી શકતીવાંન થાએછે તે વીશેની કાંઈક સમજ શારલોટી સ્મીથના ઉપલા હેવાલથી પડેછે.

---

## લેડી લાઘામ.

હંટીંગડનના છઠા અરલની ઈલીઝેબેથ નામની એક દી કરી હતી. અરલે એ દીકરીને સર જેમસ લાઘામ સાથે પરણાવી. ધણી ધણીઆંણી અરસપરસ પેઆરથી રેહવા લાગાં. એ સ્ત્રી મોહટી ઉમરાવજાદી હતી તે સર જેમસ સરખા ઉતરતી પદવીના પુરૂષની બાએડી થઈ, તે વીશે લ રથાર કાંઈબી મનમાં લાવે તારે એ નમરતાવાળી બાઈ તે મ નહીં કરવાને તેને કેહતી. કેમકે એ પુરૂષની બાએ ડી તરીકે સંસારમાં જે દરજ્જો તે ભોગવતી હતી તેથી પુ રતી રાજી અને મઘન હતી. એમ બોલી સદા એવી રી તે ચાલતી કે તેથી સઉ કોઈ સમજે કે ભરથારની પદવી થી તે ખરેખર ઘણી મઘન રેહતી હતી. સંધાં ઓળખી તાંઓ સાથે એ માયાથી ચાલતી. એ સર જેમસ લાઘા મની બીજી બાએડી હતી. તેની આગળી બાએડીને પેટ નાં કેટલાંક છોકરાં જીવતાં હતાં. તેઓને એ બીજી બા એડીએ પેહલાંથીજ પોતાના પેટનાં બચાંઓ સરખાં ગણ વા માંડીઆં. મરણની છેલ્લી ઘડી સુધી એ બચાંઓની એવી કદર ખાધી કે જણેતા માની કદરનેબી ગોયા વીસ રાવી નાખે. ઈલીઝેબેથે એ બચાંઓપર મેહરબાંની રા ખી એટલુંજ નહી. તેઓની મરનાર મા જાંણે એ બાઈ ની સગી વડી બેહન હોએ તેવાં માનથી એ તેની ઈઆદ કરતી. બચરવાળ પુરૂષો જો બાએડીઓ કરેતો એવીજ બા એડીઓ મલેથી તેઓનુ જીવતર પરમાણ. એ લાએકીવાળી બાનુ શીતલાના બુરા મરજથી ઈ. સ. ૧૬૬૪ ના વરસમાં મરણ પાંમી. ભરથારને દીલગીર થતો જોઈ એ બોલી કે "હુ

નીઆંમાં આપણ સાથે આવીઆં નોહતાં. આપણ હી આંથી સાથે જવાની વકીલી રાખી શકતાં નથી. પણ હું ખુશી છું કે હું જાંહાં જાઉછું તાંહાં તમો અંતે આવશો." એવા શબદોથી ભરથારને દેલાસો આપવા તથા તેની દી લગીરીનો ઘટારો કરવાને તજવીજ કીધી. એના મરણ પ છી માલુંમ પડીઉં કે એ બાઈ જેવી લાએકીવાળી ઘર ધણીઆંણી, પતીવરતા બાએડી અને મેહરબાંન મા હ તી તેવીજ પરોપકારી સી હતી. એની પછવાડે રડતાં બે હદ લોકોની માહેતમથી જણાયું કે ગરીબોને આશરો આ પવા તથા લાચારોનુ પાળણ કરવાને એ બાઈએ ગુપતપ ણે કાંઈ થોડું કીધું નોહતું. એ મરણ પાંમી તારેંજ એની મોહટી સખાવત જાહેર થઈ.

---

## રાણી ફીલીપા.

પુરૂષ ગમે એવી મોહટી અને જીરરતવાળી અવ સ્થામાં હોએ, પણ તેની બાએડી જો સદગુણી હોએતો તે ની મોહટાઈ તથા જીરરતમા વધારો થયા વીના રેહતો ન થી. ઈંગલંડનો રાજા તીજો એડઉઅરડ હીમત, હુશીઆ રી અને બાહદુરી માટે વખણાયો. તે પોતાની પરજાનો માનીતો તથા પારકા મુલકોને ફતેહ કરનાર હોવાથી ઘ ણો કીરતીવાંન કેહવાયો. તેના જેવી નામદારી એ દેશના ઘણા રાજાઓએ મેળવી નથી. પણ તે નામદાર મરદના હકનો સંભાળ કરવા, તેની પરજાનો પેઆર સંઘરવા, તેના સેવકોની વફાદારી ટકાવવા, તેના દુશમનોને હરાવવા, પ

રજાની આબાદાની વધારી તેની આએપતમાં હુંમેશ કર વા, તેની ફતેહને દયાથી શોભાવવા આપવા તથા તેવીજ બીજી બાબદોમાં તેની સુખીઆ મદદગાર અને ખરી દો સત તેની લાએકીવાળી બાએડી ફીલીપા હતી.

રાણી ફીલીપા ઉઈલીઅમ આવ હેનાલટની દીકરી હ તી. તે ઈ. સ. ૧૩૧૨ માં જનમી હતી. ઘરતી ઉમરે પો હતેથી તેના લગન એડઉઅરડ રાજા સાથે થયાં. ભલી રા ણી નીકળવાની નીશાનો ફીલીપાએ પેહલાંથીજ બતાવવા માંડી. એક વેળા ઘોડસવારોની કસરતનો તમાશો એડઉઅ રડ રાજાએ કરાવીઓ. તે તમાશો જોવાને રાણી તથા તેની સાહેલીઓને બેસવા સારૂ બનાવેલો ઉંચો માચરો એકા એક નીચે તુટી પડીઓ. આકળા સવભાવનો એડઉઅરડ રાજા ઘબરાયો અને ગુસ્સે થયો. તે માચરો બનાવનાર મીસતરીને મોહટી સજા કરવાને ઠરાવ કીધો. એ કજા થી રાણીને કાંઈક જોખમ થયેતો ખરો. પણ તેણે ઘણી મીનતથી ભરથારને સમજાવીઓ કે એ બનાવમાં મીસત રીની કસી તકસીર કેહવાએ નહી. એ અકસમાત માટે તેને કસુંબી દુખ આપવું ઘટે નહી. એ પરમાંણે તે બીચા રા મીસતરીનો બંચાવ થયો.

જીવાન એડઉઅરડ હકદાર રાજા હતો. પણ લારડ મારટીમર નામનો ઉમરાવ તથા તેના સંગતીઓ સઘલો અખતીઆર પોતાના હવાલામાં રાખી બેઠા હતા. તેઓ થી પોતાનો છુટકારો કરવાને એડઉઅરડે કરેલી ગોઠવણ માં ફીલીપાની સલાહ કામ આવી. રાજા સવતંતર થયા પછી તેની આએપતમાં વધારો કરવાને રાણીએ દુર અં દેશાથી ઘટતી તદબીર કીધી. ઇંગલંડ દેશનો વેપાર વણજ

વધારવાને તેણે કોશેશ કીધી. કારખાનાં સ્થાપીઆં. પોતા ના જનમ દેશથી જાંન કેમપ તથા બીજા નામીચા ફલેમી શ વનકરોને ઈંગલંડ બોલાવીઆ. તેઓના દેશમાં બનતાં હતાં તેવાં કપડાં વણવાનુ કામ ઈંગલંડમાં ચાલુ કીધું. જે કોઈ નવી સોધી'કરે તેઓને આશરો આપવાનુ દીલ બતા વીઉં. જુદા જુદા ધંનધાદારીઓ સપથી ચાલે તેવું કીધું. એ પરમાંણે પરજાનાં લોકના ઉદીઓગ તથા સંપતી અને રાજાની પેદાસમાં વધારો કીધો. જેમ લોકોનો ધંનધો તેમ જ તેઓની ગમત વધારવાના કામમાં રાણી મદદ કરતી રહી. ફીલીપાના આશરા હેઠલ ઘણીવાર જોવા લાએક ખેલ તથા તમાશા થતા હતા.

એડઉઅરડ રાજા પેહલી વાર ફરાનસની લડાઈમા ગુંથેલો હતો તારે તેને નાંણાની તાણ પડી. રાણીએ પોતાના ઘરેણાં ગીરવી મુકી બેબેવાર રાજાને નાંણું કહડાવી આપીઉં. ભરથારની નજીક રેહવા સારૂ તેણે પોતાનુ મકાન શ્રી ફલાનડરસમાં કીધું. એ લડાઈથી પાછો ફરી રાજા પોતાની રાણી સાથે પોતાની રાજધાંનીમાં આવી પુગો. તે દીને તાહાનો કીલ્લેદાર પોતાના કામ ઉપરથી ગેરહાજર હતો. તેને ખબર નોહતી કે રાજા એકાએક આવી લાગશે. તે નીરભયથી મહજા કરવાને બાહેર ગએલો હતો. તેને જોઈ હાથ તળેનાં માણશોએબી તેમજ કીધું હતું. કોઈ દુશમન હોએતો સેહલથી કીલ્લો પોતાને હાથ કરી શકે એવો મામલો રાજાએ જોયો. પોતાના અમલદારની એવી ગફલતથી રાજા ઘણો ગુસ્સે થયો. એવા બેપરવા આદમીને સજા કરવાની તેણે તઈઆરી બતાવી. પણ આદમી માતરે કેવું ભુલ કરનારૂં પરાંણી છે તેપર વીચાર કરી ફીલીપાએ ભરથાર

ને તેના ઈરાદાથી વારીઓ. ઘણી મેહનતે પેલા ગાફેલ આ દમીને મોહટી સજાની પીડાથી બચાવીઓ.

એડઉઅરડ રાજા બીજીવાર ફરાનસની લડાઈપર ગીઓ તારે સંધો રાજકારોબાર ફીલીપાને સોંપીઓ. એ સમે રાણીએ રાજકારોબારી તથા સેનાપતીનુ કામ એક સરખી હુશીઆરીથી ચલાવીઉં. લોકોના જાન માલની સલામતી તથા તેઓને અદલ ઈનસાફ મલવા સારૂ ચોકસાઈ રાખી. એડઉઅરડ રાજાની ગેરહાજરીતું ટાંકણું જોઈ સ્કાટ લોકના રાજા ડેવીડ બરૂસને ઇંગલંડ દેશપર હુમલો કરવાની હોંસ થઈ. પણ જેમ એક ગરૂડની માદા પોતાનો માળો જાળવે તેમ ફીલીપા ઇંગલંડ જાળવી બેઠી હતી. ડેવીડ બરૂસની સ્વારીની ખબર એ રાણીને પડતાં વેતજ તેની સામને થવાની એણે તઇઆરી કીધી. જલદીથી એક ફોજ એકઠી કરી ઓતર તરફ કુચ કીધી. તેને સ્કાટ લોકનુ લસકર શ્રી ડહરામ આગલ મલીઉં. તે લસકર કરતાં રાણીની ફોજ ઘણી નાથલી હતી. તોબી પોતાના સરદાર લારડ પરસીની મદદથી તે લસકર સાથે તેણે લડાઈ કીધી. તેના માંણશોએ પોતાની નાજની સેનાપતીની હીમત અને ચંચળાઈથી ઉસકેરાઈ મોહટી બાહદુરી બતાવી. સ્કાટ લસકર હારીઉં. તેઓનો રાજા ડેવીડ બરૂસ કેદ પકડાયો. ફીલીપા રાણી વીચારતી હતી કે આદમી ગમે એટલું કરે તોબી ખુદા તાલાની મદદ વીનાં કસી ફતેહ મલી શકે નહી. માટે બીજી સંધી તઇઆરી કરવા સાથે તે સાહેબની મદદ માંગવાને તે ચુકી નહી. સંધો વખત તે સાહેબની બંદગી કરી તેની જનાબમાં અરજ ગુજારતી હતી કે તે પરવરદીગાર તેના કામપર નેઘા રાખે.

વધારવાને તેણે કોશેશ કીધી. કારખાનાં સ્થાપીઆં. પોતા
ના જનમ દેશથી જાંન કેમપ તથા બીજા નામીચા ફલેમ
શ વનકરોને ઈંગલંડ બોલાવીઆ. તેઓના દેશમાં બનત
હતા તેવાં કપડાં વણવાનુ કામ ઈંગલંડમાં ચાલુ કીધું. ને
કોઈ નવી સોધો કરે તેઓને આશરો આપવાનુ દીલ બત
વીઉ. જુદા જુદા ધંનધાદારીઓ સપથી ચાલે તેવું કી
એ પરમાણે પરજાનાં લોકના ઉદીઓગ તથા સંપતી અ
રાજાની પેદાસમાં વધારો કીવો. જેમ લોકોનો ધંનધો તે
જ તેઓની ગમત વધારવાના કામમાં રાણી મદદ કરતં
હી. ફીલીપાના આશરા હેકલ ઘણીવાર જોવા લાએક
તથા તમાશા થતા હતા.

એડઉઅરડ રાજા પેહલી વાર ફરાનસની લડાઈ
લો હતો તારે તેને નાંણાની તાણ પડી. રાણીએ પે
ઘરેણાં ગીરવી મુકી બેબેવાર રાજાને નાંણું કહડાવી
ઉં. બરથારની નજીક રેહવા સારૂ તેણે પોતાનુ મ
ફલાનડરસમાં કીધું. એ લડાઈથી પાછો ફરી રાજા
રાણી સાથે પોતાની રાજધાંનીમાં આવી પુગો. તે
હાનો કીલ્લેદાર પોતાના કામ ઉપરથી ગેરહાજર
ને ખબર નોહતી કે રાજા એકાએક આવી
નીરભયથી મહજા કરવાને બાહેર ગએલો હતો
હાથ તળેનાં માણશોએબી તેમજ કીધું હતું.
હોએતો સેહલથી કીલ્લો પોતાને હાથ કરી
લો રાજાએ જોયો. પોતાના અમલદારની
રાજા ઘણો ગુસ્સે થયો. એવા બેપરવાઆ
ની તેણે તઈઆરી બતાવી. પણ આ
લ કરનારૂં પરાંણી છે તેપર વીચાર કરી

તથી તે લોકને વાસતે માફી માગી. રાણીની રીતથી એ ડઉઅરડનુ દીલ નરમ થયું. તે બોલીઓ કે "ફીલીપા આ વેળા તમો કોઈ બીજે ઠેકાંણે હોતતો વધારે સારૂં. તમે એ.વી રીતે ઓનત કીધીછે કે હું તમોને નાપાડી શકતો નથી. મારે એ બંધવાઓને હું તમોને સોંપુછું. એઓનુ તમારે ગમે તે કરો." ફીલીપાએ તુરત તે બીચારાઓને પોતાના ઓરડામાં મંગાવીઆ. તાંહાં તેઓની ગરદનમાંથી દોરડાં કાહડી નખાવીઆં. તેઓને નવાં કપડાં પેહરાવીઆં. સુતરૂં ભોજણ જમાંડીઉ. કેટલીક બખશીશ આપી. દેલાસો દઈ ખુશી સાથે તેઓને ઘર પાછા મોકલીઆ. એ નેક કામથી એ રાણીને હમેશ ટકે એવી કીરતી મલી.

ફરેંચ લોકોનો રાજા જાન લનડનમાં કેદ પહેલો હતો તારે ફીલીપા રાણીએ તેની એવી સારી માવજત કીધી કે તે પોતાના દેશ તથા આગળા દોસતોની જુદાઇ ઘણે દરજજે ભુલી ગીઓ. એ રાજાને બેગાના દેશમાં કેદખાનાની જગોએ ફીલીપા રાંણી મેહરબાંન દોસતની માફક થઈ પડી હતી. એ રાણીના દેલાસાથી તેનુ દીલ રીઝતું. એની માયાથી તેને ખુશી ઉપજતી. એની બરદાસથી તેને આરામ મલતો. એ પરમાંણે જેતું દેશ ઝીતવાથી એડઉઅરડ રાજાની નામદારી વધી તેને કેદખાંને સુખી રાખવાથી ફીલીપા રાણીની નામદારીમાં વધારો થયો.

ફીલીપા જેવી દાનાવ, દયાલુ અને હીમતવાંન તેવીજ ચોખી દેઆનતવાળી હતી. સરવે કોઈનો હક અદા કરવામાં તે ઘણી ચોકસ હતી. ધરમ ખાતાંઓમાં જે કાંઈ ભરીઉં હોએ તે ઉતાવળે પગાર કરવાને ચુકતીતી નહી. તેણે મરતી વખતે ભરથારને તરણ અરજે કીધી. તે બોલી

ઉપલી લડાઈથી ફારગ થઈ ફીલીપા ભરથારને મલવા સારૂ શ્રી ફરાનસ તરફ ગઈ. પોતાની ગેરહાજરીમાં રાજની જાળવણી તથા કેદ પડેલા સ્કાટ રાજાની ચોકી માટે ઘટતો બંદોબસત કરી ગઈ. તે ફરાનસ પોહતી તારે તેના ભરથારે કાલેસ શેહેર ફતેહ કીધેલું હતું. એ શેહરમાના ફ્રેંચ લસકરે ઘણા ઠરાવથી એડઉઅરડની સામને લડાઈ કીધી હતી. તેઓની બાહાદુરીથી એ રાજા ખુબ ખીજવાયો હતો. વાસતે તે શેહર સધું તારાજ કરવાને એણે પેહલાં ઠરાવ કીધો હતો. પણ પાછળથી માતરે છ મુખીઅ શેહરીઓનો ભોગ લઈ રાજી થવાને દીલ કીધું. તે શેહરનાં આજેજ થએલાં લોકે એ શરત કબુલ રાખી. ઠરાવેલે દીવસે છ મુખીઅ પુરૂષો હાથમાં શેહરની કુંચી લઈ ગળાંમાં દોરડાં નાખી ઉગાડે પગે તેઓના ફતેહ કરનારની આગળ આવીઆ. તેઓને તતકાલ ગરદંન મારવાને એડઉઅરડનો હુકુમ થયો. પણ તેની દયાલુ બાએડી તે દેશહીતકારી પુરૂષોના કામની કીમત વધારે સારી પડે સમજતી હતી. પોતાના દેશી ભાઈ બેહનોનાં ભલાં માટે જીવ આપવાને તઈઆર થનારાઓની એ રૂડી સ્ત્રીને વધારે કદર હતી. એવા પરોપકારી લોકોને જીવથી મારવા કરતાં તેઓને જીવતદાન બખશવામાં વધારે કીરતી છે એમ એ દાનાવ બાનુ સમજતી હતી. તેણે જોયું કે ભરથાર ઘણો ખીજવાએલો હતો. પેલા માઠાં ભાગ્યના ફ્રેંચ પુરૂષોની બાબદ તેના સરદારોએ જે કાંઈ સમજાવત કીધી તે વેરથ ગઈ. તારે એ નામદાર બાનુ ભરથારની નજીક આવી, ગુઠણ મંડીએ બેસી આંખોમાં આંશુ લાવી અરજ ગુજારી. જેમ પોતાના જીવને વાસતે માફી માગે તેમ કાલાવાલા અને મીન

તથી તે લોકને વાસતે માફી માગી. રાણીની રીતથી એ ડઉઅરડનુ દીલ નરમ થયું. તે બોલીઓ કે "ફીલીપા આ વેળા તમો કોઈ બીજે ઠેકાંણે હોતેતો વધારે સારૂં. તમે એ વી રીતે મીનત કીધીછે કે હું તમોને નાપાડી શકતો નથી. માટે એ બંધવાઓને હું તમોને સોંપુછું. એઓનુ તમારે ગમે તે કરો." ફીલીપાએ તુરત તે બીચારાઓને પોતા ના ઓરડામાં મંગાવીઆ. તાંહાં તેઓની ગરદનમાંથી દો રડાં કાહડી નખાવીઆં. તેઓને નવાં કપડાં પેહરાવીઆં. સુતરૂં ભોજાણુ જમાંડીઉ. કેટલીક બખશીશ આપી. દેલા સો દઈ ખુશી સાથે તેઓને ઘર પાછા મોકલીઆ. એ ને ક કામથી એ રાણીને હમેશ ટકે એવી કીરતી મલી.

ફરેંચ લોકોનો રાજા જાન લનડનમાં કેદ પડેલો હતો તારે ફીલીપા રાણીએ તેની એવી સારી માવજત કીધી કે તે પોતાના દેશ તથા આગળા દોસતોની જુદાઈ ઘણે દર જજે ભુલી ગીઓ. એ રાજાને બેગાના દેશમાં કેદખાના ની જગોએ ફીલીપા રાંણી મેહરબાંન દોસતની માફક થ ઈ પડી હતી. એ રાણીના દેલાસાથી તેનુ દીલ રીજતું. એ ની માયાથી તેને ખુશી ઉપજતી. એની બરદાસથી તેને આરામ મલતો. એ પરમાંણે જેનું દેશ ઝીતવાથી એડઉઅ રડ રાજાની નામદારી વધી તેને કેદખાંને સુખી રાખવાથી ફીલીપા રાણીની નામદારીમાં વધારો થયો.

ફીલીપા જેવી દાનાવ, દયાલુ અને હીમતવાંન તેવીજ ચોખી દેઆનતવાળી હતી. સરવે કોઈનો હક અદા કર વામાં તે ઘણી ચોકસ હતી. ધરમ ખાતાંઓમાં જે કાંઈ ભરીઉં હોએ તે ઉતાવળે પગાર કરવાને ચુકતીતીં નહી. તે ણે મરતી વખતે ભરથારને તરણ અરજો કીધી. તે બોલી

કે " હું તમો (ભરથાર) પાસે માંગુછું જે આ દેશના અ થવા પરદેશના જે કોઇ વેપારીઓ પાસેથી તેઓનો માલ લેવાને મેં જે કાંઈ કબુલાત કીધી હોએ તે તમો મનજુર રાખજો અને તેઓનુ તથા બીજા કોઇ લોકોનું જે કાંઈ લે હણું મારીપર રહીગીઉં હોએ તે તેનો પગાર કરજો. બીજું મેં આ દેશમાં અથવા ઈરોપખંડમાં ધરમની જગા ઇતી આદી સંબંધી બખશીશ કીધી હોએ તથા મારા સેવકોને જે કાઈ વારસો આપીઓ હોએ તે તમો અદા કરાવજો. તીજી અરજ એ છે જે ઈસ્વરની મરજીથી તમો હક થાવો તારે તમારી કબર મારી જોડે કરાવજો." એ પછી એ ના મદાર બાનુએ પરવરદીગારની જનાબમાં બંદગી ગુજારી પો તાંનો પાક રૂહ તે સાહેબને હવાલે કીધો. ફીલીપા રાણીનુ મરણ ઈ. સ. ૧૩૬૨ માં થયું.

---

## કાંઊંટેસ આવ સાલીસબરી.

ઉપલી વાતમાં કહેલા રાજા એડઉઅરડના વખતમાં એક વેળા સ્કાટ લોકના પાદશાહે ટુઈડ નદીને કાંઠે આવે લા ઉઆરકના કીલ્લાપર ઘેરો નાખીઓ. એ કીલ્લા તથા તેની આસપાસની જગાનો ધણી લારડ સાલીસબરી હતો. તેણે લાંબી મુદત સુધી આબરૂ તથા વફાદારીથી એડઉઅરડ રાજાની ચાકરી બજાવી હતી. તે ચાકરીના બદલામાં તે ના લગન વખતે એ વતન ભેટ મલીઉં હતું. રાજાની ત રફથી ફરાનસ દેશમાં લડાઈ કરતાં એ લારડ કેદ પકડાએ લો હતો. તેના મકાનપર આ વેળા જપતી થઇ તારે તે શ્રી

પારીસમાં બંદીવાન પડેલો હતો. પણ તેની લાએકીવાળી ખુબસુરત બાનુ કાથેરાઈન એ ઉઆરકના કીલ્લામાં હાજર હતી. તેણે બનીઉં તાંહાંસુધી કીલ્લાનો સારી પઠે બંચાવ કીધો. તે વખત પોતાંની સાથે જે કોઈ હતાં તેઓને ખુબ દેલાસો આપીઓ. બએને વખત હીમતવાંત ઓર તના નરમ નેનોની ઈશારત તથા મીઠી જુબાનના નરમ શબદોથી મરદોને લડાઈ કરવાને જેટલી ઉલટ આપી શકાએ તે સરવે એ કાંઉંટેમે પોતાના સેવકોને આપી. પણ દુશમનોની દબાણ વધવાથી એ બાઈને બીજી મદદની જરૂર થઈ. તેણે પોતાના ભરથારના સગા સર ઉઈલીઅમ માનટેકીઉટને હુકુમ કીધો કે તેણે જઈ એડઉઅરડ રાજાને એ મામલાની ખબર કરવી અને મદદ માંગવી. રાજાને એ ખબર પડતાંજ લસકર સાથે ઉઆરકના કીલ્લા તરફ કુચ કીધી. તેને આવવાની ખબર સાંભળી સ્કાટ લોકો તે કીલ્લા આગળથી નાહડા. રાજા કીલ્લાની નજીક આવી પોહતો તારે કાથેરાઈને દરવાજા ખોલલા મુકાવીઆ. તે રાજાની મુલાકાત સારૂ બાહેર આવી. તેનાં તાજુક અને કદાવર શરીર, ઘણા ખુબસુરત ચેહરા તથા સુભાખીન વાતોથી સરવે કોઈ હેરાંન રહયા. કાંઉંટેમે ગુઠણ ખંટીએ બેસી રાજાને નમશકાર કીધો. પછી તે સરવેને કીલ્લામાં તેડી ગઈ. એ સુંદરીના ઉમદા દેખાવથી રાજાના મનપર ઘણી અસર થઈ. તેને લાગું જે એવી રૂપારી તથા રૂડી બુધ્ધીવાળી ઓરત બીજી કોએ હોએ નહી. એ લાએકીવાળી બાનુએ રાજાને હાથપગ ધોવા તથા ખાનું તઈઆર થાયે તેટલાં તે અચ્છી તહરે રચેલાં દીવાનખાનામાં કાંઈ ગમત કરવાને અરજ કીધી. પણ રાજાના મનમાં તે વખ

ત જે ખેઆલ ભમતો હતો તે શીવાએ તેને બીજું કસુ ગ મીઉં નહી. તે એક કોરે જઈ ઉંડા વીચારમાં પડીઓ. કાંઉંટેસ બીજા સરદારોને મુબારકબાદી દેવા તથા તેઓ ની આવજાત કરાવવાને આસપાસ ફરવા લાગી. તે કામ થઈ રહયા પછી તેણે જોયુંકે રાજા હજુર પોતાના અંદેશા થી ફારગ થયો નોહતો. માટે તુરત તેની આગળ જઈ બો લી. કે " મેહરબાંન સાહેબ તમો સું વમાસન કરોછો ! તમારા દુશમનો તમારૂં નામ સાંભળતાંજ પીઠ ફેરવી ના હસી ગીઆ. તમારી કીરતીમાં વધારો થયો. એવો આજ નો રૂડો દીવસ છે. એ દીવસે તમે તો રામસની ફરવી ધ રોછે. વાસતે સંધા અંદેશાને દુર કરી ખુશાલ થાવો." રાજાએ ઉતર વાળીઓ કે " ઓ વાહલી બાનુ હું તમોને ખરૂં કહુંછું કે હું આ કીલ્લામાં દાખલ થયો તારથી મારા દીલમાં એકાએક કાંઈ ખેઆલ ઉપજીઓછે. હું નહી કહી શકતો કે તેનો અંત કેવો આવશે. મગર હું તે ખેઆલ ને એકદમ વીસરી જઈ શકતો નથી. કાંઉંટેસ બોલી કે " સાહેબ તમે તો પોતાના સેવકોને ધીરજ આપવાને સદા ખુશ રેહવું જોઈએ. પરવરદીગારે તમારાં કામોમાં આજ સુધી તમોને ફતેહ બખશીછે. તમો મોહટી બુજરગીએ પોહચી સરવેના માનીતા રાજા થયાછો. સ્કાટ લોકોથી ત મોને કસું નુકસાનઅથવા હરકત થઈ હોએતો,તેનો બદલો તમો હવે પછી લઈ શકશો. માટે હું અરજ કરૂંછું કે ત મો આ વેળા ખુશાલ થાવો. મેહરબાંની કરી જમવાના ઓરડામાં ચાલો. તમારે વાસને ખાનુ તઈઆર છે." રા જાએ જવાબ દીધો કે " ઓ બાનુ મારા દીલમાં કાંઈ બી જીજ વાતનો વીચાર બેઠોછે જે તમો જાણતાં નથી. તે

ખરેખર એજ છે કે તમારી માયાલુ રીતી, તમારાં સંપુરણ ડાહાપણ, તમારાં સલુક, તમારાં ઉદાર મન અને તમારાં અતી મોહટાં હોસંને મારાં દીલમાં એકાએક મોહબતનો ભારી સોહલ્લો ઉઠાડીઓછે. જો તમે મારીપર વળતી મોહબત કરશો નહી તો મારો જાંન નીકળી જશે." રાજાની એવી વાતનો કાંઉટેસે ધીરજથી જવાબ દીધો કે "નામદાર પાદશાહ તમો કહોછો તે ખરૂં હશે. પણ તને મને લોભાવવું નહી. તમારા સરખા મોહટાં મનવાળા અને બાહદુર રાજા મને પોતાના ભરથારને વીસરી જવાને સલાહ આપશો નહી, કે જે ભરથારે આટલી બધી વફાદારીથી તમારી ચાકરી કીધીછે અને જે તમારે લીધે હાલ કેદ પડેલોછે. ખરેખર એવું કીધાથી તમારી કીરતીમાં કમો વધારો થવાનો નથી અથવા કમોબી સારો ફેજ નીપજવાનો નથી. પણ એની વીરૂધ તમોને ઘટેછે કે જો હું એવાં કરતુક કરૂં તો તમે મને ઠપકો આપી સજા કરાવો." એ પરમાંણે શાંતીથી પણ મકમ અવાજે રાજાને શુધ્ધીમાં લાવવા જોગ વાત કહી એ પતીવરતા બાએડી તુરત તેની આગળથી જતી રહી. ખાનુ પરીસવાની શીતાબી કરાવી. સંધુ તઇઆર થએથી બે ચાર સરદારોની સાથે પાછી આવી રાજાને મીઠે અવાજે અરજ કીધી કે "સાહેબ ખાનું ખાવાનો વખત થઇ ગીઓ. તમો ઘણા ભુખા થયા હશો. ચાલો હવે હાથ પગ ધોઇને જમવા બેશો" રાજાએ મુંગો મુંગો તેમ કીધું. જમવાતો બેઠો, પણ તેને કસું ખાનુ ભાવીઉં નહી. નેક હેદાએતવાળી કાંઉટેસનાં મોહ તરફ જોવાનીબી તેની તાકાત રહી નહી. તેનો ચેહરો બરદ જોઈ તેના સરદારોબી વમાસનમાં પડીઆ કે

કુધી નહી ને એ દીને એમ સું. ખાનુ ખાધા પછી રાજા આખો દીવસ તે કીલ્લામાં રહયો. તેને કાંઇ સુઝ પડી ઉં નહી. એક તરફથી તે વીચાર કરવા લાગો કે “ એવી રીતે દીલ લગાડીને આવી પતીવરતા બાઈને મારા પુરા વફાદાર અને સદા અચ્છી ચાકરી બજાવનાર સેવક સરખા ભરથારથી જુદી પાડવાનુ કામ કરવું મને ઘટે નહી. ” બીજી તરફથી મોહબતનો આતશ તેના મનપર એવી અસર કરતો હતો કે જાંણે સંધી લાગ્‍એકી તથા ફરજને એકદમ વીસરી જાએ. એવી હાલતમાં બીજા દીવસની બામદાદ થઈ. પાદશાહ દુશમનોને દુંબાલે જવા સારૂ તે કીલ્લામાંથી રવાનગી લેવાને તઈઆર થયો. બાહેર નીકળતી વેળા કાંઉંટેસની ભેટ લેતાં તે ધીરા અીજનથી બોલીઓ કે “મારી વાહલી લેડી, જાંહાંસુધી હું પાછો ફરૂં તાંહાંસુધી તમોને ઈસવરની પાસબાનીમાં સોંપુછું. હું અરજ ગુજારૂંછું કે મેં તમોને જે કાંઇ કહયુંછે તે વીશે તમો સારી પડે વીચાર કરશો અને મેહરબાંની કરી કાંઈ જુદોજ જવાબ આપશો. ” કાંઉંટેસ નરમ અવાજે મનઅુતી થી બોલી કે “ એેા માહારાજા હું ઈસ્વર પાસે અરજ કરૂં છું કે તે સાહેબ તમોને સદા ખુશી સાથે રાખે અને તમારાં નેક દીલમાંથી બુરા વીચાર દુર કરે. હું પોતેતો મારી તથા તમારી દેઆનતદારી જળવાએ, તેવી રીતે તમો જેહાં પહનાની સરવે સેવા બજાવવાને સદા તઈઆર છું, તથા તઈઆર રહીશ.”

એ પરમાંણે પોતાની દેઆનતદારી જાળવવાને કાઉંટેસના પક્કા ઠરાવના શબદો સાંભળી એડઉઅરડ રાજા રવાને થયો. દુર થયા પછી વખત જતે તેનુ દીલ નરમ પડીઉ. અને

સાથે વીચાર કરતાં કાથેરાઈનની નેકીની કીમત તે સારી પઠે કરી શકીઓ. તેના પતીવરતાપણાએ હવે રાજાના દીલ માં સારો વીચાર ઉપજાવીઓ. કાંઊંટેસનો ભરથાર બંદીખા નેથી છુટવા પછી એ બાનુને માન આપવા રાજાએ સને ૧૩૪૩ ના આગસ્ટ મહીનામાં એક મોહટી મેજબાંની કી ધી. તાંહાં એ બાહાદુર લેડી પોતાના પેઆરા ભરથાર સાથે પુરાં માનથી બીરાજી. તાંહાં આખી મીજલસમાં એ પતી વરતા બાઇ બેમુલાં જવેહેરની માફક પરકાશતી હતી. એ બાનુને જારેબી દરબારમાં અથવા બીજે ઠેકાંણે રાજાની ન જીક આવવું પડતું તારે જેમ બને તેમ થોહો શીનગાર ક રતી તથા એવી રીતે ચાલતી કે તેના હોસંન અથવા ન ખરાંથી રાજાના દીલપર નવેસરથી કસી અસર થાય નહી.

એ પરમાંણે એ નામદાર કાંઊંટેસ આવ સાલીસબરી એ પોતાના દેશના તથા પોતાના જમાનાના એક મોહટા નામદાર રાજાથી પોતાની દામનને એવાં ડાહાપણ ભરેલી રીત સંભાળી કે તે રાજાને પોતાપર નાખુશ કરવાને બદ લે તેના દીલમાં પોતા વીશે આફરીનનો જુસ્સો ઉપજાવી ઓ. કાથેરાઈને પોતાના સદગુણે કરી સ્વરૂપને વધારે સો હામણું કીધું. ઈજત સંભાળવાની હીમત, કરાવ અને ચ તુરાઈનો એવો દાખલો એ ઉમરાવજાદીએ બતાવેલોછે કે કોઈબી લાએકીવાળી બાનુ તેની કીમત ઘણી મોહટી ગણ્યા વીના રેહશે નહી.



## મીસટરીસ બારબોલડ.

ડાક્ટર જાન એકીનની દીકરી આના લીટીશીઆ બા રબોલડ ઈ. સ. ૧૭૪૩ માં જનમી હતી. એ સમે એ નો બાપ નીશાલ ભણાવતો હતો. તાંહાં તેણે દીકરીને એવી કેળવણી આપી કે તેથી તેની કુદરતી શકતી પરકા શ પામી. ઈ. સ. ૧૭૭૩ માં એ અબલાએ પોતાના પ રચુરણ કવીતાનો એક ગરંથ છપાવી પરગટ કીધો. એ ગ રંથ વાંચનારાંઓને ઘણો રસીલો લાગો. તેનો મોહટો ખપ નીકળવાથી એક વરસમાં તેની ચાર આવરતી છપાઈ. તે ઉપરાંત પરચુરણ બાબદોનો એક બીજો ગરંથ એણે પરગટ કીધો. ઈ૦ સ૦ ૧૭૭૪ માં રોશનાઉટ બારબોલડ નામના પાદરી સાથે તેના લગન થયાં. એ પુરૂપ સફોક પરાંતના પા લગરેવ ગામમાં નીશાલ ભણાવતો હતો. તેની કામેલ બા એડીએ એ નીશાલ ચલાવવાના કામમાં તેને મદદ આ પી. બલકે તવારીખ લખનારાઓના જણાવવા પરમાંણે તો એ નીશાલ મીસટરીસબારબોલડથીજ નીભી શકી. ઈ૦ સ૦ ૧૭૭૫ ના વરસમાં એ સ્ત્રીએ નીતી તથા ધરમને લ ગની બાબદોના બે ગરંથો પરગટ કીધા. એ ગરંથો નાધલાં છોકરાંને ઘણા ઉપીઓગી હતા. ઈ૦ સ૦ ૧૭૮૫ ના વ રસમાં ઈરોપખંડમાં મુસાફરી કરી આવવા પછી મીસટ ર તથા મીસટરીસ બારબોલડ હામપસટેડમાં રહયાં. એ જ ગોએ મીસટરીસ બારબોલડે તે વખતની રાજદ્વારી તથા બીજી બાબદો વીશેનાં કેટલાંક ચોપાનીઆં છપાવીઆં. છો કરાંઓને કામ આવે એવો "ઈવીનીંગસ આટ હોમ" નામનો એક સારો ગરંથ એનો બાપ રચતો હતો. તે કા

મમાં એ દીકરીએ મોહટી મદદ આપી. એકીનસાઈડ ત
થા કાલીનસ નામના કવીઓ વીશે ટીકા સાથના નીબંધો
એ સ્ત્રીએ લખીઆ. ઈ૦ સ૦ ૧૮૦૨ ના વરસમાં એના વ
રને લનડનની પહોસમાં પાદરીનો ઓહદો મલીઓ. તાંહાં
એ બાઈએ જુદાં જુદાં પુસ્તકોમાંથી કેટલાક વાંચવા લાએ
ક નીબંધોનો સંઘર કીધો. તે વીશે પોતાની તરફથી દીબા
ચા તરીકે એક બીના લખી સરવેનો એક ગરંથ એણે છ
પાવીઓ. તારબાદ નામીચા કીસ્સા લખનાર રીચરડસન
નુ વ્રુતાંત લખી કાહડી તે ગરંથ કરતાના કાગજ પતરો
સાથે છપાવીઉં. મીસટર બારબોલડ ઈ૦ સ૦ ૧૮૦૮ માં
મરણ પાંમીઓ. જે બાએડીએ સદા તેના કામમાં મદદ,
કમાઈમાં હુમેશે તથા સુખમાં વગારો કીધો હતો તેને એ
મરણથી બહુ સંતાપ ઉપજીઓ. એ વીશેનો ગમ એ બા
નુએ પોતાનાં કવેતોમાં જણાવીઓછે. જે મરદની તે
સંગતી હતી તેની જુદાઈનો ખેઆલ દુર કરવાનો ઈલા
જ માતરે વાંચવા લખવાથીજ હતો. મીસટરીસ બારબોલ
ડે ને ઈલાજ અખતીઆર કીધો. કેટલાક ઈંગરેજી લખના
રાઓની બનાવેલી સારી સારી વાતોનો સંઘર કરી તે લખ
નારાઓની જીંદગીના હેવાલ તથા તે વીશે એક નીબંધ પો
તે લખીસરવે છપાવીઉં. એવી ભલી રીતે જીંદગી ગુજારયા
પછી એ કાબેલ તથા મેહનતુ સ્ત્રી તા૦ ૯મી મારચ ૧૮૨૫
ને દીને મરણ પાંમી. વીચાર તથા કલપણાં કરવાની એ
બાઈની શકતી ઘણી મોહટી કેહવામાં આવીછે. કાબેલી
અત તથા સલુકને લીધે મોહટા તથા નામીચા લોકોની મી
તરાઈ એણે હામેલ કીધી હતી. મીસટર ચારલસ જેંમસ
ફાકસ જેવો માહાપુરૂષ એ સ્ત્રીની વખાણ કરનાર હતો.

પહેલી લાએકીવાળી સ્ત્રીઓ બાપ તથા ભરથાર વીગ રેના ધંધામાં કેવી સાહેતા કરનારી તથા તેઓની સંપતી માં વધારો કરનારી થાએછે તે વીશેના બેહદ દાખલાઓ માં મીસટરીસ બારબોલડની એક છે.

---

## મીસટરીસ હચીનસન.

મીસટરીસ લુસી હચીનસન સર આલન આપસ લી નામના એક દયાલુ બારોનેટની દીકરી હતી. તે તા૦ ૨૯ મી જાંનેવારી ૧૬૨૦ ને દીને લંડનના ટાઉઅર મધે જ નમી હતી. એ છોકરીની મનશકતી સારે મારગે લગાડ વાને મા બાપે મેહનત લીધી. એને કેળવણી આપવા મા ટે તેઓએ કરેલો ખરચ તથા પોતાના સદાચરણોથી બતા વેલી નીતી વેરથ ગઈ નહી. લુસી રૂડી બુધ્ધીની ગનાની દીકરી નીકળી. નીતીના કાનુનો એના મનમાં મજબુત પેવસ થયા. લુસી કેહતી કે તેની મા નાષપણમાં તેને ભ લો ઉપદેશ કરતી હતી તથા ખુબી વધારનારાં ભાષણો સાં ભળવાને લઈ જતી હતી તેથી તેનુ દીલ નીતીની રાહપર વેહલું દોડીઉ હતું. એ સદગુણી છોકરીના પીતા સને ૧૬૩૦ માં મરણ પામીઓ. સને ૧૬૩૮ માં જાન હચી નસન નામના એક લાએકીવાળા જુવાન ઘરસથ સાથે એ ના લગન થયાં. એ ઘરસથ સર ટામસ હચીનસનનો વ ડો દીકરો હતો. લુસી સારી કાંતીવાળી અબલા હતી ખરી. પણ મીસટર હચીનસને તેના શરીરના રૂપ કરતાં મનના રૂડા ગુણોપર વધારે નજર રાખી હતી. કેહછે કે

એઓના લગન થવાની તઈઆરી હતી તેટલાં લુસીને શી તલા આવીઆ. એ બુરો મરજ ઘણો દુખદાએક થયો. લુસી મરતી મરતી બંચીગઈ. તેનો જીવતો બનચીઓ. પણ શરીરની શોભા સંધી જતી રહી. તેનો દેખાવ જેવો મોહામણો હતો તેવો ડરામણો થઈ પડીઓ. સઉ કોઈએ ચોકસ ધારીઉં કે જે મરદે તેને બાએડી સારૂ પસંદ કીધી હતી તે ધણી અવે તેને કબુલ રાખે નહી. એમ જો બને તો એ સ્ત્રીના નજીકના ખેશોબી તે ધણીને દબાવવાને ઘટ તું ધારતા નોહતા. પણ મીસટર હચીનસન જે ખરી ઉ તમ સમજવાળો પુરૂષ હતો તેણે તો જુદોજ દેખાવ કીધો. લુસી જેવી મોહોતની ચુંગાલથી બંચી તેવીજ તેને બાએડી કરી લેવાને મીસટર હચીનસને તાકીદ કીધી. તેઓના લ ગન કરનાર પાદરી લુસીનો ચેહરો તથા શરીર જોઈ કમક માટ ખાવા લાગો. પણ મીસટર હચીનસનતો ખુશી થતો હતો કે લુસીની જે કમાલીઅતની તે વધારે દરકાર કરતો હતો તે સંધી સલાંમત હતી. તેની કાબેલીઅત તથા ખુ બીને શીતલાનો મરજ કસી આંખ લગાડી શકીઓ નોહ તો. જે મરદે એ બાઈનુ રૂપ જતે તેની રૂડી ખસલત મા ટેજ તેને કબુલ રાખી હતી તેની નેકીનો બદલોતેને પાછ ળથી મલીઓ. કેહવાને ખુશાલી લાગેછે કે જતન તથા પરવરદીગારની મેહરબાંનીથી લુસી તદન સાજી થઈ. તેને આગળના જેવીજ ખુબસુરત થએલી મીસટર હચીનસને જોઈ. લગન થયા પછી એ ધણી ધણીઆંણી ધરમ નીતી ની બાબદોનો અભીઆસ કરતાં તથા પોતાના દેશના તે વખતના ગરબરાટ ભરેલા રાજદોઆરી મામલાની હાલત તપાસતાં વખત ગુજારતાં હતાં. એ મામલો અંતે ઘણો

બીગડીઓ. પેહલા ચારલસ રાજા તથા તેની પારલાનેન્
ટ વચે લડાઈ ઉઠી ઘણા ખરા પરખીઆત લેકો એક અ
થવા બીજી બાજુ થઈ ગીઆ મીસટર હચીનસને પાર
લાનેનટની તરફેન કીધી એ ઘરસથ એ લડાઈમાં પડી
ઓ તારથી તે મરણ પામીઓ તાહા સની એની બાએડી
એને સુખીઅ સલાહ આપનાર તથા મદદ કરનાર હતી
પેહલા કાઈ લડાઈના સામન વીરો મીસટર હચીનસનને
રાજાના માણસો સાથે ઝઘડો થયો. તાર પછી જલદીથી રા
જાના લસકરના કેટલાક માણસોએ આવી એઓના આઉ
થોરપના વતનપર હુમ્લો કીધો. એ બાબે મીસટર હચીનસ
નને આગળથી ખબર થઈતી. તે પોતાની કીમતી ચીજ વસ
ત સંતાડી નાહસી ગીઓ. બે તરણ દીવસ પછી બાએડી
તેને જઈ મલી. એઓ સને ૧૬૪૨ ના અકટોબર મહીના
માં પાછાં પોતાને મકાને આવીઆં. એડજહીલની લડાઈ
પછી ધાસતી વધવાને લીધે નાટીંઘામ પરાંતના રેહવાસીઓએ
મીલીશીઆ ફોજ ઉભી કીધી તેમાં જાન હચીનસનને લફટે
નેનટ કરનલ તથા તેના ભાઈ જારજને મેજર ઠરાવીઆ. મી
સટરીસ હચીનસન છોકરાસાથે આઉથોરપથી નાટીંઘામ જઈ
ભરથાર આગળ રહી. નાટીંઘામ નગરનો કીલ્લો ઘણો અ
ગતનો હતો. તે જાળવી રાખી ઉપીઓગી કરવાની પાર
લામેનટવાળાઓની મરજી હતી. તેઓએ મીસટર જાન હ
ચીનસનને તે કીલ્લાનો ગવરનર ઠરાવીઓ. તેણે એ ઓ
હદો તા૦ ૨૯ મી જુન ૧૬૪૩ ને દીને લીધો. નાટીંઘામ
નો કીલ્લો સમારવા તથા મજબુત કરવા તથા તેમાં લડા
ઈનો સરંજામ ભરવાને એ ધણીએ પોતાની ગાંઠથી ઘણો
ખરચ કીઓ. મીસટરીસ હચીનસનને નીરાત અને એ

લમનો અભીઆસ છોડી લડાઈની ગરબરમા અને બદી
ખાતા સરખી જગોએ ગેહ્યુ પડીઉ, તે વીશે તેણે કમી
દીલગીરી બતાવી નહી જરનાગે માથે લીધેલુ કામ પાર
પાડવામા એ કેવી મદદ કરી શકે તેજ માટે એ બાઈ અ
દેશો કરતી હતી થોડો વખત જતે રાજાની તરફનાગા
ઓને તે કીટનાપર હુનો કરવાને બની આવીઉ. પણ
મરનર હ્યીનઅને તેઓને નહસાડીઆ લડાઈને વખત
એ ઘણી નસમરની સરદારી કરતો હતો તારે એની બાએ
ડી વધદનુ માન કરતી હતી એ કામ કરવાને તે પોતા
ની મા પાસેથી શાખી હતી તેણે નખ્ખરી કીધાડીઓના

ધારે કોઈ બીજી બાઐડી કરે નહીં. તેણે તદબીરથી જાંણી લીધું કે તેના ભરથાર તરફ સતાવાળાઓ કેવી નજર રાખતા હતા. પછી પોતાના ભાઈ તથા બીજા મીતરોનો વગ લગાડી એ બાનુએ ઘણી મેહનતે મીસટર હચીનસનનો જીવ બંચાવીઓ. થોડો વખત જતે પારલામેનટની સભાએ એક એવો ધારો કરવા માંગીઓ કે તેથી મીસટર હચીનસનની મીલકતપર કરનો મોહરો બોજો પડતે. તે ધારાનો અટકાવ કરાવવાને તેણે બાઐડીને લનડન મોકલી. તાંહાં તે ઘણી હુશીઆરી તથા ચોકસાઈથી રહી. એ વખતે રાજાની તરફવાળા એના એક ખેશે એના ધણી સંબંધી કેટલીક ધાસતી ભરેલી વાતો કહી. તેણે જણાવીઉં કે તે સંધી ધાસતીથી મીસટર હચીનસનને બંચાવવાનો એકજ ઈલાજ હતો. તે એકે એ બાનુનો ભરથાર એની સાથે સંધી સુજ સમજણ કરતો હતો. મારે મીસટર હચીનસનના જે મીતરો આગળ રાજાની વીરૂધ હતા તેઓને વીશે એ બાઈ જે કાંઈ જાંણતી હોએ તે કહી દેવું. પણ એ હીમતવાન અને વીસવાસુ સ્ત્રીએં ભરથારની સલામતીની ખાતરખી તે ભરથારના મીતરોને દુબારવાને સાફ ના પાડીઉં. જો એ ચાહતે તો પોતાનાં કુટુંબને મોહરો લાભ કરવા જોગ રીતે કેટલીક બીનાં જાહેર કરી શકતે. પણ નાગુનાસેબ રીતે કસો ફાએદો મેળવવાને એણે દીલથી ધીકાર કીધો.

મીસટર હચીનસનને માફી તો બખશવામાં આવી હતી. પણ એ ધણી તથા એની બાઐડી પોતાના આગળા મીતરોની તરફ મકમ રહ્યાં હતાં તથા પોતાનાં આગળાં કામો વીશે કસો પસતાવો કરતાં નોહતાં તેથી રાજાની

સને ઘણી કરકસર રાખી તે કસર એવી રીતે કીધી કે પઈસાનો બંચાવ કરવા છતા પાકીઆ કામો કીધા તથા ધણીની શોભા વધારી જેમ ધણીના પઈસાનો બચાવ કરવા તેમજ તેને સારી સલાહ અને કીમતી મદદ આપવામા એ બાએડી સદા આગેવાન હતી

લડાઈ બંધ થયા પછી મીસટર હચીનસન તથા બાએડી પોતાને વતન જઈ રેહયા તાહા તેઓ તે વતન અમારવા તથા એક બીજાના સુખમા વધારો અને આસપાસના લોકનુ કલાણુ કરવામા ગુથાયા તેઓએ સુખીઆ કરી નીતી તથા સુખ ચેનનો વધારો કરવાને મેહનત લીધી નાચારોને આશરો આપી ઉદીઓગી કરવા તથા બેરડા લોકોને સારી રાહપર લાવવાને ઈલાજ કીધા ઈ૦ સ૦ ૧૬૬૦ ના વરસમા નાટીંઘામના રેહવાસીઓ તથા તે નગરની પડોસમા પડેલા લસકર વચે કાઇ ગેરસમજુતી થઈ તે સબબથી લસકરના શીપાહીઓ તે શેહરપર હુમલો કરવાની તઈઆરીપર આવીઆ શેહરીઓએ સામા લડવાને ઠરાવ કીધો એ પરમાણે મોહટુ નુકસાન અને ખુનરેજી થવાની નીશાન નજર આવી તે સધાનો અટકાવ મીસટરીસ હચીનસનની દાનાઇથી થયો તે પેહલા શેહરમા ગઈ તાહા થઈ લસકરમા ગઈ બવે તરફવાળાઓને સમજાવી તથા શીખામણ દઈ નરમ પાડીઆ અને ફીસાદનો અત આણીઓ

ઈગલડમા બીજા ચારલસ રાજાને તાજ આપીઉ અને પાદશાહી હકુમત પાછી ચાલુ થઈ તારે મીસટર હચીનસન કાઈક ધાસતીમા પડીઓ એ સને એના ભલા માટે એની બાએડીએ એટલી બધી મેહનત કીધી કે તેથી વ

ધારે કોઈ બીજી બાએડી કરે નહી. તેણે તદબીરથી જાંણી લીધું કે તેના ભરથાર તરફ સતાવાળાઓ કેવી નજર રાખતા હતા. પછી પોતાના ભાઈ તથા બીજા મીતરોનો વગ લગાડી એ બાનુએ ઘણી મેહનતે મીસટર હચીનસનનો જીવ બંચાવીઓ. થોડો વખત જતે પારલામેનટની સભાએ એક એવો ધારો કરવા માંગીઓ કે તેથી મીસટર હચીનસનની મીલકતપર કરનો મોહરો બોજો પડતે. તે ધારાનો અટકાવ કરાવવાને તેણે બાએડીને લનડન મોકલી. તાંહાં તે ઘણી હુશીઆરી તથા ચોકસાઈથી રહી. એ વખતે રાજાની તરફવાળા એના એક ખેશે એના ધણી સંબંધી કેટલીક ધાસતી ભરેલી વાતો કહી. તેણે જણાવીઉં કે તે સંધી ધાસતીથી મીસટર હચીનસનને બંચાવવાનો એકજ ઈલાજ હતો. તે એકે એ બાનુનો ભરથાર એની સાથે સંધી સુજ સમજણ કરતો હતો. માટે મીસટર હચીનસનના જે મીતરો આગળ રાજાની વીરૂધ હતા તેઓને વીશે એ બાઈ જે કાંઈ જાંણતી હોએ તે કહી દેવું. પણ એ હીમતવાન અને વીસવાસુ સ્ત્રીએં ભરથારની સલામતીની ખાતરજી તે ભરથારના મીતરોને દુખારવાને સાફ ના પાડીઉં. જો એ ચાહતે તો પોતાનાં કુટુંબને મોહરો લાભ કરવા જોગ રીતે કેટલીક બીનાં જાહેર કરી શકતે. પણ નાશુનાસેબ રીતે કસો ફાએદો મેળવવાને એણે દીલથી ધીકાર કીધો.

મીસટર હચીનસનને માફી તો બખશવામાં આવી હતી. પણ એ ધણી તથા એની બાએડી પોતાના આગળા મીતરોની તરફ મકમ રહયાં હતાં તથા પોતાનાં આગળાં કામો વીશે કસો પસતાવો કરતાં નોહતાં તેથી રાજાની

તરફવાળાઓએ તેઓપર કરડી નજર રાખી. તેઓએ તા૦ ૧૧ મી અકટોબર ૧૬૬૩ ને દીને વગર વાંકે મીસ ટર હચીનસનને પકડી ટાઉઅરમાં બંધ કીધો. એથી મીસ ટરીસ હચીનસનને બહુ દુખ થયું. પણ તેટલાં મારે તે વીલાપ કરતી બેસી રહી નહી. જુદા જુદા ઓહદેદારો ને તાંહાં જઈ ભરથારના છુટકારા સારૂં અરજ કીધી. એ ની અરજથી સરવે કોઈનાં મન પીગળીઆં. પણ સર હા૦ બેનેટ નામનો રાજાનો નવો સેકરેટરી સમજીઓ નહી. કે ટલાક નીચ લોકો પોતાના સવારથ સારૂ મુરખ ધણીઓ ને આડુ અવડું સમજાવી સારાં માણશોને દુખ આપવા ને આચકો ખાતા નથી તેઓમાંનો એ સેકરેટરીબી હતો. એવા આદમીની હરકતને લીધે એ બાઈ ભરથારનો છુટ કારો કરાવામાં નીરાશ થઈ તારે તે ભરથારની આગળ ર હી તેની ચાકરી કરવા માંડી. એ કામમાંબી તેને કેટલી ક હરકતો થઈ. ટાઉઅરમાં જવા વીશે તેને એક કરતાં વ ધારે વખત અટકાવ થયો. પણ હીમત રાખી અરજીઓ કરી તે વીશેની છુટ ફરી ફરીને મેળવી. અંતે મીસટર હ ચીનસનને શ્રી કેંટ મધે સાનડાઉન કાસલમાં લઈ ગીઆ. બાઆેડી તેની પછવાડે ગઈ. તેણે ભરથારની સાથે તે કી લ્લામાં કેદ રેહવાને પરવાંનગી મેળવવા ઘણી મીનત કી ધી, તે સંધી વેરથ ગઈ. નાચારે શ્રી ડીલમાં મકાન કીધું. તાંહાંથી એ બાઈ તથા તેની એક દીકરી દરરોજ બારે રં જ ખેંચી ચાલતાં સાનડાઉન જતાં. એ પરમાંણે બાઆેડી તથા દીકરીની બરદાસ તથા દેલાસાથી બીચારા હચીનસન ને કાંઈક સુખ મલતું હતું. તેઓ સંધાં સાથે બેસી ધરમ પુસ્તક વાંચતાં. મીસટરીસ હચીનસન ભરથારને સારૂ

અનેક પરકારની વેદના તથા સખતી મુગે મોહડે ખેંચતી હતી. તે કાંઈ ઘણાં અગતના કામ સારૂ પોતાને વતન આઉથોરપ ગએલી હતી તેટલાં મીસટર હચીનસનને તાવ આવીઓ. એ તાવથી તે એક અઠવાડીઆંની મુદતમાં તા૦ ૧૧ મી સપટેમબર ૧૬૬૪ ને દીને મરણ પાંમીઓ. મરતી વખતે અરજ કીધી કે " મારી બાએડી બીજી સ્રીઓ કરતાં ઘણી પરકારે સરસ છે માટે એ વખતેબી તેણે પોતાનુ સરસપણું બતાવવું. " મતલબ એકે તેના મરણથી બાએડીએ અતીશે ગમખારી અથવા રડાપીટ કરવું નહી. ભરથારની એ અરજપર તેણે અમલ કીધો. જે આફત ગુજરી તે સબુરીથી ખમી. લુસી હચીનસન ભરથારના ગુણો ઈઆદ કરી રડવા બેસવા કરતાં કાંઈ બીજીજ રીતે ભરથારપર હેત કરવામાં રોકાઈ. તે રીત એકે એ બાનુએ પોતાના સદગુણે કરી જેને જીવતાં સુખી રાખીઓ હતો તેને મરવા પછી અમર કરવાને પોતાંની કલમ ચલાવી. તેણે તે ભરથારનુ વુરતાંત લખીઉં. તે એટલું રસીલું છે કે સઉ હોંસથી વાંચેછે. એ પરમાંણે એક મરદનુ નામ તેના પરાકરમોએ નહી તેટલું તેની બાએડીના સદગુણોએ પરખીઆત થયુંછે.

---

## મીસટરીસ હાવરડ.

માઠાં ભાએગવાળાં, દુખીઆરાં અને બંદીવાન લોકોના દયાલુ મીતર જાન હાવરડનાં પરોપકારીપણાં વીગે ઘણું જાણીએ, સાંભળીએ છીએ. એ મરદની બીજી બાએડી હે

નરીએટા એના સુખનું સારૂં મુલ હતી. ઈ૦ સ૦ ૧૭૫૮ માં એ તીસ વરસનો થયો તારે તે બાએડી સાથે પરણીઓ. એ સ્ત્રી મોહટે વાધેનાં પઈસાદાર માબાપની દીકરી હુતી. એણે મોજ મહજા અને એશ આરામ ઘણો ભોગવીઓ હ તો. પણ માબાપના લાડથી તે કસી પાંતીએ નઠારી થઈ નહી. અધરીટ ધુમધામ અને ઉડાઉપણાથી તદન વેગલી હતી. સ્વભાવે રાંક તથા ઝીલણસાર હતી. દીલની મા યાલુ અને કદરવાળી હતી. પરોપકારી કામો કરવાને પો તાના દુખભંજણ ભરથારની સાથે ખુશીથી શામેલ થતી હતી. આદમી જાતની સખતીમાં ઘટારો અને આરામ માં વધારો કરવાનુ પુન હમેશ સુધી ટકે એવા ખજાંના સ રખું એ બાઈ સમજતી હતી. એ ભલો ખજાંનો એકઠો કરવાની મતલબથી અંગત તથા ઘરનો ખરચ કરકસરથી કરતી. કરકસર સાથે કલા કઉશલથી કામ લેતી. તેના ઘર નાં રાચ રચીલાં સાદાં અને સસતાં હતાં. પણ તે એવી રીતે પસંદ કરતી તથા ગોઠવતી કે સરવે ઘણાં શોભીતાં લા ગતાં. ઘરમાં સન વીગરેનુ જે કાંઈ કાપડ જોઈએ તે એ બાઈ પોતાના ઉપરીપણા હેઠળ ગરીબ પડોસીઓ પાસે વ ણાવતી. એમ કીધાથી એને મન માનતો માલ મલતો અ ને તે બીચારાંઓને કમાઈ થતી. મીસટરીસ હાવરડ નાં ગાંઓને કપડાં આપવા, ભુખાંઓને જમાડવા અને દરદી ઓની દવા કરવા હર વેળા તઈઆર રેહતી. એ મતલબ સારૂ તે પોતાનો શોખ અને સુખ પડતાં મેલવાને આ નાકાની કરતી નોહતી. તે વીશેની કેટલીક જાંણવાજોગ વાતો છે. કેહેછે જે પરણીઆ પાછી એ સ્ત્રીએ પોતાના ઘરેણાં વેચી નાખીઆં. તેની ઉપજ ભરથારને હવાલે કી

થી કે દાનપુનના કામો સારૂ તે ખરચવામાં આવે. એક વ ખત મીસટર હાવરડે પોતાનો વરસ દાહડાનો હીસાબ ન કી કીધો. તે વખતે નાંણાંની એક નાથલી રકમ ફાજલ પ ડેલી તેને માલુમ પડી. તેણે બાઐડીને કહીઉં કે મરજી હોએતો તે રકમમાંથી તે બાઈએ કોઈ જગોની શેલ કરવા જવું. પણ એ લાએકીવાળી સ્ત્રીએ એવી શેલ કરતાં કો ઈ બીજી વધારે ઉંચ જાતની મહજા ભોગવવાને ખાએશ કીધી. તેણે ભરથારને કહ્યું કે "વાહલા મેં શેલ કરવા જ વાને બદલે એ નાંણું એક નાથલું સરખું ઘર બાંધવાના કા મ સારૂ ખરચીઉં હોએતો કોઈ ગરીબ આદમીનુ કુટુંબ કે વું ખુશી થઈ તેમાં રેહશે!" એ પરમાંણે પોતે શેલ ગમ ત અને મહજા કરવાથી પહરેજ કરી એ બાનુ પરોપકારી કામો કરતી હતી. મીસટરીસ હાવરડ જેવી દાનપુન ક રનારી તેવીજ ભકતીવાંન સ્ત્રી હતી. રાજસની અને ઉ જાણી કરવાની મીજલસોમાં તે ઘણી વેળા એકમારગી અ ને ઉંડા વીચારમાં પડેલી દીસતી. સઉ કોઈ હસી ખુશી અને બેફીકરાઈમાં હોએ તારે એ સ્ત્રી એવા ગંભીર ખેઆ લમાં પડવાના સબબ જાંણવાને મીસટર હાવરડ કેટલીક વાર તદબીરથી કોશેશ કરતો, તારે તેની ખાતરી થતીકે એવે સમેબી ઈસ્વર તરફ ચીત લગાડવા અને નીતીની બાબદોપર વીચાર કરવા શીવાએ તેનુ મન બીજાં કસાંપર ભમતુ નોહતું. એવી ભકતીમાંન અને દયાલુ બાએડી ઉ પર જણાવયા પરમાંણે ધણીનાં સુખનુ સારૂં સુળ થઈ પડે તે ઘટતુંજ છે. જારે અવકાશ મલતો તારે એ ધણી ધણીઆં ણી ઘણો વખત સુધી સાથે બેસી આદમી જાતનુ કલાણ ક રવાના કામો વીશે મનસુબો કરતાં હતાં. તે મનસુબાને વ

ખત થએલી ઘણીખરી ગોઠવણો મીસટર હાવરડે પાછળથી અમલમાં આણી. પણ તેની નેક હેદાએતવાળી બાનુ તે સરવે જોવાને જીવી નહી. એ સદ્ગુણી સ્ત્રી ઈ૦ સ૦ ૧૭૬૫ ના મારચ મેહીનામાં મરણ પામી.



## મીસ ડારલીંગ.

ઈંગલંડના નારથમબરલંડ પરગણાના કાનારા પાસ ફારન ટાપુઓને લગતા બરાઉનસમન ખડકની દીવાદાંડી વાળાં ઘરમાં ગરેસ ડારલીંગ તારીખ ૨૪ મી નવેમબર ૧૮૧૫ ને દીને જનમી હતી. એ દીવાદાંડીવાળા એના બાપ ઉઈલીઅમ ડારલીંગને એની પહોસના બીજા ખડક નામે લાંગસ્ટોનપર ઈ૦ સ૦ ૧૮૨૬ થી રાખવામાં આવી ઓ. ગરેસ વચલાં કદની, નાજુક શરીરની, એક મારગી અને પરોપકારી જુવાન સ્ત્રી હતી. બાપનાં ગરીબ મીતરો શીવાએ બીજાં કોઈ તેને ઓળખતાં નોહતાં. પણ બા રે આફતમાં પડેલાં આદમીઓના જાન દયાની રાહે બન ચાવવા સારૂ પોતાના જીવને મોહટા ભએમાં નાખી હોં સથી કોશેશ કરવાને લીધે તે સંધાં લોકોના માનને લાએક થઈ. તે વીશે મુખતેસર બીના અતરે પરગટ કીધીછે.

શ્રી ફારનના પચીસ ટાપુ છે. તાંહાં જુજ લીલોતરી શીવાએ સરવે જગા ઉજડ છે. એ ખડકોની ઉંચી અને અતી ડરામણી કરાણોની આસપાસ માછીખાઉ પખશી ઓ શીવાએ બીજી કાંઈ વસતી નથી. એ ખડકોની આ ગઝ પાંણીની ભારે તાંણ હોવાથી ઘણીવાર બારકસો લાગા

માં આવીઆંછે. ગરેસની આસરે બાવીસ વરસની ઉમ્ર હતી તારે ફારફરશાએર નામની આસરે ૩૦૦) ટનની એક આગબોટ શ્રી હલથી ડંડી જવાને તા૦ ૫ મી સપટે મબર ૧૮૩૮ ને દીને નીકળી. તેમાં ઉતારૂ ખલાસી મ લી ૬૩) આદમીઓ હતાં. થોડી રાહ કાપેવાબાદ સાંચો જોખમાયાથી તેનુ બલ કમતર થવા લાગ્યું. બીજે દીને સાંહાંજ પડતાં તે બીલકુલ નકામો થઇ પડીઓ. એ વખ તે ભારી તોફાંન તથા વરસાત હતો તેથી આસપાસ કાંઇ દીસતું નોહતું. પવન તથા પાંણીની તાંણપર બારકસ ઘ સેડાયું. ફારનની દીવા ડાંડીની નજીક મોજા ખડકપર અથડાતા જોઇ કપતાંનને ધાસતી પડી કે તે બારકસ ઉ તાવળે ખરાબાપર લાગવાનુ. તે બારકસને એ ટાપુઓ અને મોહટા કીનારા વચે લઈ જવાને ઘણીબી કોશેશ થ ઈ. પણ સુકાનથી કસું વળીઉ નહી. અંતે પાછળી રાતે ચાર વાગતે તે ખડક સાથે જોરથી અથડીઉં. એ સમે થોડાક ખલાસીઓ પોતાની ફરજ બજાવવા કરતાં જીવ બ ચાવવાને વધારે તદબીર રાખતા હતા. તેઓ એક બો ટ ઉતારી ચાલતા થયા. બાકી રહેલાં સંધાં જણાં રડવા પડીઆં. તેવામાં બારકસ ફરીને ખડક સાથે અથડીઉં. તેના બે ટુકડા થયા. પાછળો ભાગ કપતાંન તથા તેની બા એડી અને કેટલાક ઉતારૂઓ સાથે પાંણીમાં ડુબી ગીઓ. આગળો ભાગ નવ માંણશો સાથે ખડકપર અટકી રહયો. તેની આસપાસ જોરથી મોજા મારતા હતા. જીવતાં આ દમીઓ હર પલે સમુદરમાં ઘસડાઈ જવાની ધાસતીમાં હ તાં. લાંગસ્ટોનની દીવાડાંડીમાં મીસટર ડારલીંગ તથા તેની બાએડી અને છોકરી શીવાએ બીજું કોઇ હતું ન

હી. તેઓએ જોયું કે એ બીચારાં લોક એક માઈલની વે ગલાઈપર હતાં. તોફાનનુ જોર એવું હતું કે તેઓની મ દદે જવાને કોઈની છાતી ચાલે નહી. તે એટલા સુધી કે દાહાડો ચહડતાં એક ધણીએ પચાસ રૂપૈઆ જેટલું ઈના મ આપવા છતાં ભલભલા મછીમારોએબી કીનારેથી પગ બાહેર કાહડવાને નાપાડીઉં. વાસતે દરીઓ ખેડવામાં નામીચા થએલા કોઈ પુરૂષોબી એ વખતે હીમત કરી દ રીઆમાં બોટ ઝોકાવી પેલાંઓની મદદે જતે તો તેઓની તારીફમાં હુમેરો થતે. મગર એ મોહટા જોખમ ભરેલું કામ બાવીસ વરસની એક જુવાન અબલાએ બેગરજપણે માથે લીધું તારે આપણે તેની હીમત તથા દયાની કેવી તા રીફ કરીએ! ઉઈલીઅમ ડારલીંગ એક હીમતવાંન તથા ખુબ કસાએલો પુરૂષ હોવા છતાં એ કામ કરવાને તેની છાતી ચાલી નહી. પણ તેની દીકરી ગરેસ તે કામ સા રૂ આગળ પડી. માની મદદથી એક બોટ પાંણીમાં ઉતા રી. બાપને તેમાં સાથે લઈ તે આગળ વધી. તેણે પો તાને માથે કેટલો જોખમ ખેંચીઓ હતો તેનો શુમાર ક રનારાંઓએ ઇઆદ રાખવું કે ઓટનો સમો હતે નહી તો તે બોટને પેલાં આદમીઓની નજીક પોંહચવાની આ શા મુતલગ રેહતે નહી. પાછું ફરતાં ભરતીનો સમો થ વાનો હતો. મારે બોટને પાછી કીનારે લાવતાં ઘણાં આ દમીઓએ હલેશાં મારવાની જરૂર હતી. વાસતે એ આ દમીઓને જો એ બાપ દીકરી પોતાની બોટમાં લઈ શકતે નહીતો તોફાનથી તેઓને પોતાને બચાવવું મુશકેલ થઈ પડતે. ગરેસ અને તેનો બાપ અતીઘણી મેહનતથી પે લા ખરાબા પાસે પોંહતાં. તાંહાં બોટને થોબાવતાં નવી

મુશકેલીઅત પડી. મોજાના જોરથી ઉંચે નીચે ઉછળવા થી તે બોટ ધારદાર ખરાબા સાથે અથડી હર પલે ભાગ વાની ધાસતી હતી. પણ ગરેસની રૂડી ઈચ્છા મુજબ તે ને ઈસ્વરે ફતેહ બખશી. પેલાં નવે આદમીઓને સહી સલામત પોતાની સાથે લઈ તે પૉંછી ફરી. એ આદમી ઓ પોતાને સારૂ મદદ આવતી જોઈ ઘણાં ખુશી થતાં હતાં. તેઓએ જારે જાંણીઉં કે તે મદદ કરનારાંઓમાં એક જણતો નાજુક સ્ત્રી હતી અને તેની ઉલટથીજ તે ઓના બંચાવનુ કામ થયું હતું તારે ઘણા જણાંની આભા રી આંખોમાંથી આંશુ વરસીઆં. દીવા ડાંડી પોહતા પ છીબી સમુદરનુ જોર નરમ પડીઉં નહી. માટે પેલાં લો કો બે દીવસ સુધી તાંહાંજ રહયાં. પાછળથી જેમ તેમ કીનારેથી એક બોટ તે લોકની મદદે નીકળી હતી. તે તો ફાંનથી હટી એજ જગોએ આવી. તેમાંના માણશોબી હી આંજ થોભીઆં. ડારલીંગના ઘરમાં એ પરમાંણે વીસ પરો ણાં એકાએક થઈ ગીઆં. તેઓની બરદાસ કરવાનુ કા મ કાંઈ સેહલુ નોહતું. પણ તેની દીકરીની મેહનત અ ને કારોબાર આગળ સઉ સેહલું થઈ પડીઉં. તેણે એ લોકની સરવે પરકારે સારી માવજત કીધી. એટલા સુધી કે પોતે ઘણી નાતવાન છતાં ભોંએપર સુઈ પોતાનુ બીછા ણું બીજી સ્ત્રીને આપીઉં. સંધાં લોકને ખવાડવા પીવાડ વામાં પણ એવીજ ઉદારતા બતાવી.

ગરેસ ડારલીંગનુ પરોપકારી કામ આખા ઈરોપમાં મસહુર થયું. મોહટાં અને નાંમીઆં લોકો તેની મુલાકા તને આવીઆં. તેને માન દેવાને તેઓ તહરેવાર નજ રાંણા લઈ આવતાં. નરથમબરલંડના ડીઉક તથા તેની

બાનુએ એ બાહદુર સ્ત્રી તથા તેના માબાપને મેજબાંન બોલાવી કેટલાક દીવસ સુધી પોતાનાં મંદીરમાં રાખીઆં. તેઓએ ગરેસને એક સુનાના ઘડીઆલનુ નજરાંણુ આ પીઉં. "હીઉમેન સોસાઈટી" નામની દયાનુ કામ કરનારી મંડલીએ એ સ્ત્રીનો ઉપકાર માંનીઓ. તે મંડલીના સરનશીને એક સુનાની ટીપાટ તેને ભેટ કીધી. લોકોએ ઉઘરાંણું કરી આસરે રૂ૭૦૦૦) જેટલી રકમ ભેગી કરી માંન પતર સાથે તેને આપી. તેની શબીનો મોહરો ખપ નીકળીઓ. તેને પોતાને જોવાને એટલાં બધાં લોક આ રજુમંદ થયાં કે લંડન શેહરના એક નામીચા નાટકશાલા વાળાએ અરજ કીધી કે જેમ પેલાં આફતમાં પડેલાં આ દમીઓને બંચાવવાને દરીએ જતી વખતે બોટમાં બેઠેલી હતી તેમ નાટકશાલામાં બેસી દેખાડેતો એક મોહટી રકમ તેને આપવામાં આવે. પણ ગરેસે તદન બેગરજપણે જે રૂડું કામ કીધું હતું તે માટે કસીબી વડાઈ ભરેલો દેખાવ કરવાને તેણે સાફ ના પાડીઉં. વધારે તારીફ લાએક બીના એ છે કે એટલી બધી શાબાશી મલીઆ છતાં ગરેસ પોતાની અસલ નમરતા તથા સાલેસાઈ વીસરી ગઈ નહી. તેને મલતાં માનથી તેના મનપર એટલીજ અસર થઇ કે હરેક હાલતમાં પોતાની ફરજ બજાવીઆથી આદમીને સારો ફેજ મલેછે. સંપતી થવા છતાં તે પોતાની ગરીબ જીકુડીમાં જ રહી. આગળની માફક ઘરના કારોબારમાં માને મદદ કરવામાં પોતાની મોહટાઈ અને સુખ સમજતી રહી. ટુકામાં કહીએ છૈયેકે એ બાઈની પાછળી ચાલથી લોકને સંતોષ થયો કે તેઓએ સંધુ માન એક ખરી લાએકીવાળી સ્ત્રીને આપીઉં હતું.

ઉપર પરમાંણેની ગરેસની વાત જણાવતાં જેવી ખુશી ઉપજેછે તેમજ તેનો અંત લાવતાં દીલગીરી લાગેછે. અફસોસ છે કે એ લાએડીવાળી બાનુ લાંબી મુદત સુધી જીવી નહી. તે ખઈના મરનથી તા૦ ૨૦ મી અકટોબર ૧૮૪૨ ને દીને મરણ પાંમી. એની આગમચ પોતાના કબીલાના સઘલાં આદમીઓને બોલાવી હેતથી તેઓને થોડી થોડી બખશીશ આપી હતી. બાકીની પુંજી બાપને આપી એ બાઈ સ્વરગવાસી થઈ. માદગીને વખત નરથંમબરલંડના ડીઉકની બાનુ તથા બીજાં મોહટાં લોક તેને જોવાને આવીઆં હતાં. તેની લાસને અવલ મંજલ પોહુચાડતી વેળા કાણુ તથા આબરૂવાળાં લોકો તેની સાથે ચાલી બતાવતાં હતાં કે આ દુનીઆમાં " કોઈબી હાલત અથવા દરજાથી માન અથવા શરમીંદગી ઉપજતી નથી, મગર પોતાની ફરજ અદા કરવામાંજ સંધી વાખવાખી છે."

---

## ડચેસ આવ ડેવનશાયર.

જારજીઆના તે ડચેસ આવ ડેવનશાયર પોતાના શોખ માફક બરીટીશ ઉમરા અને બીજા મોહટે વાપેના લોકોની બાનુઓની સફમાં પોશાક ઈતીઆદી સંબંધી રીત ભાતનો ફેરફાર કરાવવાની શકતી માટે પરખીઆત થઈ ગઈછે. એ ડચેસના દરજા તથા સ્વાદને માન આપીને ઉમરાજાદીઓ તથા બીજી કુલવાંન સ્રીઓ તેની રીત ભાતની નકલ કરવાને તઈઆર રેહતી. પોતાની પંથની

ઓની સમજપર મેલવેલા એ કાબુ એ નામદાર બાનુએ એક ઘણી ઉતમ શુધરાઈ કરવા સારૂ વાપરીઓ. બરીટીશ લોકોમાં ઘણેખરે ઠેકાણે એવી ચાલ હતી કે જે ઓરતથી ખરચ આપવાને બની આવે તે બાડુતી ધવાડનારી પામે પોતાનાં બચાંઓને ધવાડતી. એથી બચાંઓના હકમાં થતા અવગુણો સમજી લઈ એ માઠી ચાલ તરફ કરાવવાને જારજીઆનાએ ઠરાવ કીધો. તે વીશે પોતાની સાહેલીઓ તથા ઓળખીતીઓને ખુબ સમજાવી. માતાઓએ પોતાનાં વાહલાં બાલકોને પોતે ધવાડવાના મોહટા ફાએદા વીશે ઘણીએક દલીલો આપી તેઓની ખાતરી કીધી. એ ડચેસે શીખામણ દેવાની પેહલ કાહડી તેમજ તે શીખામણપર અમલ કરવાની આગેવાની લીધી. એ નામદારે પોતાનાં બચાંઓને પોતે ધવાડીઆં. તેમજ વગ લગાડી તથા મેહનત કરી બીજી ઉમરાજાદીઓ અને માતબર સ્ત્રીઓ પાસેબી તેમ કરાવીઉં. એ મોહટી અગતની શુધરાઈ કરવા માટે એ દાનાવ ડચેસ ઘણી વખણાઈ. એ બીનાથી આપણને સમજ પહોંચે છે કે મોહટા દરજાની ગેઆંણી બાનુઓ પોતાની આસપાસની બાઈઓપર ફાએદા ભરેલી રીતે કાબુ ચલાવીયાથી નામદારી મેલવેછે.

---

## લેડી નીઠીસડેલ.

બરીટીશ મુલુકના બરતરફ થએલાં સ્ટુઅર્ટ વઉંશના રાજકુઅરને હકુમત પાછી અપાવવાને કેટલાક લોકે ઈ૦ સ૦ ૧૭૧૫ માં કરેલી કોશેશમાં વારલ નીઠીસડેલ

શામેલ હતો. એ ઉમરાવને સરકારે કેદ પકડયા પછી તે ની તપાસ કીધી. તેનાપર દંગો કરવાનો વાંક સાબેત થ યાથી તેને ગરદન મારવાનો હુકુમ થયો. એ વખત એની નામવર બાએડીએ એના છુટકારા માટે કરેલી મેહનતને લીધે અમર કીરતી મેલવીછે.

ભરથારની હાલત વીશે લેડી નીડીસડેલને ખબર મલ તાં વેતજ એ બાનુ સ્કાટલંડ મધેનાં પોતાના બાપીકાં ઘરમાં થી નીકળી શ્રી લંડન ખાતે રવાના થઈ. એ વખત સી આલાની ભર રૂતુ હતી. સંધા રસતા બરફે બરાઈ ગી આથી ડાકની ગાડીઓ વટીક ફરતી બંધ પહેલી હતી. મા ટે એ લેડીને શ્રી નીયુકાસલથી લંડન સુધીની આસરે ૩૦૦ માઈલની લાંબી મંજલ ઘોડાની પીઠપર કરવી પડી. જે ઉમરાજાદીએ સુખ ચેનથી જીંદગી કાહડેલી તેને એવી મુસાફરીને વખત તાહડ, થાક અને બીજી સખતીથી કે ટલી પીડા થઈ હશે વારૂ ? પણ તેણે ઠરાવ કીધો હતો કે હરેક દુખ સોસી ભરથારનો જીવ બંચાવવાને તજવીજ ક રવી; તેમ ન બનેતો અંતે તેની નજીક રહી મોહતની છે લ્લી ઘડી સુધી તેની ખીદમત કરવી. વાસતે એ બાઈએ પોતાંપર ગુજરતી કોઈબી પીડાને ખેઆલમાં લીધી નહી. લંડન પોહતા પછી પેહલા જારજ રાજાને અરજી કીધી. રા જાની મનાઈ હોવાથી તે અરજી તેને પોહચાડવાને કોઈ એ હીમત કીધી નહી. વાસતે એ બાઈ પોતે કેટલીક મુ શકેલીઅતથી રાજાની નજીક ગઈ. ગુડણ મંટીએ બેસી તે અરજી આપી. દુખ ભરેલાં આંશુ વરસાવી વીનંતી કીધી કે ભરથારને માફી મલે. પણ રાજાએ ગેરસલુકા ઇ કરી એ બાનુને અપમાંનથી હંકેલી કહડાવી. એવી

સંધી કોશશ વેરથ ગઈ તારે ભરથારને બંદીખાનેથી નહ સાડી મેલવા શીવાએ તેનો જીવ બચાવવાનો બીજો કમો ઈલાજ રહયો નહી. સ્ત્રીનો વેશ લઈ નાહસી જવાને કે ટલીક દલીલોથી લારડ નીડીસડેલને કબુલ કરાવીઉં. પ છી તે ગોઠવણ વીશે એક વીસવાસુ ખીદમતગાર નામે ઈવાનસ તથા બીજી બે સ્ત્રીઓ નામે મીસટરીસ મીલસ તથા મીસટરીસ મારગનની મદદ માંગી. લારડ નીડીસ ડેલને તા૦ ૨૪ મી ફેબરવારી ૧૭૧૬ ને દીને ગરદન મા રવાનો હતો. તેની આગળી સાંહજે તેની લેડી, મીસટ રીસ મીલસ તથા મારગનને ભાડુતી ગાડીમા બેસાડી પો તાની સાથે લંડનના ટાઉઅરમાં લઈ ગઈ. એ વખત ભ રથારના છુટકારા સારૂ કરેલી તદબીર વીશે તેણે હાથે લ ખેલા પતરમાથી જાણવાજોગ સાર અતરે ઉતારી લીધોછે.

" મીસટરીસ મીલસ તથા મારગનને જે કામ કરવા ને મેં કહયું હતું તે વીશે વીચાર કરવા વગરજ તેઓ હા બોલી હતી. તે વીશે હવે વીચાર કરી છેલ્લી ઘડીએ ના પાડે નહી માટે ગાડીમા તેઓને વાતે લગાડી રાખી. ટા ઉઅરમાં પોહતથી પેહલા મીસટરીસ મારગનને મારા ધ ણીની તજીક લઈ ગઈ, કારણ કે મારી સાથે એકજ આદ મીને અંદર લઈ જવાની છુટ હતી. મીસટરીસ મીલસ નો વેશ લઈ લારડ નીડીસડેલ બાહેર નીકળનાર હતો. માટે એ સ્ત્રી પોતાના કપડા મારા ભરથાર સારૂ કાહડે તા રે એને પેહરવાના કપડા મેં મીસટરીસ મારગનને પેહરા વી લીધા હતાં. તે કપડા ભરથારની કોઠરીમાં કહડાવીને મીસટરીસ મારગનને હું પાછી બાહેર લઈ ગઈ. આસપા સના લોકને કમો શક ઉપજે નહી એટલા સારૂ હું અમસ

થકા કાલાવાલા કરી તેને કેહતી હતી કે ' મારી ખીદમત ગારને ઉતાવળે મોકલજો કે તે મને શીનગાર કરાવે. હું આજ રાતરે મારા ભરથાર વીશે અરજી પોહચાડવાનીછું. કેમકે આવતી કાલે તેમ કરવાને વખત રેહશે નહી.' એવી રીતે મીસટરીસ મારગનને બાહેર કાહાડી હું મીલસને અંદર લઈ ગઈ. તે રડતી રડતી અંદર ચાલી. તેણે મોહડાં આગળ આહો રૂમાલ ધરીઓ કે મારો ધણીબી બાહેર નીકળતાં તેમજ કરે. એ સ્ત્રીને હમેલ હતા, માટે તે કદમા મારા ધણીના સરખી દીસતી હતી. માતરે તેના તથા મારા ભરથારનાં ભવાના રંગમાં જુજ ફેર હતો. એટલા માટે મેં ભરથારનાં ભવાંને થોડાં રંગીઆં. તેનુ માથું મીસટરીસ મીલસના સરખું દેખાવા સારૂ તેને પેહરાવવાને એ સ્ત્રીના બાલ જેવી ટોપી મેં સાથે લીધી હતી. મેં મારા ધણીના મોહડાંપર સફેદ રંગ લગાડીઓ. તેને દાહડી બોરવાને વખત મલીઓ નહી. તેથી તેબી એવી રીતે રંગી કે સાંહાંજને વખત દીસે નહી. એ માટેનો રંગો સામન આગળે દીવએ મેં બંદીખાને લઈ જઈ રાખીઓ હતો. તે જગોએના ચોકીદારોને મેં થોડી બખશીશ આપી હતી. તેઓ મારીપર દયા લાવતા હતા. મારાં કામ વીશે જાહજી ખબરદારી રાખવાને દરૂસત ધારતા નોહતા. તેઓને વધારે ગફલતમાં નાખવા સારૂ મેં સમજાવીઆ હતા કે મારા ધણીનો તથા બીજા બંદીવાંનોનો છુટકારો થવાની ઉમેદ હતી. મીસટરીસ મીલસનો પોશાક મારા ભરથારને વાસતે કહડાવીઓ. મીસટરીસ મારગનવાળો પોશાક તેને પેહરાવી હું તેને પાછી બાહેર મેલી આવી, જતાં જતાં હું બોલીકે 'મારી વાહલી મીસટરીસ

કાથેરાઈન તમે ઉતાવળે જઈ મારી ખીદમતગારને મોકલી દેવો. તેણે ઘણું મોડું કીધુંછે. અરજી આપવાનો વખત મને મલશે નહી. અફસોસ કે તે આજે એટલી બધી બેફામ રહીછે. તે આવે તાંહાં સુધી મને કર પડવાની નથી. માટે તમે વેહલાં જાવો.' એવા કાકલુતી ભરેલા મારા શબદો સાંભળી ચોકીદારોની બાએડી છોકરીઓ મારે વાસતે ઘણી દીલગીર થતી દેખાઈ. પેહરાગીરે સલુકથી દરવાજો ઉંગાડીઓ. મેં પાછી અંદર જઈ મારા ભરથારને ઘાગરા તથા ગઉન અને ટોપી પેહરાવી તઈઆર કીધો. મેં બતીને વખત અંધારે બાહેર નીકળી જવાનુ ટાંકણુ સાંધીઉં. લારડને મોહડે રૂમાલ આડો ધરાવી તેનુ નામ મીસટરીસ બેટી રાખીઉં. તેનો હાથ ઝાલી હું લઈ ચાલી. આગળ વધતાં હું બોલીકે 'પેઆરી મીસટરીસ બેટી તું શીતાબ જા અને મારી ખીદમતગારને ફરમાવ કે જીવ નાખતી હીઆં આવે. આજની ટીલથી તેણે મારી મોહટી ખરાબી કીધીછે. અરજી પોહચાડવાનો વખત થઈ ગીઓ. મને કાલે માહેતમ કરવી પડશે.' પેહેરાગીરે દરવાજો ઉંગાડીઓ. દાદપરથી ઉતરતાં મને ઈવાનસ મલી. તેને હવાલે મેં મારા ધણીને કીધો. ચોકીદારો ચોંકે નહી માટે એક વાર પાછી મારા ધણીની કોઠરીમાં જવાની અગત પડી. હું અકળાતી ઘભરાતી પાછી ઉપર ગઈ. મને દુખી થતાં જોઈ સઉ કોઈ વધારે દયા કરવા લાગાં. હું મારા ભરથારવાળી કોઠરીમાં કોઈ સાથે વાત કરતી હોઉં તેમ થોડા શબદો બોલતી હતી. પછી મારા ધણીના જેવું ઘાટું કાહડી તે વીશેનો જવાબ દેતી હતી. અંતે જાણે તેની રજા લઈને હું બા

હેર નીકળી. બારણુ બંધ કરતાં માહેલી તરફ જોઈ બોલીકે ' મારા વાહલા ધણી, જો બનશે તો હું મોડી રાતે પાછી આવશ; પણ ટાઉઅર બંધ હશે તો સહવારનુ પોહર પડતાં આવશ. ચાહવું ખુદાનુ છે. તો મારી સાથે માફી પતર લેતી આવશ. ' એમ બોલી બારણાની દોરી એવી રીતે ખેંચી કે સાંકળ માંહેથી ભેરવાએ. પછી ચોકીદારોને કહયું કે મારો ધણી ઇસ્વરની ભક્તી કરેછે તે કામ પુરૂ થાએ તાંહાં સુધી તેને હરકત કરશો નહી. બતી પણ તે માંગે તારેજ લઈ જજો.

" હું બાહેર નીકળી ગાડીમાં બેસી ઘર આવી. પછી ઈવાનસની સાથે લારડને સંતાવાની જગોએ ગઈ. એક ગરીબ સ્ત્રી જે તે બંદીખાનાના ચોકીદારની સામનેજ રેહતી હતી તેના ઘરમાં તે છુપીઓ હતો. તે ઝુકડીમાં હમે બીછાંણાપર ચુપ ચુપ બેસી રહી રાત કાહાડી. વખતસર જે મલીઉં તે ખાઈ બે દીવસ ગુજારીઆ. પછી મીસટરીસ મીલસ આવી હમોને વેનીસના એલચીને મકાને તેડી ગઈ. એ વીશે તે એલચીને કસી ખબર કીધીતી નહી. તેના એક ચાકરે મારા ધણીને પોતાના ઓરડામાં સંતાડીઓ. તરણ દાહડા પછી તે એલચીના ભાઈને લાવવા સારૂ તેની ગાડી ડોવર બંદર ગઈ. એક ખીદમતગારનો વેશ લઈ મારો ધણી વગર હરકતે તે ગાડી સાથે ડોવર પોંહતો. તાંહાંથી એક નાવ કરી મારો ભરથાર શ્રી ફરાનસ ગીઓ. તે નાવના ખળાસીઓ માંહોમાંહે બોલતા હતા કે ' બારકસ એવુતો શીતાબ ચાલેચ કે કોઈ ધણીને નાહસી જવું હોએ તો તેને એથી સરસ સમો મલે નહી."

લેડી નીડીસડેલ પોતે એક ભલા આદમીનાં ઘરમાં સં
તાઈ રહી. તાંહાં એને ખબર મળી જે ભરથાર સહી સ
લામત શ્રી ફરાનસ પોહતો હતો. તાર પછી એ બાઈએ પો
તાના દોસતોની મારફને સરકાર પાસે એવું કબુલ કરાવવા
ની તજવીજ કીધી કે ભરથારનો જીવ બનચાવવાને તદબી
ર કરવાથી એણે કોઈ મોહટો અપરાધ કીવેલો કેહવાએ
નહી, માટે એનુ વતન એના છોકરાના ફાએદા સારૂ સ
લામત રેહે. પણ જારજ રાજાએ એ વાત ગુસ્સાથી ધીકા
રી કાહડી. કેટળીક જોસ્સા ભરેળી તકરાર ચાલયા પછી
એવો ઠરાવ થયો કે એ બાઈની સોધ કરવાનુ પડતું મેલવું.
પણ એ જો ઈંગલંડ અથવા સ્કાટલંડમાં ફરતી હરતી નજ
ર પડે તો એને કેદ પકડવામાં આવે. હવે સુગું સુગું ભરા
ઈ બેસવું એ બાઈને ઠીક લાગું નહી. એણે વીચાર કીવો
કે એ પરમાંણે એક ઠેકાંણે ભરાઈ રેહવાથી તેનો એકનો
એક દીકરો કંગાલ થઈ જશે. માટે એ લાએકીવાળી બા
નુ ભરથાર તરફ ફરજ અદા કરવાનો જોખમ ખેંચવા પ
છી દીકરાના ફાએદા માટે ફરજ અદા કરવા પછવાડે લા
ગી. એ દીકરાને પોતાના એશો સાથે સ્કાટલંડ રાખી આ
વી હતી. આ બીના જાંણવાજોગ છે કે એના ભરથારે એ
ને ઉતાવળે તેડાવી હતી તારે ઘબસટમાં પડી ફસી ભુલ
કીધીતી નહી. એણે દુર અંદેશાથી વીચાર કીવાતો કે
કદાચ એના ઘરના ચંચીતા ઝાડા લેવામાં આવે. માટે
કબીલાને લગતાં સંધાં કાગજ પતરો તથા બીજી કીમતી વ
સ્તુ બાગમાં સંતાડી હતી. એણે એ કામ કીધું તે ઠીકજ
થયું. કેમકે એ ઈંગલંડ તરફ રવાને થયાને થોડા દીવસ
ગુજરીઆ બાદ એના ઘરના ઝાડા લેવામાં આવીઆ હતા.

હવે એ બાઈ સંતાવાની જગોએથી નીકલી એક ઘોડા પર સ્વાર થઈ. પોતાની સાથે માતરે બે ચાકરડીઓને લઈ સ્કાટલંડ જવા લાગી. તેને સઉ લોક ઓળખતાં હતાં માટે વાટમાં એવે ઠેકાંણે વીશામો લેતી કે જાહાં આજ આવ જાવ હોએ નહી. ઘર પોહતેથી પેલાં કાગલ પતર ઈતીઆદી રાતને વખત બાહેર કાહડી શ્રી ટરાકઉએર મોકલી દીધાં. એની હીલચાલની ખબર રાજાને થયાથી તે ચીરડાઈને બોલીઓ કે "એ સ્ત્રી મારી બોહસપર જે ગમેછે તે કરેછે અને ઈરોપમાં હરેક બીજી સ્ત્રી કરતાં એ મને વધારે તોબા બોલાવેછે." એમ બોલી એ બાઈને કેદ પકડવાનો હુકમ કીધો. પણ લેડી નીહીસડેલની હુશીઆરી આગળ તે વેરથ ગીઓ. તે સહીસલામત પાછી લનડન પોહતી. તાંહાં પોતે તથા દીકરો થોડા દીવસ સંતાઈ રહયાં. એક હફતો વીતા પછી એ બંધે જણાં ફરાનસ જઈ લારડ નીહીસડેલને મલીઆં. તાંહાંથી સંધાં જણાં શ્રી રોમ ગીઆં. એઓની બાપીકી મીલકત સરકારે જપત કીધાથી એઓ કાંઈક મીસકીન હાલતમાં આવીઆં હતાં. મગર લેડી નીહીસડેલ જેવી પતીવરતા બાનુને ભરથારની જીંદગી સરખી કીમતી વસ્તુ તથા તેની સંગત જેવું સુખ બીજું કાંઈ જ નોહતું. એ બાઈએ ભરથારનો છુટકારો કીધા પછી તેની સાથે તીસ વરસ સુધી પરદેશમાં જીદગાંની ગુજારી. એ ઈ૦ સ૦ ૧૭૪૯ માં શ્રી રોમ મધે મરણ પાંમી. તે પછી પાંચ વરસે લારડ નીહીસડેલ મરણ પાંમીઓ.

ઉપર જણાવેલી બીના પરમાંણે લેડી નીહીસડેલે હીમત અને હીકમતથી ભરથારનો જીવ ગોયા જમની સુંગાલમાંથી પાછો ખેંચી લીધો હતો. એ મોહટાં પરાકરમ

માટે એ ઉમરાજાદીની વખાણ બરીટન દેશ મધે આજ સુધી તાજી રહીછે.

---

## મીસટરીસ બલાકઉએલ.

મીસટરીસ ઇલીઝબેથ બલાકઉએલ એક સ્કાચ વેપારીની દીકરી હતી. એ શ્રી આબરડીનવાળા ડાકટર આલેક્ઝાનડર બલાકઉએલ સાથે પરણી. ડાકટરના ધંધામાં આશા રાખવા જેટલો નફો નહી થયાથી ડાકટર બલાકઉએલ તે ધંધો છોડી લનડન મધે એક છાપખાનાંમાં ચાકરી રહયો. ચાકરી નહી પાલવી તારે પોતે છાપગર થયો. પણ એ ધંધામાં ઘણુ નુકસાન થયાથી એ બીચારો કરજદાર થઈ ગીઓ. માગનારે એને તુરંગમાં નખાવીઓ. કોઈ દોસત અથવા સગાએ એને મદદ કરવાનુ મન કીધું નહી. તે સમે એની ભલી બાએડી એનો છુટકારો કરનારી થઈ. કાંઈબી આબરૂ ભરેલો ઇલાજ કરી ભરથારને કેદખાંનેથી છોડવવાની આરજુથી એ સ્ત્રી ચારે તરફ જોવા લાગી. તેના જાણવામાં આવીઉં કે દવાના કામ સારૂ વપરાતી જડીઓ અને ઝાહડોના ટુક વરણન સાથેના ચીતારોની એક કીતાબનીવઈદ લોકોને ઘણી ગરજ હતી. એવી ચોપડી બનાવવાનુ કામ એ સ્ત્રીએ માથે લીધું. એ નવાઈ સરખાં માહભારત કામમાં મીસટરીસ બલાકઉએલે ઘણી ઘણી મેહનત કીધી. એ સ્ત્રી પેહલાં તાજાં ઝાહડો મેલવી તેઓના નકસા કાગલપર ચીતારતી. ચીતાર સારી પડે પાડયા પછી તે બરોબર તાંબાંના પતરાંપર બારી

ક કોતરતી. કોતરીને તે ચીતારોના વરણન સાથે તેઓ ની નકલો પોતેજ છાપી કાહડતી. છાપેલી નકલોને તહ રેવાર રંગથી એ બાઈ રંગતી. એ પરમાંણે નહી મના એ એવી મેહનત કરી મીસટરીસ બલાકઉએલે પોતા નાં પુસ્તકનો પેહલો ભાગ ઈ૦ સ૦ ૧૭૩૭ માં તથા બી જો ભાગ સને ૧૭૩૯ માં પરગટ કીધો. એ પુસ્તકમાં જુદી જુદી જાતનાં પાંચમો ઝાહોના નકસા તેઓનાં વર ણન તથા ઉપીઓગ વીશેની બીના સાથે છાપેલા હતા. એ પુસ્તક રચવામાંબી એ બાઈએ ઘણી ખબરદારી તથા ચોકસાઈ રાખી હતી. તે સરવે કોઈએ પસંદ કીધું. મી સટરીસ બલાકઉએલે જે તારીફ લાએક મતલબ સારૂ એ ટલી મોંઘી મેહનત અને કાબેલીઅતનો ખરચ કીધો હ તો તે મતલબ પાર પડી. પુસ્તકની આવકમાંથી ભરથાર નો છુટકારો કરવાને તથા કેટલું સુધી તેને નચીંત રાખવા ને એ બાનુ શકતીવાંન થઈ. પણ એ સદગુણી બાઈએ દુખ સાથે જોયું કે તે ભરથાર આરગસર બેઠો નહી. તે પોતાની રીત માફક નુકસાનકારક કામો માથે લેતોજ ર હયો. અંતે તે કબીલા સાથે શ્રી સુઈડન ગીઓ. તે દેશ ના રાજાને તાંહાં કેટલુંક સુધી ચાકરી કીધી. પણ પાછળ થી તે હાકમને શક ગીઓ કે સરકારની સાંમને દંગો ક રાવવાના કાવતરાંમાં ડાકટર બલાકઉએલ સામેલ હતો. એ શક ઉપરથી એ બીચારો સને ૧૭૪૭ ના વરસમાં ફાં સી ગીઓ.

# મીસ મોર.

મીસ હાના મોર ઈ૦ સ૦ ૧૭૪૫ ના વરસમાં સ્ટે પલટન નામની જગોએ જનમી હતી. એનો બાપ જેકબ મોરસ્કુ માસટરનો ધંધો કરતો હતો. હાના નાધપણથી વીદીઆ અભીઆસ કરવા સાથે ધરમ ધેઆનપર ચીત લ ગાડતી હતી. સમજમાં આવેથી પરોપકારને એણે દીલ સાથે ધરીઓ. વીદીઆ અભીઆસપર એટલો શોખ હ તો કે દેહની કાહેલી ચાલવા છતાં એ કામ સારૂ મેહન ત કરવાને કસુર રાખતીતી નહી. આગળ જતે તે એક કાબેલ સ્ત્રી નીકળી. તેણે કીસ્સા તથા કવેતો જોડીઆં. એ કીસ્સા તથા કવેતોની પાછળી જમાંનામાં ગમે એવી કીમત થાએ. પણ હાનાના વખતમાં તો તેઓ થકી જોડ નારને તથા વાંચનારને ફાએદો થયો. એ સ્ત્રીની કલમ થી જે કાંઈ લખાતું તેની મતલબ લોકોમાં સલાહ સંપજ, ઉદીઓગ, ઈમાનદારી, ભકતી અને નીતીનો વધારો કરવા- ની હતી. એ મતલબ કેટલી પાર પડી તે આ બીનાપર થી જણાએછે કે એના ઘણાખરા ગરંથોની હેજારો અને થોડાએકની લાખો નકલો ખપી. કેટલાકના પારકી ભાષા ઓમાં તરજુમા થયા. તે વખતના ટીકા કરનારાઓએ એના કવેતો તથા કીસ્સાઓને પસંદ કીધા. લોકોએ તે હોંસથી વાંચીઆ. દેશમાં સલાહ સંપજ તથા નીતી ઈ તીઆદીનો બંચાવ તથા વધારો થયો. હાંનાની કીરતી સં ધા લોકોમાં ફેલાવા લાગી. તેની કાબેલીઅત તથા દાનાઈ ની સરવે ઠેકાંણે વખાણ થવા માંડી. કેળવણી આપવા ના કામ સંબંધી તેની સમજ એટલી ઉમદા ગણાઈ કે રા

જાની દીકરી પારલોટીને કેળવણી આપવા વીશે ગોઠવ ણ લખી કાહડવાને એને અરજ થઇ. એ બાબે એનુ મત પસંદ પડતું થયું. હાનાની જે કલમથી લોકોને ગમ ત મલી તથા તેઓની હાલતમાં શુધારા થયા તે કલમથી એને ઘણુ માન મલીઉં એટલુંજ નહી. ઉપર જણાવયા પરમાંણે એના ગરંથોનો મોહટો ખપ ચાલયાથી એને ક માઇબી ઘણી થઇ. એ કમાઈ એટલી બધી હતી કે હા નાએ જીવતાં છુટથી ખરચ ખુટણ તથા દાન ધરમ કીધો હતો. તે છતાં. મરતી વખતે આસરે તરણ લાખ રૂપૈ આ જેટલી પુંજી તે મેલી ગઈ. જે બાઇને પરવરદીગારે રૂડી બુધ્ધી તથા તે બુધ્ધીને હથીઆરે સંપતી બખ્શી હ તી તે બાઈ તે કીરતારની બખશીશ પોતાના કરતાં એ છાં ભાગ્યેગવાળાંઓના ફલાણસારૂ ખરચવાને ભુલી નહી. મોહટા લોકોની રીત શુધારવા અને તેઓની લાએકીમાં વધારો કરવાની કોશેશ કરનારી હાના ગરીબ આદમીઓ ને ઉદીઓગ અને નીતી વીશે સારા સબકો આપવાને પછાત રહી નહી. મોહટાં શેહરોથી દુર માહેલા પરાંત માં ઘણે ઠેકાંણે ધરમના ઉપાધીઆ સરકાર પામેથી સુસા રા લઈ પોતાને હવાલેનાં આદમીઓના ફાએદા સારૂ ક સું કામ કરતા નોહતા. હાનાએ ઘણાં દુખથી જોયું કે એક પાદરી એશ આરામમાંજ વખત કાહાડતો. બીજો છાકટો થઈનેજ પડી રેહતો. તીજો મારામારીથી કોહું રં ગીનેજ શોભીતો બનતો. ચોથો કેળવણીના કામમાં આ ડે આવીનેજ નામીચો થતો હતો. જાંહાં સરકારી સુસા રા ખાનાર ધરમના ઉપાધીઆ એવા નાલાએક તાંહાંનાં લોકની અવસ્થા અતીશે ખરાબ હોએ તમાં નવાઈ સી ?

ગરીબ લોકો આલસુ, કંગાલ, જાલમ અને નીતીથી ઉલટાં ચાલનારાં હતાં. જમીનદારો તથા સંપતીવાળા ખેડુતો મુ રખ, હઠીલા અને શુધરાઈની સામને થનારા હતા. એ વાં કેટલાંક ઠેકાંણાંનાં લોકોની હાલત શુધારવાને હાનાએ પોતાની બેહન મારકા સાથે વીચાર* કીધો. તે બેહનની સાથે હાના પોતાના મકાનની પહોસનાં ગામડાંઓમાં ફર વા લાગી. એ બાઈએ વીચારીઉં કે એ શુધારો કરવાનુ સરવેથી સરસ અને મુખીઅ અથીઆર ધરમ નીતીનુ ગ નાન થશે. એ ગનાન તથા બીજી અજતની ઉપીઓગી કેળવણી આપવાની નીશાલો સ્થાપવાનો તેણે ઠરાવ કી ધો. તે ઠરાવ મુજબ કામ કરવાની બાબદ જારે ગરીબ લો કોને ઠેકાંણે આણીઆ તારે પઈસાદાર લોકોથી અડચણ થવા લાગી. એક જમીનદારે એ સ્ત્રીને જણાવીઉં કે તે ના ગામમાં ધરમ નીતી દાખલ કરવાની કોશેશ એણે મેહ રબાંની કરી પડતી મેલવી. કેમકે તેનો પક્કો વીચાર હ તો કે ધરમથી લોકો આલસુ અને રીકામા થઈ જાએ! બી જા કેટલા જણાં બીજાં નજીવા કારણોથી કેળવણીની બી લકુલ સામને થયા. એક બે પરાંતો તો એવી જંગલી હા લતમાં હતાં કે પોલીસના માણશોએ હાના તથા મારકા ને જણાવીઉં કે તે જગોએ સુધરાઈ કરવા જવાનો ખેઆ લ એ સ્ત્રીઓએ પડતો મેલવો. કેમકે તાંહાંનાં જંગલી સ રખા રેહવાસીઓ એઓને કાંઈ ઈજા કરવા ચાહેતો તે માંણશો એઓનો બંચાવ કરી શકતે નહી! પણ હઠીલાં અને જાલમ લોકોની આડી ચાલ તથા સતાવાળાઓની દુરબલતાથી હાનાએ હીમત છોડી નહી. પોતે ધારેલાં કામ વીશે ઈસ્વરની સાહેતાપર ભરોસો રાખી તેણે કોશે

શ કીધી. અકલના જોરે કરી મુરખ લોકોની હઠ દુર કી
ધી. સુધરાઈપર આવવાને તેઓને શાંતીથી સમજાવી
આં. તે લોકોનો ફાએદો સાંમાં હતો તે વીશે ખુબ ખો
લાસો કરી તે મુજબ ચાલવાને તેઓને ઉસકેરીઆ. એ પ
રમાંણે જુદાં જુદાં ગામડાંઓમાં નીશાલો સ્થાપી. વખ
ત જતે તે નીશાલોમાં છોકરાંઓની સંખીઆ વધી ગઈ.
તેવાં સેંકડો શીખનારાંઓને માટે શીખવનારોની ખુટ પડી.
એ ખુટ પુરવાનુ કામ હાનાએજ માથે લીધું. કેટલીક હુ
શીઆર છોકરીઓને એ બાઈએ પોતાની જાતી મેહનત
તથા એની બેહન મારથાની મદદથી કેળવણી આપી. તે
કેળવણી એવી રીતે આપી કે શીખનારીઓ થોડી મુદત
માં શીખવનારોનુ કામ કરવાને શકતીવાંન થઈ. એવી ની
શાલોને હાના પોતાના પઈસા તથા મેહનતથી આશરો
આપતી રહી. બીજાં લોકોથી સમજાવી ઉઘરાણાની ટી
પમાં રકમ ભરાવતી રહી. જે ગામડાંઓમાં આલસ, દાં
ડગાઈ તથા ગેરનીતી આગળ ચાલતી હતી તાંહાં હાના
એ કરેલી સુધરાઈથી હવે ઉદીઓગ, સલાહ, સંપ અને
આએદી દીસવા લાગી, હાના મોર ધરમનીતી અને કેળ
વણીના ફેલાવા સાથે બીજાં પરોપકારી કામોબી કરતી. ગ
રીબ નાચારોને ખાવાનુ, કપડાં તથા દવા દારૂ બખશવા
ને એ સદા આગળ પડતી. પોતે કેળવેલી તથા ઠરાવેલી
શીખવનારોની મારફતે એ વસતુઓ જુદાં જુદાં ગામડાનાં
લોકોને પોહચાડતી. જુવાનનો ઘણો કાહડી નખાવવાને શુ
લામોનો વેપાર બીજ કલારકસન તથા બીજો ઘણ
ઘ પીતા બીજ વીલબરફોરસ જે મેહનત કરતા હતા
તને હાનાએ મદદથી ટેકો આપીઓ કે

ણે એક અસર થવા જોગ કવેત જોડીઉં. એના વખત માં ફરાનસ દેશમાં રાજદોઆરી મામલા વીશે ચાલેલી ગ રબરની તથા તે દેશવાળી જાકોબીન ટોલીવાળાઓના વી ચારની માઠી અસર પોતાના દેશમાં નહી થવા દેવાને તથા એ દેશમાં સમાધાંની કાએમ રાખવાને એ બાનુએ પોતાની કલમથી સારી કોશેશ કીધી. એ બાબે એણે લખેલાં ચો પાંનીઆં એવાંતો વાંચવા લાએક થઈ પડીઆં કે આ વા તમાં પેહલાં જણાવયા મુજબ તેમાનાં કેટલાંકની લાખો ન કલો ખપી ગઈ. એ નામીચી સ્ત્રી તા૦ ૭ મી સપટેંમબર ૧૮૩૩ ને દીને અહીઆસી વરસની ઉમરે મરણ પાંમી. જીવતાં જે ધરમનાં કામોપર ચાંહ રાખતી તે કામોને મરતી વેળા આશરો આપવાને ભુલી નહી. પોતાની આસરે તરણ લાખ રૂપૈઆ જેટલી પુંજીમાથી એક લાખ રૂપૈઆ જેટલી રકમ જુદાં જુદાં ધરમખાતાંઓમાં આપી. બા કીની દોલત ધટટી રીતે પોતાના ખેશોને વેહેંચી આપી.

---

## આગનીસ હોટાટ.

ચઉદમી સદીની આખેરીમાં શ્રી નારકંમપટન શાએ રવાળા હોટાટ નામના એક અમીરને કાંઈ જમીનના ક ટકા વીશે રીંગસડેલ નામના એક પુરૂષ સાથે વાંધો પડી ઓ. તેઓએ એ વાંધો પતાવવા સારૂ તે જમાનાની રી ત મુજબનો ઈલાજ કીધો. તેઓ વચે ઠરાવ થયો કે જે જગો વીશે વાંધો હતો તાંહાં જઈ એ બંધે દાવાદારોએ જુ ધ કરવી. તે જુધમાં જે જીતે તે એ જગોનો માલેક થા

એ. પણ જે દીવસ એવી જુધ કરવાને ઠરાવેલો હતો તે દીવસ હોટાટ માંદો પડીઓ. લડાઈ કરવા જઈ શકાએ એટલી શકતી તેને રહી નહી. એ સબબથી તે ઘણો દીલગીર થયો. લડાઈમાં ન ગએથી જમીન ખોવી પડતે એટલુંજ નહી પણ કદાચ તેની મરદાનગીપર બટો આવતે. તેનો હરીફ ફુગરાતે કે બીવો તેથી માંદો પડવાને બાહાને લડવાના અખારા કીધા. એ બાબે એની લાએકીવાળી દીકરી આગનીસે ખુબ વીચાર કીધો. તેના મનમાં આ વીઉજે બાપની મીલકત અથવા આબરૂમાં કસો ઘટારો થવા દેવો નહી. જે કામ કરવાને હોટાટ અશકત હતો તે બજાવવાને તેની હીમતવાન દીકરી આગનીસે ઠરાવ કીધો. તેણે પગથી માથાં સુધી બખ્તર પેહરીઉં. લડાઈનાં હથીઆર બાંધી બાપના ઘોડાપર સ્વાર થઈ. લડાઈનાં મેદાનમાં જઈ રીંગસડેલ સાથે જુધ કરવા માંડી. ઘણી કસાકસી ભરેલી લડાઇ થયા પછી બાહદુર આગનીશે રીંગસડેલને ઘોડાપરથી નીચે નાખીઓ. તે મરદ નીએ પડીઓ તારે તેની હરીફે તેને શરમાવીઓ. પોતાનુ ખરૂં નામ નીશાન જાહેર કરી બતાવીઉં કે રીંગસડેલ એક ઓરતના હાથથી હારીઓ હતો. બાપની મીલકત તથા હોરમત બંચાવનાર એ બાહદુર સ્ત્રી જે કબીલાંમાં પરણી તે લોક એના કામથી એવાં મગરૂર હતાં, કે તે વીરોની ઇઆદગારી કાએમ રાખવા સારૂ એ પરાકરમ બતાવે એવી પોતાની ઓલખની નીશાન તેઓએ પડાની

---

## રાણી કારોલાઈન.

ઈંગલંડના રાજા બીજા જારજની રાણી કારોલાઈન પોતાનાં માણશોપર રેહમ નજર રાખનારી શેઠાંણી હતી. એવી સારી ચાલની નકલ કરવાને એ રાંણી પોતાનાં છો કરાંઓને પણ શીખ્વતી હતી. એ બાબદમાં છોકરાંઓ એની મલામનથી ઉલટાં ચાલે તારે તેઓને ઠેકાંણે લાવ વાને એ ઘટતો ઈલાજ કરતી. એ રાંણીની વડી દીકરી ને એક નઠારી ટેવ પડી. એ રાજકનેઆ જારે સુવા જાએ તારે પોતે બીછાણાપર લેટી હજુરમાં રેહનારી એક કી સ્ત્રી પાસે કાંઈ ચોપડી વંચાવે. પોતાને ઉંઘ આવે તાંહાંસુધી એ પરમાંણે વાંચવાનુ ચાલુ રખાવતી. એની એવી ચાલથી પેલી બાઈઓને ઘણી હેરાંનગતી થતી. પ ણ રાજકનેઆને નાખુશ કરવાથી ડરીને તે બીચારીઓ મુગે મોહડે તેનો જુલુમ ખમતી હતી. એક વેળા એક સ્ત્રી કાહેલી હતી. તે છતાં રાજકનેઆએ તેની પાસે એ વુ કામ લાંબો વખત કરાવયાથી તે બેહોશ થઈ પડી ગઈ. દીકરીની એ નઠારી ટેવ વીશે રાણીને ખબર થઈ. એ એબ છોડાવવાનો ઘટતો ઈલાજ કારોલાઈને તુરત કીધો. રાતના શુવા જતી વખતે તેણે દીકરીને પોતાની હજુર બોલાવી. પોતે બીછાણાપર લેટીને દીકરીને એક ચોપડી વાંચવા હુકમ કીધો. રાજકનેઆએ થોહોવાર તે કામ કી ધું. પછી ઉભી રેહતાં થાકી ગઈ મારે માના મોહડાં ત રફ જોવા લાગી કે બેસવા કેહેતો સારૂં. પણ રાંણીએતો માતરે એટલું કહયું કે "ચાલો આગળ વાંચો." થોડા વાર વાંચી રાજકનેઆ ફરીને થોભી. તે જોઈ રાંણીએ પે

હલાંની માફક ફરમાવીઉં કે " આગળ વાંચો આગળ વાં ચો." એ પરમાંણે રાજકનેઆ તરણ ચાર વાર થોભી અને સંધીવાર રાણીએ એકજ સરખો હુકુમ કીધો. અંતે રાજકનેઆ હાંફતી હાંફતી ફરીઆદ કરવા લાગી કે ઉભી રે હતાં તથા વાંચતાં તેને ઘણી થાક ચહડી હતી. એ વાત સાંભળી રાણીએ તુરત જવાબ દીધો કે " તમો એકજ રા તમાં એ પરમાંણે થાકી ગીઆં તારે તમારી હજુરમાં રેહ નારીઓને દરરોજ એવું કામ કરવું પડેછે તેથી તે બીચા રીઓને કેટલી બધી ઇજા થતી હશે વારૂ ! વાસતે મારી દીકરી તમે સમજવું જોઇએ કે તમારી ખીદમતગારોને અતીશે થાક ચહડે એવી રીતે તમે પોતે આરામથી ગમત કરવી નામુનાસેબ છે." એટલું કહી કારોલાઇને દીકરીને ર જા આપી. એને આ પાસથી મલેલી શીખામણ નકામી ગઈ નહી.

---

## મડમ ડી આરબલે.

શ્રી ઇંગલંડના નામીચા ગાએન શાસતરી ડાકટર બ રનેની ફરાંસીસ નામની દીકરી હતી. ડાકટર બરનેના ગુણો માટે તે જમાનામાં વીદીઆ હુનર માટે નામીચા થએલા તેના દેશીઓ સાથે તેને દોસતી થઈ હતી. એ દોસતો ઘણીવાર તેના ઘરમાં ભેગા થતા. એ કાબેલ મંડુ લીમાં થતી વાત અને તકરારથી ડાકટર બરનેના કબીલા પર સારી અસર થએલી માલુમ પડેછે. તેનાં ઘણાંખરાં છોકરાં વીદીઆ હુનરમાં પુરવીણ તથા પરખીઆત થયાં.

એ છોકરાંઓમાંની સરવેથી નાહાની ફરાંસીસ હતી. કાં ઈ સબબથી તે છેક આઠ વરસની થઈ તાંહાં સુધીતો મુલાક્ષરો વટીક જાણતી નોહતી. પણ જાતે બાહોશ તથા મેહનતુ હતી. એ નાધલી હતી તેટલાં એની મા મરણ પાંમી. બાપે ફક્ત લખવા તથા વાંચવાં શીવાએ બીજુ કસું એને શીખાડીઉં નહી. નીશાલે શીખશકોની મદદથી જે શીખવું જોઈતું હતું તે જાતી મેહનતે અને એહનોને પુછીને પુરૂં કરવાની એને ફરજ થઈ. ઉલટથી વીદીઆ ભણવાને એકવાર શરૂ કીધું એટલે કસીબી હરકત અથવા મુશકેલીઅતને લીવે તે કામથી પાછી હટી નહી. પંદર વરસની વએની થતાં સુધીમાં ગરંથો લખવા તથા પુસતકોની ખુબી ઇતીઆદી વીશે ટીકા કરવાને શકતીવાંન થઈ. એ સમે એના બાપે બીજી બાઐડી કીધી. તે બાઐડીએ ફરાંસીસની કીસ્સા લખવાની ટેવ છોડાવવાને તજવીજ કીધી. ફરાંસીસને એમ હરકત થયાથી પોતાનુ કામ છુપું ચલાવવું પડીઉં. તે એટલા સુધી કે "ઈવીલાઈના" નામનો નામીશે કીસ્સો જેથી એ અબલા સઉને જાણીતી થઈ તે છપાઈ બાહેર પડીઓ. સંધા પંડીતો અને બીજા વાંચનારાઓ તે ગૅરંથની ઘણી તારીફ કેરવા લાગા. પણ ડાકટર બરનેના અતલગના મીતરોને બલકે તેને પોતાનેબી ખબર નોહતી કે એ સંધી તારીફ તેની શરમાઉ તથા એક મારગી દીકરીને ઘટતી હતી. તે ચોપડી લખનારીને તો માતરે બુસો રૂપૈઆ જેટલી રકમ મલી. પણ છાપગરને હજારોનો લાભ થયો. ઇંગલંડ મધે હાલમા જેમ કાહની કીસ્સા ઘણી વેળા ઉંચ જાતની રમુજ સાથે વાંચનારને કીમતી ખબર તથા ઉતમ શીખામણ આપેછે તેમ

મીસ બરેનની કીતાબ પરગટ થતી વખતે નોહતું. તે વે ળાના કીસ્સાઓમાં ચેરી ચીબાવલી વાતો શીવાએ બી જું કસું દીસતું નોહતું. આબરૂદાર લોકો એવા કીસ્સા હાથમાં લેવાને હીનુ સમજતા. કાબેલ લોકો તે વાંચ વાથી વખત ખોવા જેવુ જાણતા. પહરેજગાર લોકો તે વી બાબદોને નીતીનો ભંગ કરનારી કેહતા. ગમત અને ગનાન આપવાની જે એક કલા તે નાલાએક કારીગરોને હાથ પડયાથી એ પરમાંણે ધીકાર પાંમતી હતી. તે ધીકા રથી એ અગતની કલાને એક ડાહી જુવાન સ્ત્રીએ છોડ વી. સંધા નાખીચા ટીકા કરનારાઓએ "ઇવીલાઇના" ગરંથની એબારત, બીના અને ધપ, છપની ખુબ વખાણ કીધી. મોહટા દરજાના અને વીદવાંન લોકો તેઆંની રસીલી બાબદોપર દીલ લગાડવા લાગા. તે ગરંથ ખરી દનારાં માતબર અને મોભાવાળાં આદમીઓની ગાડી ઘો ડા સાથની રલીઆમણી ઠઠ તે પુસતક છાપનાર તથા વે ચનારને તાંહાં મલવા લાગી. સઉ કોઈ તે ગરંથ કરતા નુ નામ પુછવા લાગાં. પણ તે ધણીને જે ગરંથથી હજા રોનો નફો થયો તે બનાવનારનું નામ તે પોતેબી જાંણતો નોહતો. ગરંથ બનાવનારીએ તે ધણી સાથે સંવેસો ચલા વતાં પોતાનું ખરૂં નામ ઠામ છુપાવીઉં હતું. પણ તે વી શે મીસ ફરાંસીસ બરનેની બેહનો અનજાંણી નોહતી. તે પુસતક લખાતું હતું તારે તે બેહનો તે વીશે મસખરી કરતી હતી. પણ હવે તેઓનાં દીલમાં ખુશાલી સમાઈ નહીં. ડાકટર બરને દીકરીની હાલત વીશે બરોબર જાણી તો થયો તારે હરખનાં આંચુ વરસાવા પડીઓ. તે દીક રીનો એક કાબેલ મીતર મીસટર કરીસપ જેણે તેની બુ

ધીને પરકાશ આપવા પીતા સરખી ખબરદારી રાખી હતી તે પેઆરથી ફુરવા લાગો કે તેની લાડકી ફાનીએ એ ગરંથની બનાવટ તેનાથીબી છુપી રાખી હતી. બીજાં ઓળખીતાંઓ પણ આફરીનના અવાજ સાથે દીલમાં ઓછું આવવાની વાતો કરવા લાગાં. મીસ બરને જાંહાં ગઇ તાંહાં તેને શાબાશી મલવા લાગી. તેણે બનાવેલું પુસ તક સઉ કોઇના હાથમાં અથવા મેજપર દેખાતું. એવી વા ખવાખીથી મીસ બરનેનું માથું કસું ફરીઉં નહી. તેની નમરતા અથવા સાદાઇમાં ઘટારો થયો નહી. તે કોઇને જાણીતી નોહતી તે વખતની માફકજ દુનીઆમાં પરખી આત થએલે વખતેબી શરમાઉ અને એક મારગી દીસ તી. "ઇવીલાઇના" પરગટ થયાને ચાર વરસ ગુજરયા પ છી એટલે ઇ૦ સ૦ ૧૭૮૨ માં એ કાબેલ બાનુનો "સી સીલીઆ" નામનો બીજો કીસ્સો પરગટ થયો. એ વખ ત છાપગરના હાથપર તે ઠગાઇ નહી. વખત પરમાંણે તે પુસતકની એને સારી કીમત મલી. તે છપાવવાની ખબર લોકોને આગલથી થઇ હતી. તે બાહેર પડવાની સઉ રાહ જોતાં હતાં. કેહેછે જે સર વાલટર સ્કાટ જે વા માહા બુધ્ધીવાન કીસ્સા લખનારે છપાવવા ધારેલાં કોઇબી પુસતક માટે લોકોએ એ કરતાં વધારે આતુરતા બતાવી નોહતી. પણ "સીસીલીઆ" સંબંધી લોકોને જે અતી મોહટી ઉમેદ હતી તે પુરતી રીતે બર આવી. સ રવે જણે કબુલ રાખીઉં કે માબારત ઇંગરેજી કીસ્સાઓમાં એબી એક ગણાવાનો.

મીસ બરનેની ઉમર તીસ વરસની થવા આવી. એ વખતે એના કાબેલ તથા હેતુ મીતરો જેવાકે ડાકટ

ર જાનસન તથા મીસટર કરીસપ ઈતીઆદીના મરણથી એને ઘણો ખેદ થયો. પણ એવાં મોહોત કરતાં વધારે નુકસાન એ બાઈને પોતાના વીચારની એક ભુલથી તથા એના બાપની ફોકટની વડાઈથી થયું. એ બાબદ એવી છે કે તેથી બીજાંઓને સારી ચેતવણી મલવી જોઈએ. લારડ લાનસડાઉનની એક બેહન મીસટરીસ ડીલાનીને મલવા સારૂ મીસ બરને ગએલી હતી. તે સમે મી સટરીસ ડીલાનીને તાંહાં એ અબલાને રાજા રાંણી સાથે ભેટ થઈ. તે પછી રાંણીની ખીદમતગારનો ઓહદો મીસ બરનેને આપવાને ફરમાએસ થઈ. ફરાંસીસે કાચી પાકી મરજી કીધી. પણ એ બાબદમાં એનો બાપ ઘણો ઉતાવળો થયો. તેના ફુસલાવીઆથી મીસ બરનેએ તે ઓહદો કબુલ રાખીઓ. પણ તેમ કીધાથી તેણે ઘરનુ સુખ, આરામ, દોસત આશનાઓની સંગતની ખુશાલી, વીદીઆ અલીઆસની મહજા, આપઅખતીઆરીના ફાએદા, બુધ્ધી બલે નામીચુ થવાની જોગવાઈ સરવે ખોઈ દીધાં. પોતાના જમાનામાં ઈંગલંડના લોકની સરવેથી માનીતી કીસ્સા લખનારીનો માન ભરેલો ખેતાબ છોડી ખીદમતગારનો ખેતાબ તેણે પકડીઓ. પોતાને મકાને સાહેબે શોખથી રેહવાને ઠેકાણે પારકી જગોએ તાબેદારીમાં રેહવું પડીઉં. મોહટા દરજાની પઈસાવાળી ઉમરાજાદીઓ અને શેઠાણીઓની સંગતમાં આબરૂથી વખત ગુજારવાને બદલે રાંણીની એક નીચ મનવાળી કુંઅરી જરમન ખીદમતગારના હાથ હેઠલ ઝુરવું પડીઉં. મોજ મહજાને બદલે ઘણી વખત ખીદમત બજાવતાં ભુખે કાલ કાહડવાની ફરજ થઈ. ટુકામાં કહીએતો જે આદ

 મીની બુધ્ધી સરંસ અને કલમ તેજ તે દુર અંદેશો કરયા વીના કુતર્કો મારી આપઅખતીઆરી છોડી ધુત્રધામને સારૂ પરઆધીન થવા જાએ તેનાપર પડતાં સરખાં સંધાં દુખ રાણીની ચાકરીમાં મીસ બરનેપર પડીઆં. મોહટા ફાએદા છોડી રાતદીન મેહનત ભરેલી એવી ગુલામી સર ખી ચાકરી અખતીઆર કરવાના બદલામાં મીસ બરને ને ખાવા પીવા સાથે બે હજાર રૂપીઆ જેટલું વરસાંન અને ખીદમતમાં એક ચાકર મલીઓ. એ પરમાંણે એ બાનુએ પાંચ વરસ કાહાડીઆં. તેટલાં તેનીથી કસો અ ભીઆસ થઈ શકીઓ નહી. કોઈબી પુસતક લખવાને તેને છુટ મલી નહી. તે જો આપઅખતીઆર રહી હ તેતો એક કાબેલ પુરૂષના ધારવા પરમાંણે કદાચ એટલી મુદતમાં કલમની મારફતે એટલી દોલત મેલવી શકતે કે તેની ઉપજ એના સાલીઆંના જેટલી થતે. બાકી એ સાલીઆંનુતો રાણીની ખીદમતગાર તરીકે શોભાણુ શાભ ણુના કપડાં અને ઘરેણા લેવાના ખરચમાંજ પુરૂં થઈ રે હતું. તનદરોસતીની ખરાબી તથા અપટ અને બેસ મજ લોકના હાર ઝંજેટાથી દીલને દુખ થયું તે વટાવ માં. એ બીચારી વારેવાર મન સાથે પસતાવો કરી બોલ તી કે "હું કેવી માઠાં ભાગ્યેગવાળી કે મારો અસલ ધં ધો, પુરાણા મીતરો, બેફીકરાઈથી જીંદગી ગુજારવાનું, મારી મરજી મુજબ ઉંઘવાનુ તથા જાંહાં ગમે તાંહાં ફરવાનું મે લી આવાં બુરાં બંદીખાનામાં આવી ફસીહું. અરે ! ઈ સ્વર ! મારો એવો હાલ સા મારે થયો ? આ વખત તા બેદારીમાં જેટલાં સુખ હું ભોગવુંછું, તે કરતાં અતીઘણા વધારે સુખ સ્વતંતર રહીને હું કોઈ પરકારે ભોગવી શકતે

નહી સું ? જેમ એક નરમ થએલા સીંહના નાખમાં દોરી પોઇ માણુશો તેને હીઆં તાંહાં લઇ જાએ તેમજ જે લોકો મારી આપઅખતીઆરીને વખત મારા તાપ અને દબદબાથી અદબમાં-રહી તાજુબ થતે તેઓ હવડાં મને તુચ્છકારીને હાલ હવાલ કરેછે. મને હીઆં કસું માન અને કસી મહજા મલતી નથી. જે બુધ્ધી અને કાબેલીઅત માટે ઘણાં લોક' ફીદા હતાં તે વીશે હીઆં કોઇ પુછતુંબી નથી. રાજાના મંદીરની કલા મને આવડતી નથી. જેઓ નાધપણથીજ ખુશામત અને તાબેદારી કરવાને સીખેલાંછે તેઓની બરોબરી મારાથી થઇ શક્તી નથી. ”

એ પરમાંણે દીલપર સુસતી, મનપર ગમ સાથે મીસ ફરાંસીસ બરને વખત કાહડતી હતી. તે એવી દુખી હાલતમાં હતી તોબી પોતાનુ કામ બજાવવામાં કસુર કરતી નોહતી. રાણીને દીલથી માન આપવા અને તેની સંધી ખીદમત બજાવવાને એ સદગુણી સ્ત્રી સદા કોશેશ કરતી. એની માદગી તથા દીલગીરી છતાં ડાકટર બરનેએ એને ચાકરી છોડવા દીધી નહી. જાંણે રાજા રાણીની ગુલામી ફરાંસીસ સરખી દીકરીનાં સુખ બલકે હઇઆતી કરતાં કેટલી બધી વધારે કીમતની તે ગણતો હોએ ! અંતે વઇદે બલતવારીથી કહીઉં કે તેની દીકરી જો રાણીની ચાકરી છોડે નહીનો તે દીકરીની જીંદગી વીશે નીરાસ થવું પડે. વઇદનુ એવું મત જાણી ફરાંસીસની હાલત બાબે ગામનાં લોક કકલવા લાગાં. ડાકટર બરને બીવો. અંતે ઘણી મુશકેલીવ્યતથી એવો ઠરાવ થયો કે મીસ બરનેએ રાજી નામું આપવું. તે રાજીનામુ કબુલ રાખતાં

રાણીએ ઢીલાં બાહના કીધાં. પછી મીસ બરનેને રજા આપવાના દીવશના વાએદા દીધા. અંતે ડાકટર બરને ધાસતી ખાઈ બજીદ થયો તારેજ બીમારી ફરાંસીસને છુટકો થયો. પાંચ વરસની વફાદારી ભરેલી ચાકરી વીશે વીચાર કરી, લોકોનાં મતનો ડર રાખી; રાજાએ એને દર વરસે એક હજાર રૂપૈઆ જેટલો લવાજમો આપવાનો હુકુમ કીધો. તે રાંણીની મરજી પડે તાંહાં સુધી આપવાની શરત હતી. ચાકરી છોડયા પછી સ્વતંતરપણા તથા નીરાંતથી જે સારો ફેરફાર થવો જોઈએ તે ફરાંસીસના શરીરપર જલદીથી થયો. મુસાફરી કરવાથી એનુ તેજી પાછુ તાજુ થયું. થોડો વખત જતે એને એક ફરેંચ જેનરલ નામે કાંઉટ ડી આરબલે સાથે પીછાંણ થઈ. એ વખત ફરાંસમાં ચાલેલાં તોફાનને લીધે તાંહાંથી નાહસી આવેલા નામીચા પુરૂષોમાંનો એઓ એક હતો. તે મોહટાં કુલ સાથે ઉંચી કેળવણી અને સારાં સલુક ધરાવતો હતો. તેની સાથે ફરાંસીસ ઈ૦ સ૦ ૧૭૯૩ માં પરણી. રાણીની મરજીમાં આવે તાંહાં સુધી દર વરસે આસરે એક હજાર રૂપૈઆ જેટલો બેઠો લવાજમો મલવા શીવા એ સંસાર ચલાવવાને એ જોડાં પાસે બીજી કસી દોલત હતી નહી. પણ મીસ બરને (હવે મડમ ડી આરબલે) ની કલમ તેઓની મોહટી દોલત હતી. એ બાઈએ કલમને જોરે કરેલી નાધલી નાધલી કમાઈતો આપણ હસાબમાં લેતાં નથી. પણ ઈ૦ સ૦ ૧૭૯૫ માં "કમીલા" નામનો કીસ્સો તેણે છપાવીઓ. એ કીસ્સાથી મડમ ડી આરબલેને તીસ હજાર રૂપૈઆ કરતાં વધારે નફો થયો. જે ભરથારને પોતાની કાબેલીઅતથી ઘણે દરજ્જે પાલતી

તેને પોતાની ચાલે ખુશીથી ભરપુર રાખવાને એ બાઈ પ છાત નોહતી. બાએડી તરીકે તેને માટે ઘરનાં સંધા કામો એ બરોબર કરતી. તેને આનંદ ઉપજે એવી રમુજ આપવાને ચીંતામાં રેહતી. ઈ૦ સ૦ ૧૮૦૨ માં કાંઉટ ડી આરબએ ફરાનસ ગીઓ. તાંહાં ફરેંચ લસકરમાં તેને ચાકરી મલી. પણ બાએડીના જનમ દેશની સામને નહી લડવાને તેણે શરત કીધી. એ વીશે બોનાપારટને ખબર થઈ તારે તેણે એ કાંઉટને ચાકરીથી પાછો બરતરફ કીધો. પણ તેની આગળી સરકારી ચાકરીના બદલામાં આસરે છઓ રૂપીઆ જેટલું વરસાન આપવાને તે રાજા ખુસે કબુલ કીધું. એ કાંઉટ શ્રી ઈંગલંડથી નીકળીઓ તારે એવી શરત હતી કે એક વરસની અંદર તેનાથી પાછો તે દેશમાં જઈ શકાએ નહી. માટે તેને ફરાનસમાંજ અટકવું પડીઉં. બાએડીએ તેને એકનો મેલીઓ નહી. એ બારીક વખતની લડાઈ અને તોફાનની કસી ચીંતા ન રાખતે એ બાઈ પોતાના નાધલા દીકરાને લઈ પારીસ ગઈ એ પછી તુરત લડાઈ ચાલુ થયાને લીધે મડમ ડી આરબનેને ઈ૦ સ૦ ૧૮૦૩ થી ૧૮૧૨ સુધી શ્રી પારીસમાં થોબવું પડીઉં. એ લાંબો વખત સુધી એના ભરથારને ઉપર જાણવેલો લવાજમો તથા દીવાની ખાતાંમાં એક ચાકરીનો નાધલો મુસારો માતરે મલતો હતો. એટલી રકમમાંથી માટી બઈઅર તથા એક છોકરાનુ ગુજરાન કરવું મુશકેલ પડીઉં. તેઓ ઘણી ગરીબ અવસ્થામાં આવી પડીઆં. પણ મડમ ડી આરબનેએ સબુરી છોડી નહી. કરકસરથી વખત કાહડીઓ. બરી સખતીથી કાંઈ બંચાવી છોકરાને કેળવણી આપવાનુ કામબી ચલાવી

ઉ. એ મા તથા દીકરો ઈ૦ સ૦ ૧૮૧૨ માં પાછાં ઈંગ
લંડ આવીઆં. મડમ ડી આરબલેને પોતાના જનમ દે
શપર એટલો બધો પેઆર હતો કે તે દેશના કીનારાપર
પોંહચતાંજ ગુઠણ મંટીએ બેસી જમીનપરથી એક કાંકરી
લઈ મોહમાં નાખી ચુસવા લાગી. એ નામદાર સ્ત્રીએ
લખેલી "ધી ઉઆનડરર" નાંમની કીતાબ ઈ૦ સ૦ ૧૮૧૪
માં છપાઈ. તેથી તેને આસરે પંદર હજાર રૂપૈઆ જેટ
લો નફો થયો. બોનાપારટનો પરાજય થયા પછી કાંઉટ ડી
આરબલેને તેના દેશી રાજાના લસકર ખાતાંમાં સારો એ
હદો મલીઓ. મડમ ડી આરબલે પાછી પારીસ ગઈ.
તાંહાં ઘણી આબરૂ તથા આરામથી એ રેહવા લાગી. ના
મીચાં લોકો એની સંગત સોધતાં. તેટલાં બોનાપારટ
એલબાથી પાછો ફરાનસમાં આવીઓ. એ સબબથી ઉ
ભી થએલી લડાઈમાં જેનરલ ડી આરબલેએ ઘણી બાહ
દુરી કીધી. પણ તે ઘરડો થયલો હતો. તેને એક ઘોડા
ની લાત વાગાથી ઘણો દુખદાએક જખમ થયો. તે સમા
રવાનુ કામ કરનાર અનઘડ વઈદે તેમાં ખરાબી વધારી.
એ સમે મડમ ડી આરબલે લડાઈ થવાની જગોએથી કેટ
લીક દુર હતી. તે ભરથારની માઠી અવસ્થા વીશે સાંભ
ળીને દુખી થઇ. પોતાને મકાનેથી ભરથારની મદદે જવા
નીકળી. પાંચ દીવસ ડીકટ મુસાફરી કીધા પછી તે મરદ
ના બીછાણાં પાસે આવી લાગી. તાંહાં તેની ઘણી માવ
જત કીધી. પણ એ ઘણી ઘણીઆંણીની ખાતરી થઈકે
જેનરલ ડી આરબલે હવે ચાકરી કરવા લાએક હતો ન
હી. માંટે તેઓ ઈંગલંડ ગીઆં. તાંહાં પતીવરતા બાએ
ડીની ખુરબાની ભરેલી બરદાસનાં સુખ કેટલીક મુદત સુ

ધી ભોગવીઆ પછી તે જેનરલ સને ૧૮૧૮ માં મરણ પાં
મીઓ. એ મરણથી મડમ ડી આરબ્લેને મોહટી ગમ
ગીની ઉપજી. તે બીચારીને દેલાસો એકના એક દીકરા
થી હતો. તે આગળ જતે માબાપનુ નામ રાખનારો ની
કળવાની ઉમેદ હતી. પણ ભર જુવાનીમાં આવી તેબી
મરણ પાંમીઓ. એ આફતબી મડમ ડી આરબ્લેએ બ
નીઉં તેમ સબુરીથી સહન કીધી. એ સ્ત્રીએ ઈ૦ સ૦
૧૮૩૨ માં પોતાના બાપ ડાક્ટર બરનેનુ વરતાંત છપા
વીઉં. એ શીવાએ એ બાઈ બીજાં કેટલાંક પુસતકોની
બનાવનાર હતી. તે સંધાંઓમાંથી માતરે "ઈવીલાઈના"
તથા "સીસીલીઆ" ની વખાણ ઈંગરેજેમાં હજુર સુધી
તાજી રહીછે. એ પુસ્તકો હવડાંબી વાંચનારને લેહજત
આપેછે એટલુજ નહી, પણ એઓ પરગટ થયાથી એઓ
ના લખનારના દેશને ફાએદો થયોછે. ઉપર જણાવીઉં
તેમ એ ગરંથ કરતાના કીસ્સા પરગટ થયાની આગમચ
એવી કીતાબો જે નાંપસંદી તથા ધીકારમાં પડેલી હતી
તેમાંથી મીસબરનેએ તેઓનો છુટકારો કીધો. એક કા
બેલ વીદીઆરથી વીચાર આપેછે જે એ સ્ત્રીએ "પેહલ વે
હલાં બતાવી આપીઉં કે નીતી અને સુલાગ્નાની હદમાં
પુરતી રીતે રહીને ભારે ખુશ મસખરી સાથે લનડનના
ખાસોઆમની ચાલ ચલણ તથા રીતભાત વીશેના કીસ્સા
લખાઈ શકેછે. લખવાની એક ઉપીઓગી તથા ખુશી ઉ
પજાવનારી રીતને જે બદનામી ચોટેલી હતી તે એણે
ધોઈ આપી. વીદીઆની બાબદમાં પુરૂષોની બરોબર દર
જજો મેલવવાનો જે સ્ત્રી પંથનો હક તે એને સાબેત કરી
આપીઓ." એવી સ્ત્રી પંથની ભલુ કરતા તા૦ ૬ ઠી જા

નીવારી ૧૮૪૦ ને દીને મરણ પાંમી. મડમ ડી આર બલે જેવી કાબેલ લખનારી તેવીજ મીલનસાર સાહેલી હતી. જેની સાથે દોસતીનો ગાંઠ બાંધતી તેની સાથે દોસતી નીભાવવાને પોતાથી બનતી તજવીજ કરતી. કોઈનીબી મેહરબાંનીનો આભાર માનવાને પછાત રેહતી નોહતી. બાપપર એટલું હેત રાખતી કે તેનુ વરણન અ તરે થઈ શકતુ નથી. ભરથારની બાએડી તરીકે ઉતમ હ તી તે આપણે ઉપર જોયુંછે. મા તરીકે એ બાનુની ચાલ વખાણવા લાએક હતી. દીકરાને અતીવણા પેઆરથી ઉ છેરવા, તેને સારી કેલવણી આપવા, તેના વીદીઆ અ ભીઆસપર નજર રાખવા તથા તેનો લાભ વધે એવા દુ ર અંદેશાથી સારી ગોઠવણ કરવા સંબંધી એ બાઈએ ક સી પાંતીનો કંટાલો ખાધોતો નહી. મડમ ડી આરબલે કાબેલ અને સેઆંણી લખનાર, વફાદાર દીકરી, પતીવર તા બાએડી, મેહરબાંન મા, હેતવંતી બેહન, માયાલુ સા હેલી અને સંધી પરકારે સદગુણી સ્ત્રી તરીકે નકલ કરવા જોગ ઓરત થઈ ગઈછે.

---

## એક ડાહી મા.

શ્રી બરીટંન દેશમાં એક વેળા મરકી ચાલી. એ મ રજ એવો હતો કે તેથી પેહલાં આદમીને સખત તાવ આવતો. થોડાવારમાં તેનો ઉપદરવ ઘણો વધી જઈ શરી ર સુજી આવતું. તારપછી બીજે અથવા તીજે દીવસે તે આદમી મરણ પાંમતું. કારેગ્ગી નામનાં એક ગામમાં એ

ક ઘરનાં આદમીઓને એ મરજ વારા ફરતી ઉડયાથી સં ધાં ઘરડાં તથા જુવાન માંણશો મરણ પાંમીઆં. તે સમે તે ઘરની સામી બાજુએ રેહુનારી એક સ્ત્રીને એક રાતે જોરથી તાવ આવીઓ. સહવાર પડતાં તે ઘણો વધી ગી ઓ. સાંહાંજ સુધીમાં શરીરે સોજો આવીઓ. તે સ્ત્રીની ખાતરી થઈ કે પેલો દુષ્ટ મરજ તેને ઉડીઓ હતો. એ વખતે એનો ભરથાર કાંઈ કામ સારૂ બાહેર ગીએલો હ તો. ઘરમાં એ બીચારી પોતે તથા બે નાંહાલા છોકરા શી વાએ કોઈ નોહતું. ધધરતો તાવ આવી મરતતોલ દરદ થયા છતાં એ બાઈએ હીમત છોડી નહી. બચાંઓની સલામતી સારૂ જે ઘટતો ઈલાજ તે કરવાને ડાહુપણથી છાતી ચલાવી. તેણે અંદેશો કીધો કે વધારે વખત ઘરમાં રેહવાથી તે બચાંઓને એ મરજ ઉડશે. માટે તેણે ઘર માંથી બાહેર જવાને ઠરાવ કીધો. મરવા આગમચ પો તાનાં વાહલાં બચાંઓને પેટમાં ચાંપવાને અતીઘણી ઈચ્છા થઈ. પણ મરજ એટલે બધે દરજ્જે વધી પડીઓ હતો કે છોકરાંઓ માતરે પાસે આવવાથી કદાચ તે તેઓને ઉ ડતે. વાસતે તેઓને હલાક નહી થવા દેવાની સાવચેતી રાખવાની ફરજ આંગળ એ ખુદરતી જોરાવર ઈચ્છાને પ ડતી મેલી. બાહેરથી સાંકળ દઈ તે છોકરાઓને ઓરડા માં બંધ કીધા. દાદરપરથી ઉતરી ઉતાવળે ઘરની બાહેર ગઈ. છોકરાંઓએ વીચારયું કે તે થોહો વાર કોઈ જગે જ તી હશે. તેઓ બારી આગળથી માને હાંકો મારી સલાં મ કરવા લાગા. તેઓના સાદ સાંભળી એ બાઈનુ દીલ ભરાઈ આંખોમાં આંસુ આવીઆં. પણ તેઓની તરફ ફરીને જોયુંબી નહી કે રખેને તેઓને પાસામાં નહી દાબ

વાનો ઠરાવ કાચો થઈ જાએ. એ બાઈને જેઓ જુદા કરવાના હતાં તેઓને ઘેર ગઈ. તાંહાં બે દીવશ દુખી થયા પછી એ દાનાવ અને બાહદુર સ્ત્રી મરણ પાંમી.

---

## મીસટરીસ ફ્રાઈ.

પરોપકાર માટે નામીચી થએલી ઈલીઝેબેથ ફ્રાઈ તા૦ ૨૧ મી મેએ ૧૯૮૦ ને દીને નારીચ નગરમાં જનમી હતી. એના મા બાપ કુએકર ટોલાનાં હતાં. ઈલીઝેબેથ એક મારગી અને શાંત સવભાવવાળી હતી. તે સતર વરસની થઈ તેટલાં તેના મનમાં વીચારો ઉપજતા કે " જો આ દુનીઆમાં હું લાંબો વખત જીવવાની હોઉં તો ઈસ્વર કરેને માઠી અવસથાને હું હીમતથી ખમી શકું, બીજાં આદમીઓનુ દુખ ટાળવાને મારાંથો જે બને તે કરૂં, લોકોનુ કલાણ કરવાને મારી સંધી શકતી વાપરૂં, મારા હવસો ગેઆનના કબજામાં રાખું તથા મને જે કાંઈ વાજબી લાગે તેને મજબુતીથી વળગી રેહું! " એવા વીચારો આગળ જતે મજબુત થયા. અમેરીકાવાળા કુએકર ઉઇલીઅમ સેવરીએ શ્રી નારીચમાં તા૦ ૪ થી ફેબરવારી ૧૭૯૮ ને દીને નીતી શાસતરપર એક મોતેબર ભાષણ કીધું. એ ભાષણની ઈલીઝેબેથના મગજપર ખુબ અસર થઈ. કાંઈ પુનનુ કામ કરવાની તેને હોંસ થઈ. એ જુવાન સ્ત્રીનો ખવાસજ ધરમાતુ હતો. દુખી લોકપર દયા આણી તેઓને પીડાથી છોડવવાને એ ઘણી વખત કોશેશ કરતી હતી. પણ જારે પરવારતાં અને બેપરવા આદમીઓની સંગત થ

તી તારે એ પોતાનો ઘણો વખત નકામી દોર ધામમાં ગુ
માવતી. ઑીસ્ટર સેવરીના ભાષણે તેવી ગફલતથી એને
છોડવી. વખત નહી ખોવાની જરૂર એણે દીઠી. એ અ
રલહાઊસ તથા નારીયનાં નાચાર તથા માંદાં લોકની ખબર
લેવા લાગી. એવાં લોકને એનો આશરો મલતો થયો. ઈ
લીઝેબેથ તેઓની આગળ બેસી ધરમ પુસ્તક વાંચતી. તે
ઓના બચાંઓને કેળવણી આપવા સારૂ એ બાઈએ પો
તાનાં ઘરમાં નીશાલ સ્થાપી. થોડાવારમાં તે નીશાલમાં
શીખવા આવનારાંઓની સંખીઆ ઘણી વધી ગઈ. બીજી
જગો ભાડે લેવાની જરૂર થઈ. સીતેર છોકરાંને એ એક
લી તપાસતી તથા કેળવણી આપતી હતી.

ઈલીઝેબેથ ફરાઈ ઈ૦ સ૦ ૧૮૦૦) ના વરસમાં જો
સફ ફરાઈ નામના એક કુએકર વેપારી સાથે પરણી. લગ
ન થયા પછી ઘરના ખટલાનો કારોબાર ચલાવવા તથા પો
તાની રીત મુજબ ગરીબોનુ રક્ષણ કરવામાં નવ વરસ ગુ
જારીઆં. ઈ૦ સ૦ ૧૮૦૯ માં એનો ધણીએ એસેક્સ પ
રાંતમાં પલાસેટ મધે જઈ રહેઓ. તાંહાં છોકરીઓને કેળ
વણી આપવાની એક નીશાલ સરસ પાયાપર એણે ઉતા
વળે સ્થાપી. બીજાં દાન પુનના કામોબી કરવા માંડીઆં.
ગરીબ નાચાર લોકોને સારૂ એક વખારમાં ચુંદરી, ફલાને
લ, અંગરખા ઈતીઆદી ભરી રાખીઆં. તેઓને દરદને
વખત આપવા સારૂ દવા દારૂનો મોહટો જહો એક ઓ
રડામાં એકઠો કીધો. કકરતો સીખાલો પડે તારે એકઠો
ગરીબ માંણસો તેને તાંહાં આવી સેરવો પી જતાં હતાં.
નઝસરસતા અને ગલીચ ગલીઓમાંથી પગે ચાલી કદી
સીડીઓ ચહડી આસપાસનાં નાચારસ લોકને

એ બાઈ જતી. તાંહાં તેઓની હાજત અને સંકટની વા તો પોતાને કાને સાંભળતી. તેઓને જોઈતી અગતની વસ્તુ તુરત પોહચાડતી. જેઓના દીકરા નઠારા અને ભરથારો લુંડા હતા તેઓની દયા ખાતી. તેવા નઠારા ત થા લુંડાઓને શુધારવાને ઈલાજ કરતી. તે કામમા ઘણી વેળા એ બાઈ ફતેહ પાંમતી. એક વખત ઠંડી અતી સે પડતી હતી. ઈલીઝબેથ બીમાર હતી. તેને ચાલ વાને શકતી નોહતી. પણ તેણે વીચાર કીધો કે તેનીપ ર આધાર રાખનારાં ગરીબ લોકોને ગરમ કપડાં વીનાં ઘ ણી પીડા થશે. એ કપડાં વેંહચી આપવાનુ કામ તેની પોતાની માફક કોઈ બીજું કરતે નહી. વાસતે એ બાઈ પોતે ગાડીમાં બેઠી. પેલાં લાચાર લોકને સારૂ કપડાંના ગાંસડા સાથે લીધા. તેઓની નજીક જાઈ તે કપડાં વેંહુ ચી આપી તેઓને ટાહડની પીડાથી છોડવીઆં. દુર રાહ પરથી આવતાં જતાં લોકોનેખી ખાવા પેહરવાની એવીજ બખશીશ એ ધરમાતુ બાઈને તાંહાંથી મલતી. મીસટરી સ ફ્રાઈ ગઉશીતલા કાહડવાના કામ પાછવાડે ઘણી ખંતી હતી. ગઉશીતલા મેલવાને તેને સારી પઠે આવડતું હતું. આસપાસનાં ગામડાંઓમાં ફરી એ શીતલા મેલવાની સ ઉને ભલામન કરતી. શીતલા મેલવાનુ કામ બને તાંહાં સુધી પોતાને હાથે કરતી. તે મેલયા બાદ લોકોની જે ત રબીઅત કરવી ઘટે તે આગળ રહીને કરતી. એ પર માંણે તે ગામડાંઓમાંથી સહીએડને દુષ્ટ મરજ તદન નાબુદ થયો.

ઈલીઝબેથ દરદીઓની દવા કરવા, તથા નાચારોને ખવાડવા પેહરાવવાથીજ રાજી થઇ નહી. લોકોને નીતી

શાસતરના સબકો આપવાનુ કામ એણે અતી મોહટી અગતનુ જાંણીરૂં. તે કામ બને તાંહાં સુધી પોતે કરવા ને કસુર રાખી નહી. કુએકર લોકે તેને ધરમોપદેશક ત રીકે કબુલ રાખી. તેની બોલવાની તથા વીચારવાની શ કતીઓ ઘણી સરસ હતી. ઉલટની મારી તેણે એ શકતી ઓનો સારો ઉપીઓગ કીધો. નીતી શાસતરપર તેણે ક રેલાં ભાષણોપર લોકો ધેઆંન આપવા લાગાં. ઘણાખ રાં સાંભળનારાંઓના મનપર તેઓ થકી ગુણગારી અસ ર થઈ. ઈલીઝેબેથની એબાદત તથા વાઅજ કરવાની રી તની તારીફ થવા લાગી કેમકે તેઓ થકી સુધરનારાંઓ ની સંખીઆ કાંઈ નાંહની નોહતી.

ઈ૦ સ૦ ૧૮૧૨ માં મીસટરીસ ફરાઈનો કબીલો પ લાસેટથી સેંટ મીલડરેડસકોરટ ગીઓ. નીઉગેટના બંદી ખાનાની હાલત ઘણી ખાડી હોવાની એને ખબર થઈ. તે ખબર સાભળી એ બાઈ તે જગોએ ગઈ. જઈને જો યુંતો આસરે એકસો નેવું ચોરસવાર જેટલી જગોપર ચા ર ઓરડાઓમાં તરણસો બંદીવાન સ્ત્રીઓને તેઓનાં છોકરાં સાથે કેદ કીવેલી હતી. તેઓમાની કેટલીકની તપાસ થ એલી, બાકીનીઓની થવાની હતી. પણ સંઘી જણીઓ સાથે કેદ હતી. એવી સાંકળી જગોમાં એટલાં બધાં અ પરાધી તથા નીરપરાધી આદમીઓને સાથે રાખવાં કેવું નાગુનાસેબ હતું, તાંહાં તેઓને રાંધવા, ખાવા, નાહવાને કેવી અડચણો પડે, ગીચ થયાથી તાંહાં કેવો કમકમાટ બ રેલો રોગ પેદા થાએ, તે વીશે વાંચનારેજ વીચાર કરવો. બંદીવાંનો સંધાં મીથરેહાલ, તેઓની ચામડી મેલ અને મરજથી ખરાબ, તેઓનો ગંદો દેખાવ હાલ હવાલ અને

ડરામણો હતો. બંદીખાનાંનો ઉપરી તેઓની હાલતપર કશું ધ્યાન આપતો નોહતો. તે અમલદાર તથા તે ખાતાંનો ધરમનો ઉપાધીઓ એવુંજ મત ધરાવતા હતા કે એ બંદીવાનો કશુ શુધરી શકેજ નહી. એવો માઠો હાલ જોઈ મીસટરીસ ફરાઈ ઘણી દીલગીર થઈ. પોતાથી બની આવતી મદદ બીચારાં બંદીવાંનોને કીધી. કેટલીક સારી શીખામણ તેઓને આપી રખ્સદ લીધી. એ વરસમાં મીસટરીસ ફરાઈ તરણ ચારવાર એ બંદીખાનામાં એજ પરમાંણે જઈ આવી. પણ તે બંદીખાતુ શુધારવાનો પકકો બંદોબસત ઈ૦ સ૦ ૧૮૧૬ માં કરવા માંડીઓ. એ વરસમાંબી તેણે જોઈઉં કે બંદીવાનોને આગળની માફકજ રાખવામાં આવતી હતી. તેઓ સંધી નણીઓ આલસુ ઉડાઉ, કજીઆખોર અને એરડી હતી. પેહલીવાર એવો મામલો જોઈ તે મુગી મુગી પાછી ગઈ. બીજીવાર તેઓની મુલાકાત કીધી તારે તદબીરથી તેઓની આગળ ધરમ પુસતકમાંથી એક બે બીના વાંચી. તે તેઓને સમજ પડવાને એવી અસર કરવા જોગ સારી દલીલો આપી કે સાંભળનારીઓએ મુગે મોહડે તેનાં બોલવાપર ચીત લગાડીઉં. એમ કરતાં વખત જતે તેઓ શુધરાઈની રાહપર આવી, તારે તેઓનાં બચાંઓને તથા તેઓમાંથી જે કોઈ પચીસ વરસની અંદરની હોએ તેઓને નીતીશાસતર તથા બીજી ઉપીઓગી બાખરોના સબકો આપવાને નીશાલ સ્થાપવાનો એ બાઈ બંદોબસત કરવા લાગી. એની માયાલુ રીતને લીધે એ નીશાલનુ કામ ઘણુ સારૂં ચાલીઉં. મોહટી ઉમરની ઓરતો પણ તેના સબકોનો ફાએદો મેલવવાને ખાએશ કરવા લાગી. જેઓ આલસુ. જુ

ગારી, ચીથરેહાલ, ફીસાદી અને નઠારી હતી તે મીસટ રીસ ફરાઇની બખશીશ તથા મેહનતથી સાનશોકતની ત થા ઉદીઓગી થઇ પડી. ઈ૦ સ૦ ૧૮૧૭ માં મીસટરી સ ફરાઇની મેહનતથી સ્ત્રીઓની એક મંડલી ઉભી થઇ. નીઉગેટ બંદીખાના મધેની સ્ત્રીઓની અવસ્થા શુધારવાની એ મંડલીની મતલબ હતી. એ મંડલીના ઉપરીપણા હે ઠળ તે બંદીવાંનોને કપડાં તથા સારી તરબીઅત આપવા અને સલુકથી રેહવા તથા ભલો ઉદમ કરવા શીખવવાનુ કામ ચાલીઉં. એ કામ બનવું મુશકેલ ધારી સઉ પેહલાં હસી કરતા હતા. પણ મીસટરીસ ફરાઇની મેહનત ત થા દાહપણથી તે મંડલીને થતી ફતેહ જોઇ તે હસી કર નારાઓનેજ અંને શરમાવું પડીઉં. તેની માયાલુ રીતથી સંધી બંદીવાનો તેને આધીન રહી. ધરમ શાસતર સંબં ધી સબકોપર ધેઆન આપી સઉ કોઇ કાએદાસર ચાલી. તેઓ દુરાચરણો છોડી સદાચરણી થઇ. તેઓએ ચોંપ રાખી ઉદીઓગ કરવા માંડીઓ. એ બંદીવાનોએ બના વેલાં કપડાં તથા બીજે હજારોની કીમતનો સામન બા હેર ખપવા લાગો. એ પરમાંણે બીલકુલ બીગડી ગીએ લાંઓને મીસટરીસ ફરાઇએ નીતી અને ઉદીઓગને હ થીઆરે દુનીઆને લાએકનાં આદમી બનાવીઆં. તે બંદીખાનુ જોવા આવનારાં સરવે લોકો આફરીન કરતાં કે તે બુરાં લક્ષણવાળાં આદમીઓને રાખવાનુ બંદીખા નુ નહી, પણ સમારગે ચાલનારાં લોકની ઉદીઓગ શાલા હતી ! તાંહાં શીપાહીઓ અને ચાબક મારનારાઓની ન હી, પણ માયાલુ અને હુનરવાળી મીસટરીસ ફરાઇની ચાકરી ઉપીઓગી હતી. તે બંદીવાનો એવીતો કાએદા

સર ચાલનારી થઈ ગઇ કે દેશનીકાળ થએલીઓબી જતી વખતે સાંનશોકતનાં આદમીઓની માફક ચાલ ચલાવી વાહનપર જતી; નહી કે આગળની માફક તેઓ જતી વખતે ખીજવાઈને સરવે ચીજની ભાંજફોડ અને ગાળ ગલોચ કરે. તેઓને દેલાસો અને શીખામણ આપવા તથા બીજી અગતની સાહેતા કરવા મીસટરીસ ફ્રાઈ તેઓની સાથે વાહન સુધી જતી. એ છેલલું કામ જારી રાખવાને એ બાનુએ સ્ત્રીઓની એક બીજી મંડલી ઉભી કીધી. તે હજુર કાએમ છે. તેઓથી, દેશનીકાળ થતી બંદીવાનોને ખાવાનુ કપડાં વીગરે મલેછે. આગળ એવી માઠાં બાએગની બંદીવાનોમાંથી કેટલીક જણીઓને એક બીજીની સાથે ભારી સાંકળથી બાંધી વાહન પર લઈ જવામાં આવતી હતી. એ ખરાબ ચાલ મીસટરીસ ફ્રાઈની મેહનતથી બંધ પડી. વળી ધાવતાં બચાંઓને કેટલીક વખત તેઓની માઓ સાથે જવા દેવાની મનાઈ થતી. મીસટરીસ ફ્રાઇએ ઉભી કરેલી ઉપર જણાવેલી મંડલીની અધીકારીઓથી એવી દુખીઆરી માઓને દાદ મલવા લાગી. એ પરમાંણે ખરાં ધરમાતુ કામો કરતાં કેટલાંક વરસ નીકળી ગીઆં. મીસટરીસ ફ્રાઈએ સંઘે ઠેકાંણે દાન ધરમ તથા શુધારા કરવાનુ ચાલુ રાખીઉં. એની વખાણ ચોતરફ ફેલાઈ. પારલામેનટની સભાએ એનો ઉપકાર માંનીઓ. હાકમ ઉમરા સરવે એને માન આપવા લાગા. પારકા દેશોમાં એની કીરતી વધી. તાંહાંના રાજ કરનારાઓ બંદીખાના શુધારવા વીશે એની સલાહ પુછવા લાગા. રૂશીઆની રાણીએ પોતાના દેશનાં દેવાનાંઓનો ઈલાજ કરવાની

બાબદમાં એનુ મત પુછાવીઉં. એણે આપેલી સલાહપ
ર તે રાણીએ તુરત અમલ કીધો. તે રાંણી મીસટરીસ ફ
રાઇને રૂશીઆમાં આવેલી જોવાને સદા આરજુમંદ રેહ
તી. એ ધરમાતુ દાહીસ્ત્રીએ ઇંગલંડ મધે ઉભી કરેલી સ
રંખી સ્ત્રીઓની મંડલીઓ, રૂશીઆ, પુરૂશીઆ, હાલંડ ત
થા સારડીનીઆ મધે સ્થાપવામાં આવી. તે પોતે ઇંગલં
ડ, સ્કાટલંડ તથા આએરલંડનાં સંધાં મુખીઅ બંદીખાનાં
ઓમાં ફરી વળી. સંધે ઠેકાંણેનાં બંદીવાનોના તનમન
ની અવસ્થા શુધારવાને ઘણી મેહનત કીધી. બીજાં હરે
ક પરોપકારી કામમાં ભાગ લેતી રહી. ફાંસીની સજા ત
થા ગુલામી ધંધો કાહડી નખાવવા, બંદીવાન સ્ત્રીઓને દે
શનીકાળ કરતાં મરદોના હવાલામાં રાખવાની ચાલ તર
ક કરાવવા તથા નાધલી વએની બંદીવાનોને સારો ઉદ
મ શીખવવાની બાબદોની તે સદા હીમાત કરતી રહી.
જે કાંઇ પોતાથી બનતું તે જાતે કરતી. જે પોતાથી ન
હી બને તે બીજાંઓ પાસે કરાવવાને મેહનત લેતી. સ
જાની મુદત પુરી થતે બંદીખાનેથી છુટી થતી સ્ત્રીઓ કાં
ઈ ધંધે લાગે-તેટલાં તેઓને રાખવા સારૂ એક મકાન એ
ણે ઉભુ કરાવીઉં કે તેઓ પાછી રખડતી રઝડતી થઈ ગુ
નાહમાં પડે નહી. લંડનમાંની બીગડતી છોકરીઓને શુ
ધારવાને એક નીશાલ કંહડાવી. ગરીબ લોકોને મેહનતુ
અને કરકસરવાળાં થવાને ઉલટ આપનારી મંડલીઓ જ
ગો જગોએ સ્થાપી. સ્ત્રીઓને વાસ્તે જેટલું બની શકે
એટલે દરજજે સ્ત્રીઓના કારોબારથી ચાલતાં બંદીખાના
સ્થાપેલાં જોવાની મીસટરીસ ફરાઇની મરજી હતી. તે મુ
જબનુ કામ એની મેહનતથી શરૂ થયું. ઈ૦ સ૦ ૧૮૩૬

માં શ્રી ડબલીન શેહર મધે એવું બંદીખાનુ ચાલુ થયું. જ રસી તથા ગરનસી ટાપુઓમાંના બંદીખાનાં શુધારવાને એણે તરણ તરણું વરસ સુધી મેહનત કીધી. તે મેંહનત થી મનમાનતો ફેરફાર થયો. ગરેટ બરીટંનના કીનારાપર જુદે જુદે ઠેકાણે પાસબાનીને સારૂ રાખેલાં લસકરનાં માંણસોને વાંચવા સારૂ સરકારે પુસ્તકો પોહચતાં કરવા ની જરૂર એણે જોઇ. તે મુજબ કરાવવાને યતન કીધો. એની બલામનપર સરકારે ધેઆંન આપીઉં ઈ૦ સ૦ ૧૮૩૬ માં પચાસ હજાર પુસ્તકો જુદે જુદે ઠેકાંણે વેંહ ચાયાં. સ્કાટલંડના બંદીખાનાઓમાં કેટલાક કેદીઓને કેટલાક દીવસ અંધારી કોટરીઓમાં કેદ કરવામાં આવ તા. એ ઘાતકી રીત મીસ્ટરીસ ફરાઇએ નાપસંદ કીધી. બંદીવાનોને શુધારવાની પોતાની માયાલુ રીતથી એ રીત કેવી જુદી તથા નીરઉપીઓગી હતી તે સઉ કોઈની ખા તરી થાએ તેમ બતાવી આપીઉં. ઈ૦ સ૦ ૧૮૩૬ થી ૧૮૪૩ સુધી એ બાઈ શ્રી ફરાનસ, સુઈટઝરલંડ, હાલંડ, ડેનમારક, વીગરે દેશોમાં ફરી વળી. તાંહાં ઉપર જણાવે લાં સરખાં ધરમના કામો પોતાની બલી રીત મુજબ કી ધાં. લાચાર, દુખી દરદી અને બંદીવાન લોકોની જાણે મા હોએ તેમ સંઘે ઠેકાણે એણે કામો કીધાં. એવાં લો કોને બકતીવાન, ઉદીઓગી, સલુકમંદ અને દયાલુ કરવા ને ખુબ મેહેનત લીધી. ઘણા અનુભવવાળાં આદમી ઓબી જે લોકોને કધી નહી શુધરે એટલાં બીગડેલાં કેહ તાં હતાં તેઓનેબી શુધારવાને એણે કોશેશ કીધી. તે કોશેશમાં એ પરોપકારી બાઈ ઘણીંખરી ફતેહ પામી. એ સદ્ગુણી સ્ત્રીએ પાંતરીસ વરસ સુધી આદમી જાતના ક

લાણ માટે મેહનત લીધી તથા રંજ ખેંચી. તારપછી તા૦ ૧૪ મી અક્ટોબર ૧૮૪૫ ને દીને તે મરણ પાંમી. એની કીરતી કેવી મોહટી તે, એના કામોં ઉપર સંક્ષેપમાં કહયાંછે, તેપરથી વીચારી શકાશે. એવી ઓરતોથી સ્ત્રી પંથને કેટલુ માન મલેછે તે આપોઆપ નજર આવેછે.

---

## મારગરેટ ડોગલાસ.

સ્કાટલંડના રાજા પેહલા જેમસે પાદશાહી કાબુ વધારવા સારૂ ઉમરા અને બીજા લોકનુ બલ તોડવાને મોહટી કોશેશ કીધી. એ સબબથી ઘણા લોક સાથે તેને દુશમની થઈ. એવા દુશમનોના ફીતુરનો તે રાજા અંતે ભોગ થયો. ઇ૦ સ૦ ૧૪૩૭ માં શ્રી પરથની પરોસમાં તે પોતાના કુટુંબ સાથે રહેલો હતો. તે સમે તેના પાસે કસું લસકર હતું નહી. તેને એકલો જોઈ તેના શતરૂઓએ એકાએક ધસારો કરી આવી તેને જીવથી મારીઓ. એ રાજાના મરણ વખત તેની રાણીની એક ખીદમતગાર નામે મારગરેટ ડોગલાસ પોતાની મોહટી હીમત અને રાજા તરફ ઉદારતા ભરેલી વફાદારી માટે નામીચી થઈ. રાતને સમે રાજાના શતરૂઓને ધસારો કરી આવતા જોઈ દરવાજો બંધ કરવાને એ સ્ત્રી બારણા આગળ દોડી ગઈ. તાંહાં તેણે જોયું કે બારણાને દેવાનો લાકો કોઈ દગાખોર લઈ ગીઉં હતું. પેલા ખુનીઓ નજીક આવી પોંહતા. બારણું બંધ રાખી શકવાનો બીજો કંસો ઈલાજ સુજ પડીઓ નહી. તારે એ નીમખ હલાલ સ્ત્રીએ લાકાનીજગોએ તુરત પોતાનો

સાથે શીખવવાનુ કામ અાછી તહરે કીધું. એ કામ સંબંધી એવી કોશેશ તથા ચોંપ રાખી કે તે દીકરીઓ ઉમરે પોહચતાં ઘટતી કેળવણીથી બેનસીબ રહી નહી. ઈંગરેજ સરકારે અફઘાનસ્થાનમાં જે મોહટી લડાઈ કીધી તે સમે એ લેડી વીશેષ નામીચી થઈ. એ સરકારે કાબુલ ફતેહ કીધા પછી થોહો વખત જતે તાંહાંના રેહવાસીઓ ઘણા બેદીલ નજર આવીઆ. એ સરકારે શાહ સુજા નામના પાદશાહને ગાદીએ બેસાડીઓ હતો. તે પાદશાહપર તાંહાંની પરજા નારાજી હતી. તેની તથા ઈંગરેજોની સામને ઇ૦ સ૦.૧૮૪૧ ના વરસના અકટોબર મહીનામાં હુલડ થવા માંડીઉં. એ હુલડ બેસાડવાને સર રાબરટ સેલને તેના લસકર સાથે કાબુલથી માહેલાં પરાંતો તરફ મોકલીઓ. તે પછી બે તરણ દીવસમાં લેડી સેલ ભરથારને જઈ મલવાની વકીમાં હતી. પણ બનાવ એવો બનીઓ કે એ મેલાપ લાંબો વખત સુધી મુલતવી રહયો. થોડા વારમાં ખબર મલી કે અફઘાંન લોક સામને થયાથી સર રાબરટ સેલ જખમી થયો હતો. એ ખબરથી લેડી સેલ ઘણી દુખી થઈ. ભરથારનાં દુખને વખત તેને મદદ કરી શકાએ એટલી નજીક નહી હોવાથી એ સી ઘણો બળાપો કરવા લાગી. એ વેળા એની દીકરી મીસટરીસ સ્ટુઅરટ તથા તેનો ભરથાર એની સાથે કાબુલમાં હતાં. એ શેહરના ફીસાદી [illegible] દીકરી જમાઈને વાસતે પણ લેડી સેલ[illegible] [illegible]હી. જે બાએડી ભયને વખત [illegible] રાખે, સંકટને સમે સેઆણપણ વાપરી જાણે, [illegible]થી બચાવ કરવાનો ઈલાજ કરી દેખાડે, જારે [illegible] દસિ તાંરે મોં

અને મોહડાંપર ખરાબ જખમો થયા હતા. તેનો ઈલાજ કરવા તથા તેની બાએડીને દીલાસો અને ધીરજ આપવાનુ કામ લેડી સેલે થંડાં મગજ અને ખુબ મેહનતથી સારી પડે કીધું.

કપતાંન સ્ટુઅરટના જખમ થોડા રૂજાયા નહી એટલાં કાબુલીઓનુ તોફાન ઘણું વધી પડીઉં. ઈંગરેજી સતાવાળાઓની ખાતરી થઈ કે શાહ સુજા તથા તેના હીમાતીઓની સામને દંગો કરવાને તે દેશના સંધા લોકોએ કમર બાંધી હતી. એ સનાવાળાઓને કીલ્લાની બાહેરનું મોદીખાનુ છોડી દેવું પડીઉં. સીઆલો માથે આવીઓ. ગામનાં લોકો એઓને ખોરાકી પોહચતી કરે નહી એવું મુકરર લાગું. ભુખમરો પડવાની ધાસતી ચાલી. એવે સમે લેડી સેલ તથા તેના સરખા વીચારવાળા કેટલાક અમલદારોની સલાહ એમ હતી કે લસકરી છાવણી છોડી દેવી. જરૂર પડે તો લડાઈ કરતા કરતા બાલાહીસાર જવું. તે કીલ્લો એટલો નાપલો હતો કે થોડાં લસકરથી જાળવી શકાતે. બાકીનું લસકર ખોરાકી તથા ચારાને વાસતે છાપો મારવા આસપાસ જઈ શકતે. પણ જેઓના હાતમાં મુખતીઆરી હતી તેઓને એ સલાહ પસંદ આવી નહી. જારે દુકાળ ચાલીઓ તારે આદમી અને ઢોર મોહટી હલાકી પામવા લાગાં. ગામડી સરદારો સાથે સમજુતી કરવાની વેતરણ કરતાં સર ઉઈલીઅમ મેકનાગટન દગાથી મારીઓ ગીઓ. લેડી સેલે આગળથીજ ચેતાવીઉં હતું કે તે લોકપર કસો બી ઈતબાર રાખવો નકામો હતો. વાસતે હવે તે બાઈ વધારે દીલગીર થઈ. પણ કસો ચારો રહયોતો નહી માટે જેમ બને તેમ તે આફત પોતે સહન કીધી. એ વીસે'ઞ

ડી મેકનાગટનને ખબર કરી દેલાસો દેવાનુ બારી
ક કામ એનેજ સોંપવામાં આવીઉં. સઉ કોઈ ની
રાશ અને નાહીમત થવા લાગાં તે વેળા એ સ્ત્રીએ હી
મત છોડી નહી. સારા શબદોથી બીજાઓને હુશીઆર
કીધા. જાસુસો રાખી તેઓને મોહટી બખશીશ આપી ત
થા બીજી તદબીર કરી એ બાનુએ જલાલાબાદ ખાતે પો
તાના ભરથાર સાથે સંદેસો ચાલુ રાખીઓ. જેનરલ સ
ર રાબરટ સેલ એ વખતે તે કીલ્લો સારી મરદાનગીથી
જાળવી બેઠો હતો. તેને બાએડી પાસેથી જે પતરો મલ
તાં તેમાં ઘણી કીમતી ખબર આવતી. તે ખબરો એવી
વીગતવાર તથા ચોકસ હતી કે એ સરદાર હીનદુસ્થાનના
ગવરનર જેનરલ તથા સેનાપતી જોગ જે કાગલો લખતો તે
માં બાએડીના પતરના ફકરા ઉતારી લેતો. તેઓપર સર
કારની ગોઠવણનો આધાર રેહતો. પાછળથી માલુમ પડી
ઉં કે એ વખતે કાબુલથી મલતા બીજા કોઈ કાગલોમાં લે
ડી સેલના જેવી ચોકસ તથા કામજોગ ખબર આવતી
નોહતી.

કાબુલમાંનાં બરીટીશ લસકરના છેક હાલહવાલ થાયા
તારે બાકી રહેલાઓએ તે શેહર છોડી જવાની પેરવી કી
ધી. અકબરખાન નામના સરદાર સાથે બંદોબસત કરી
સને ૧૮૪૨ ના જાનેવારી મહીનામાં તેઓ જલાલાબાદ
તરફ જવા નીકળીઆ. હરોલમાં જનારી ટુકડી સાથે લેડી
સેલ તથા તેની દીકરી ઘોડેસ્વાર થઈ ચાલવા લાગી. એ વ
ખતે જમીન સંધી બરફથી ભરેલી હતી. ધુમસ ઘણો પ
ડતો હતો. ખાધા પીધાનુ કસું હતુ નહી. પરાણી માત
રે હેરાન અને બેજાર હતું. લસકરી છાવણીમાંથી છેલ્લી

રૂ પેટ આગળ બાંધી રાખી હતી. તેમાં એ બાનુ હરેક અગતની બીના નોધતી. એ નોધ કાબુલની લડાઈની તવારીખ લખનારને ઘણીજ કીમતી થઈ પડીછે. અકબરખાનના હવાલામાં કેદ રેહવાને બારીક સમે ડાહપણ તથા શાંતીથી એણે ફરીને બતાવીડં કે જે સરદાર એકલો કાબુલમાં બરીટીશ લોકની નોક સંબાળી રહયો હતો તેની બાએડી તેના દેશીઓને તેના સરખીજ કીમતની હતી. એ સ્ત્રી પોતાની સાથના બંદીવાનોની ખુબ ખબરદારી રાખતી. ગામડી સરદારોના જાલમ તથા કપટી ખવાસથી એના સંગતીઓ ઘણી ધાસતી ખાતા હતા તારે એ તેઓને હીમત આપતી. એ સરદારોની ચાલ વીશે તેઓ કસો શક લઈ જતા તારે તેમ નહી કરવા અને સાફ દીલ બતાવવાને એ તેઓને બલામન કરતી. દુર અંદેશો કરી એ દાનાવ બાઈ એઓને સમજાવતી હતી કે એઓએ કાચી છાતી તથા બેવીસવાસુપણું બતાવીને દુશમનોને જાલમી કરવાને ઓર વધારે હીમતવાંન અથવા ગુસ્સા ભરેલા થવા જેવું કરવું નહી. બંદીખાનેથીબી એ બાઈ પોતાના દેશીઓનુ કામ શુધારવાને તદબીર રાખતી હતી. ઇંગરેજ સરકારની નોક અને ઇજત મોટે અતીશે કાલજી બતાવતી હતી. પોતાનો જીવ જોખમમાં રેહે એવી રીતના કોઈ ઇલાજથીબી ઇંગરેજોનુ કામ શુધરતું હોએતો તે ઇલાજ બતાવવાને તથા તે અમલમાં લાવવાને બલતવારીથી બલામન કરવાને કસુર કરતી નોહતી. એક સમેના એંઆમ પરથી એને એવું લાગુ કે તે સમે બરીટીશ લસકર લડાઈ કરતેતો ઘણો ફાએદો થતે. એ સમે એ લેડી ઘણી કાહેલી તથા નાતવાંન હતી. તોબી સખતીથી ઉઠીને સતાવાળા

દીઆ હોએ. એ વીચારથી તેણે કેટલીક બંદુકો મંગાવી. બંદીવાનો સાથે જે શીપાહીઓ કેદ હતા તેઓને કહયું કે તેઓએ તે હથીઆરો ઉઠાવવાં અને જેમ લડાઈના કામ માં ગોતેલા હોએ તેવું ડોલ બતાવી હરોલમાં ચાલવું. પણ એમ કરવાને તે શીપાહીઓએ આચકો ખાધો. તેઓ તથા બીજા અમલદારો બીધા કે એમ કરતાં તેઓ જો અકબરખાંનના હાથમાં પકડાએતો કામ બહુ મુશકેલ થઈ પડે. તે આાકળો સરદાર પોતાની સામને લડાઈ કરનારને જીવથી મારીઆ વીના રેહ નહી. પણ લેડી સેલે સંધી બીના એક પલકારામાં વીચારી લીધી. તેણે અંદેશો કીધો કે ઢીલ થઈતો ઓર વધારે ખરાબી થવાની. તે બંદીવાનો નાહીમત થાએ તો તે રખેવાળની છાતી નબલી કરે અથવાતો વધારે લાલચ કરી કાંઈ નવાં મકર કરે. એમ વીચારી એ દાનાવ અને હીમતવાંન સ્ત્રી કપતાંન લારેનસ તરફ ફરીને બોલી કે "તમો મારા હાથમાં એક બંદુક આપો. હું એ શીપાહીઓની ટોલીની હરોલમાં ચાલશ અને તેઓના સરદારનુ કામ કરશ." એવા મરદાનગી ભરેલા સખુનો વેરથ ગીઆ નહી. પેલા શીપાહીઓ તથા બીજાઓએ હીમત પકડી. બંદીવાનોની સવારી આગળ ચાલી. બે તરણ વાર પાછાં કેદ પકડાવાની અણી ચુકીઆ પછી તેઓ સર રીચરડ શેકસપીઅરની ટુકડીને જઈ મલીઆં. લેડી સેલ પોતાના ભરથારને મલી. તેણે ઉમેદ રાખવા મુજબ ઈંગરેજી વાવટો પાછો અફઘાનસ્થાનમાં ફતેહ સાથે ઉડતાં તેણે જોયો.

લેડી સેલે કાબુલમાં કેવી હીમત તથા હુશીઆરી રાખી તે વીશે આ જગોએ વીસતારી વરણન કરવાને બન

તું નથી. પણ એ બાબદ વાંચનારાંઓને સારી પેઠે સમ જ પડવા સારૂ તેના બે નામીચા દેશીઓના મત અતરે ટાંકીઆંછે. મરનાર સર રાબરટ પીલ પારલામેનટની સ ભામાં બોલીઓ હતો કે "સર રાબરટ સેલને વીશે બોલ તાં હું જો એક સ્ત્રીને વીશે મારી તરફથી વખાણ કરૂં ન હીતો અનઘટતું થાય. તે સ્ત્રી એ સરદારની બાએડી લે ડી સેલ છે. તેણે પોતાના પંથને ઝલકાટ આપીઓછે. સર રાબરટ તથા લેડી સેલનુ નામ આ દેશના લોકને ખુબ જા ણીતું રેહવાનું. તા૦ ૭ મી નવેમબરથી કાબુલની પહોસ માં બનેલી બીનાઓની લેડી સેલે લખેલી નોધ મારા હા થમાં છે. એ નોધ કરતાં વધારે ઉદારતા તથા હીમત બતા વનાર બીતાનો દસતાવેજ કહુ મારા વાંચવામાં આવીઓ નથી." એ પરમાંણે લેડી સેલની તેના સરવેથી સરસ રા જકારોબારી દેશીએ તારીફ કીધી, તેમજ તેના સરવેથી ના મીચા અને કાબેલ રેશી પેહલવાંને પણ તેની વખાણ કી ધી હતી. મરનાર ડીઉક આવ ઉમેલીંગટન એમ બોલેલો કેહવામાં આવેછે કે જો લેડી સેલને સેનાપતીનુ કામ સોં પેલું હતેતો કાબુલમાં ગુજરેલી આફત કધી નીપજતે ન હી! જે નામદાર બાનુને મોહટા મોભાદાર તથા અનુ ભવવાળા વીચારી પુરૂષોએ એવી શાબાશી આપી તેને સરકારથીબી સારો લતીજો મલીઓ. એનીપર ગુજરેલી સખતી તથા એણે કરેલાં મોહટાં પરાકરમ માટે નામદાર રાંણીએ દર વરસે પાંચસો પાંઉડ ( પાંચ હજાર રૂપૈંઆ ) લેખેનો લવાજમો એને આપતો કીધો. સને ૧૮૪૪ ના વરસમાં યુનાઈટેડ સરવીસ ઈનસ્ટીટીઉશનવાળાઓએ એ ને તે ખાતાની સભાસદ ઠરાવી. એ સંધાં માન અને

ફાએદાથી લેડી સેલ કસી ફુગરાઈ નહી. તેતો અચરતી બતાવવા લાગી કે તેના દેશીઓ તેની એટલી બધી તારીફ સા માટે કરતા હતા. તેણે બતાવેલી હીમત અને દુર અંદેશાને તે માતરે સાધારણ હુશીઆરી ગણતી હતી. એ બાનુનુ મત કીમતી સમજી કેટલીક બાબદોપર એની સલાહ પુછવામાં આવતી. પણ એ સદગુણી સી કેહતી કે "મારો લોભ માતરે મારાં દોતરાંઓને માટે મોજાં ગુંડવાનો છે. રાજ કારોબારમાં માથું ઘાલવાને મને મુતલગ હોંસ નથી." ખરી મન શકતી તથા મોહટી હીમત અને સમજ સાથે આ કેટલી બધી સાદાઈ!

કાબુલથી આવીઆ પછી લેડી સેલ થોડોવાર પોતાને દેશ જઈ પાછી હીંદુસ્થાનમાં આવી. એનો બાહદુર ભરથાર સર રાબરટ સેલ પંજાબની પેહલી લડાઈને વખત શ્રી મુડખી આગળ જુધ કરતાં તા૦ ૧૮ મી દીસેંમબર ૧૮૪૫ ને દીને મારપો ગીઓ. તારપછી છ સાત વરસ ગુજરતે લેડી સેલની તંનદરોસતીમાં ખીગાડ થતો ચાલીઓ. તે વઈદની સલાહથી પાણી ફેર બદલ કરવા સારૂ ૧૮૫૩ ના વરસની શરૂઆતમાં કેપ આવ ગુડ હોપ ગઈ. તાંહાં તા૦ ૬ ઠી જુલાઈને દીને મરણ પાંમી.

---

## એક બાહદુર બાએડી.

એવુ જણાવવામાં આવીઉંછે કે ગઈ સદીમાં નામીચો આડમીરલ લારડ રોડની એક વેળા ફરેંચોના વાહનોના કાફલા સાથે લડાઈ કરતો હતો. એ વેળા મોહટાં ડે

કપર લડાઈમાં ગુતેલો એક તોપચી જખ્મી થયાથી તેને નીચે મોકલવામાં આવીઓ. તેની ખાલી પહેલી જગેએ રહી તેનુ કામ કરવાને તેની બાહદુર બાએડીએ ઠરાવ કી ધો. તે તુરત તુતકપર જઈ બીજા તોપચીઓ સાથે મલી કામ કરવા લાગી. તેની મેહનત, હીમત અને ધીરજ જો ઈ આડમીરલ તાજુબ થતો હતો, તેવાંમાં એ સ્ત્રી બોલી કે, "સાહેબ તમો સું એવું ધારોછો કે હું ફરેંચ લોકથી બીહું છું ?" એટલુ બોલી પાછી કામપર ધેઆન આપવા લાગી. ખરેખર તે દુશમનોથી બીલકુલ ધાસતી ખાતીતી નહી. લડાઈ પુરી થતે સરવે કોઈએ એકરાર કીધો કે એ ઓરતે તેના ભરથારની જગો બરી મરદાનગીથી રાખી હ તી. તેના એવાં કામ માટે આડમીરલે તેને દસ ગીની નુ ઈનામ આપીઉં.

---

## સારીકા.

દુનીઆંમાં સંધા બીજા ધરમો કરતાં બુદ્ધ ધરમ વધા રે ફેલાએલોછે. આ પુરૂથવીપર વસનાર આદમી જાતની વસતીમાંનો એક તરતીઆંઉશ ભાગ કરતાંબી વધારે જ ણા એ ધરમ પાલનારાં છે. એ ધરમ ફેલાવવા માટે ના મીચા થયેલાઓમાં બે ધણીઓ મુખીઅ હતા. તેઓના ના મ સારી પુત્ર તથા મોધલાણુ કરી હતાં. એ પુરૂષો તેઓના વડા ગુરૂ બુદની જમની તથા ડાબી બાજુ,સરખા ગણાતા હતા. સારી પુત્રના એલમ હુશીઆરી અને ડાહપણુની ધણી તારીફ થાએછે. એ માહાબુધ્ધીવાન પુરૂષ કાબેલ મા

નો કાબેલ દીકરો કેહવાતો હતો. તે માનુ નામ સારી અથવા સારીકાઅકરીને હતું. તે વીદીઆ ભણેલી હતી. ચારે વેદમાં પુરવીણ હતી. એટલીતો કાબેલ હતી કે હરેક ડીકટ બાબદની તકરાર ભાઇઓ સાથે કરે તેમાં એ સરસ પડતી હતી. તે ટીશીઆ નામના એક કાબેલ બરાહ્મણ સાથે પરણી હતી. એઓને પેટે ઉપર જણાવેલો પુતર અવતરીઓ. તેનુ નામતો ઉપતીશીઅ કરી રાખીઉં હતું. પણ એ પુતરને ઉછેરવા તથા કેળવવા સંબંધી તેની માએ મુખીઅ ખબરદારી રાખેલી દીસેછે. હવે જે પુરૂષને બાલપણમાં સમજુ અને કાબેલ માની કેળવણીનો લાભ મેલે તેને બીજુ સું જોઇએ વારૂ? એ દાહી માનો દીકરો દાહયો નીકળીઓ અને નામીચો થયો. સારીકાની કાબેલીઅત અને સદગુણોની તેના દીકરાપર જે સારી અસર થઇ તે બુદ ધરમ પાલનારાઓએ ઘણી કીમતી ધારેલી માલુમ પડેછે. એ સબબથી તે દીકરાને તેના બાપના કરતાં તેની માના નામે ઓળખાતો કીધો હોય તેમાં તાજુબ થવાનુ કાંઈ નથી. જાંહાંસુધી બુદ ધરમ પાલનારી બેહદ સંખીઆમાથી એક આદમીબી જીવતું રેહશે તાંહાંસુધી સારી પુત્રની માના સદગુણોની વખાણ કાએમ રેહવાની. જાંહાં તુલીક એ ધરમના ફેલાવાની ઈઆદ આ ધરથીપર રેહશે તાંહાંસુધી રૂડી બુધ્ધીની સારીકાનુ નામ વીસરાવાનુ નથી.



## તારાબાઈ.

એ ખુબસુરત શ્રી શ્રી એદનોરવાળા રાવ શુરતનની દીકરી હતી. ઈસવી સનેની, તેરમી સદીમાં સુલતાન અલાઉદ્દીને એ રાજાના વડીલોને તેઓના અસલ વતનમાંથી કાહડી મુકીઆ. તેઓએ મંધીઅ હીંદુસ્થાનમાં જઈ બનાસ નદીને કાંઠે શ્રી ટોંકથોડાનુ પરાંત પોતાને હવાલે લીધું. લીલા નામના અફઘાન સરદારે શુરતનના હાથમાંથી થોડાબી છીનવી લીધું. એ પરમાંણે એની દીકરી તારાબાઈ ઉમરની થઇ તે વેળા એ કબીલાના સ્વાધીનમાં માતરે બેડનોર નામની જગો રહેલી હતી. તારાબાઈના કુટુંબપર ગુજરેલી એવી મુશીબતથી તેનુ દીલ ઉકળવા લાગું. તે જાતે ઘણી હીમતવાન હતી. પોતાના વડીલોની બાહદુરી સાંભળી તેઓની કીરતી પાછી તાજી કરવાને તેને શુર છુટું. બાપના હાથમાંથી ગએલો મુલુક ઝીતી આપવાને પોતાથી બનતી સઘલી કોશેશ કરવાને તેણે ઠરાવ કીધો. સ્ત્રીનો પોશાક તથા ધંધો એ કારણસર પડતો મેલીઓ. લડાઈના ઘોડાપર બેસવા તથા હથીઆરોનો ઉપીઓગ કરવા શીખી. એ હુનરોમાં તે જલદીથી એટલી હુશીઆર થઈકે ચારે પગે દોડતે ઘોડે પીઠ તરફથી જાંહાં ચાહે તાંહાં આબાદ તીર મારવાને તેને કસું ડીકટ લાગતુંતુ નહી. તીર કમાન બાંધી જલદ કાઠીઆવાડી ઘોડાપર બેસી પોતાના બાપના સેવકો સાથે અફઘાંનોની સામને લડાઈ કરવાને તે જવા લાગી. એ બેગાનાઓ પાસેથી થોડા પાછુ હાથ કરવાને એ સ્ત્રી કરતાં એના કબીલાનાં કોઈ બીજાં આદમીઓ વધારે આરજુમંદ હતાં નહી.

રાજસ્થાનના વડા રાજા રાના રાએમલના તીજા દીકરા જેમલે એ અબલા સાથે લગન કરવાને એલતેઆસ કીધી. તેના જવાબમાં એ કુટુંબ હીતકારી બાનુએ તે રાજ કુંવરને કેહવાડીઉં કે "થોડા પાછુ જીતી આપ એટલે હું તારી થઈશ." તેણે એ શરત કબુલ કીધી. પણ તે બજાવવા આગમચ તારાબાઈને બાએડી કરવાની વેતરણમાં ફરવા લાગો. એ ચાલ તે મોહટાં મનવાળી બાઈને પસંદ આવી નહી. એના બાપને પણ તેની ચાલથી કરોધ આવીઓ મારે તે બાપે તેને જીવથી મારીઓ. મરનારનો પીરથીરાજ નામનો એક ભાઈ હતો. તે આ વેળા શ્રી મારવારમાં દેશનીકાળ થએલો હતો. તેણે કેટલાંક દેલાવરીના કામો કરી પોતાના રીશે ભરાએલા બાપનુ મન મનાવીઉં હતું. તેને ભાઈના મરણની ખબર થઈ તારે તારાબાઈને પરણવાનુ બીડું પોતે ઝડફીઉં. એ સરદારની મરદાનગી ઘણે ઠેકાંણે જાણીએલી હતી. બીજી પરકારે બી તે લાએકીવાળો પુરૂષ હતો. તારાબાઈએ એને ભરથાર માટે પસંદ કીધો. પોતાના બાપની સલાહ તથા પરવાંનગી લઈ એ બાઈએ તેની સાથે લગન કીધાં. લગ્ન થવા આગમચ તારાબાઈના માગવાથી પીરથીરાજે સતં ધરમથી એકરાર કીધો કે તારાના બાપને મે સરદાર "શ્રી થોડા પાછું ઝીતી આપે નહીતો તે ખરો રજપુત નહી." લગન થયા પછી તારાબાઈએ ભરથારને ઈઆદ આપી કે તેણે પોતાનો કોલ પાલવો. સુરા પીરથીરાજે મોહરમના દીવસપર તે કામ માટે સવારી કરવાનો વીચાર રાખીઓ. પાંચસો શુરા સરદારોને લઈ તે કામ સારૂ ઠરાવેલે વખતે રવાને થવા નીકળીઓ. તે સમે તેની રૂડી બાએડી તે

ના જશ તથા કીરતીમાં ભાગ લેવાને બજીદ થઈ. હથી આરો બાંધી લડાઈના ઘોડાપર સવાર થઈ એ બાઈ ધણી સાથે ચાલતી થઈ. જે વખતે તાજીઆ ચોકમાં ઉતારેલા હતા તે વખતે એ શુરાં જોડાંની સવારી થ્રી ઘોડા જઈ પોહતી. સંધાં લસકરને બાહેર રાખી પીરથીરાજ તથા તારાબાઈ અને તેઓનો એક વીસવાસુ સવાર મલી તરણ જણા તુરત તે નગરમાં દાખલ થઆં. તાજીઆ અફ્ઘાની હાકમના મેહલની નજીક આવીઆ તેટલાં એ તરણ જણાં તે સાથના લોકને જઈ મલીઆં. પેલો હાકમ પણ જલદીથી તે લોક સાથે ભેગો થયો. પેલાં તરણ બેગાનાં આદમી કોણ હતાં તે વીશે તે હાકમ પુછપરછ કરવા લાગો. તેવામાં પીરથીરાજના ભાલા તથા તારાબાઈના વીજલી સરખા તીરના જખમોથી તે તુરત ખાખ બરોબર થયો. એ મુખીઆ દુશમનને મારયા પછી તેઓ પાછાં પોતાનાં લસકર તરફ રવાને થયાં. જારે ઘોડે જતાં હતાં તાંહાં દરવાજામાં એક મોહટો હાથી ઉભેલો હતો, તેથી તેઓને અડચણ થઈ. તારાબાઈએ ચીત ઠેકાંણે રાખી કસોબી ઘબરાટ થવા દીધો નહી. પોતાની તલવાર ખેંચી એ નામદાર બાનુએ તે ભારી જાનવરપર હુમલો કીધો. ખુબ ઝડફ કરી એક જખમ એવો કીધો કે તેની સુનનો ટુકડો છુટો પડીઓ. તે જાનવર અકળાઈને દરવાજા બાહેર નાહઠું. મારગ તુરત મોકળો થયો. તરણે સવારો જઈ પોતાના સાથને મલીઆં. એ પછી તે સંધાંએ તે નગરપર હુમલો કીધો. સામને આવનાર અફ્ઘાની લસકરને શીકસત દીધી. જેઓ નાહઠા તે બંચીઆ. બાકીના પીરથીરાજ તથા તારાબાઈની બાહદુરીના

ભોગ થયા. તારાબાઈનો બાપ પોતાની દીકરીની તદબી
ર, હીમત અને હુનરે કરી પાછો શ્રી થોડાનો માલેક થ
યો. મરનાર અફઘાની સરદારના એક ભાઈએ તે નગર
પાછું લેવાને કોશેશ કરતાં જાન ખોયો.

એ પરમાંણે થોડા લીધા પછી તારાબાઈ પોતાના ભ
રથાર સાથે ઘણાએક વખાણવા લાએક કામો કરતી રહી.
તે ભરથારના સુખ તથા કીરતીનુ એ બાઈ ઘણુ કીમતી
હથીઆર હતું. અરસ પરસના પેઆર અને મદદથી તે
ઓની જીંદગી આનંદકારક રીતે ગુજરવાની ઉમેદ હતી.
પણ તે જીંદગીએ તેઓને એવો આનંદ ભોગવવાને લાં
બો વખત આપીઓ નહી. પીરથીરાજના એક ભેશે દ
ગાથી જેહર ખવાડી તેનો જીવ લીધો. જે ધણીને પોતા
નાં સંધાં સુખ દુખનો ભાગીઓ ગણતી હતી તથા જેને
સદાનો પોતાનો સંગતી સમજતી હતી તેના મરણ પછી
દુનીઆમાં જીવવાને તારાબાઈએ દીલ કીધું નહી. પોતા
ના લોકની રીત મુજબ સતી થવાને તેણે દરૂસત ધારયું.
પોતાના વાહલાની લાસને પોતાની ગોદમાં દાબી એ પ
તીવરતા બાનુ બલી મુઈ. તારાબાઈ તથા પીરથીરાજની
કીરતી રજવાડામાં ઘણી ફેલાએલીછે. એ સપીલાં ધણી
ધણીઆંણીની તારીફની વાતો લોકો પેઆરથી કરેછે.

---

## કુમારપાલની રાણી.

શ્રી અનહીલપુરનો રાજા કુમારપાલ શ્રી ચીવારની એ
ક રાજકનેઆ સાથે પરણેઓ હતો. એ સીસોદની પોતી.

કો બાપીકો ધરમ સરવેથી સારો ગણતી હતી. એ ધરમ ના કાનુન મુજબ ચાલીઆથીજ પોતાનુ તારણ થશે એમ સમજતી હતી. વાસતે એ ધરમપર ચુસત રેહવાને તેનો ઠરાવ હતો. એ બાઈને ભરથારને તાંહાંથી તેડું આવીઉં. તેણે સાંભળીઉં હતું કે કુમારપાલ રાજાએ કબુલાત કીધી હતી જે તેની રાણીઓ તેના મેહલમાં દાખલ થાએ તે આગમચ તેઓએ એ રાજાના કોઈ હેમાચારીઅ નામના ગુરૂના મઠમાં જઈ જૈન ધરમની તાલીમ લીએ. વાસતે એ રાજ કનેઆને પોતીકા બાપીકા ધરમ વીશે અંદેશો થતો હતો. તેણે જણાવીઉં કે તે ધરમ સંબંધી તેના એતેકાદને કસીબી ખલલ પોંહચવા જેવું હોએતો તે શ્રીપટન જવાને રાજી નોહતી. એ રાણીનો એવો ઠરાવ જાણીને કુમારપાલના ઘરનો ગોર જયદેવ જે એને તેડવા આવીઓ હતો, તે જામીન થયો કે ધરમ સંબંધી-એ સીને કસી અડચણ થશે નહી. એવી જામીનગીરીપર ભરોસોં રાખી એં બાઈ ભરથારને તાંહાં ગઈ. તેને પટન નગરમાં આવીઆની ખબર સાંભળી હેમાચારીય રાજા પાસે ગીઓ. તેણે ફરીઆદ કીધી કે "સીસોદની રાણી કણુ મને મલવાને આવી નથી." એ ઉપરથી એ ગુરૂને તાંહાં જવાને રાજાએ સીસોદનીને હુકુમ કીધો. એ રાંણી ધણીને આધીન રેહવાને મરજી રાખતી હતી. પોતાના કામથી તે ધણીને ખુશી કરવાને તે બાઇની આરજુ હતી. પણ ધરમ આચાર સંબંધી પોતાનો એતેકાદ છોડવાને તેણે ના પાડીઉં. તાર પછી એ રાણી એ બાબદ ફીકરમંદ રેહયાથી માદી પડી. કેટલીક ગોરાણીઓ તેને જોવાને આવી. તેઓ એની બેમારીનો સબબ જાણી ઘણી દીલ

ગીર થઈ. કાંઈ યુક્તી કરી તેઓએ પોતાના સરખો પો શાક એ રાણીને પેહરાવીઓ અને તેને પોતાની સાથે મે હલ બાહેર તેડી ગઈ. જારે જયદેવ ગોરને એ વીશેની ખબર થઈ તારે તેણે પોતાની કબુલાત મુજબ તે રાણીને પાછી તેને ઘર પોહચાડવાને ઘટતુ વીચારીઉં. રાતને વ ખત કેટલાક ભાટોએ મલી કોટની દેવાલમાં બાંકુ પાડી ઉં. તેમાથી રાણીને બાહેર કાહડી આગળ ચાલીઆ. કુમારપાલ રાજાને એ વીશેની ખબર થઈ તારે આસંરે બે હજાર સવારોને સાથે લઈ તે પેલાં નાહસી જનારાંઓને દુંબાલે લાગો. શ્રી ઈદરના કીલ્લાનીઆસરેસંદર માઈલની વેગળાંઈપર એ રાજા પોતાની રાણીની નજીક આવી પોહતો. તે સમે જયદેવે રાણીને કહયું કે." જો તમો શ્રી ઈદર મ ધે દાખલ થશોતો તમો બંચીઆં એમ જાણવું. મારી સાથે બસો સવારો છે. તેઓમાંનો એકબી„આદમી જાંહાંસુધી જીવતો રેહશે તાંહાંસુધી કોઈ તમોને હાથ લગાડી શકશે નહી. મારે વેહલાં થાવો." પણ એ બાઈ જેવી પોતા ના ધરમપર ચુસત હતી અને જોર જુલુમ અથવા દુની આની કોઈ લાલચને લીધે કોઈ પારકો ધરમ કબુલ કરવા ને જેટલું ના પસંદ રાખતી હતી તેટલી તેણે આ વખત હીમત બતાવી નહી. પોતાની દુંબાલે આવનાર મોહટાં લ સકરને જોઈ તે ધબરાઈ. તોબી ધરમ અને ઈજત જા એ એવી રીતે પોતાના અનસમજ ભરથારને હાથ પડવા કરતાં તેણે પોતાની જીંદગીનો અંત આણવો બેહતર ધા રીઉં. વાસતે તેણે આપઘાત કીધો. કુમારપાલ રાજા ની રાશ થઈ પાછો પોતાને મકાને ગીઓ.



# દુરગાવતી.

અકબરશાહ પાદશાહના વખતમાં શ્રી ગુરરા (હાલ માં છટાક) મધે દુરગાવતી નામની એક પરતાપી રાણી રાજ કરતી હતી. રાજ ચલાવનારાં આદમીમાં જોઈતી સઘલી કમાલીઅત એ રાણીમાં હતી. એણે દાહપણ હુશીઆરી અને અદલપણે અમલ કીધાથી ગુરરાની રઈએત ઘણી સારી અવસથામાં આવી.

દીહલીના શેહનશાહનો એક સુબો નામે આસફખાન શ્રી ગુરરાની આબાદી તથા દોલત વીશે સાંભળી તાંહાં લુટ કરવાને લોભાયો. એ મુલુકને તાબેના ગામડાં તથા નગરોપર ઘણી વેળા છાપો મારી તાહાંનાં સુલેહ ભરેલા રેહવાસીઓને તેણે હલાક કીધાં. એવી રીતે મલતી લુટ ફાંટથી ન ધરાતે અંતે એ મુલુક પોતાને તાબે કરી લેવાને.તેણે ઠરાવ કીધો. આસરે છ હજાર સવાર તથા બાર હજાર પેદલ લસકર સાથે તેણે એ મરાંતપર સવારી કીધી. એની આગમચ ઘણુ સુધી કોઈ દુશમને એ મુલુકપર ચડાઈ કીધેલી નહી માટે એ વખતની આફતથી સઘલા રેહવાસીઓ બહુ ઘભરાયા. પણ તેઓની બાહદુર રાણીએ એ દુશમનોની સામને થવાને આઠ હજાર પેદલ તથા ઘોડા અને હાથીનુ લસકર તઈઆર કીધું. તેણે પોતાના કુવર રાજા બીઅરશાહનેબી લડાઈને વાસતે કમર બંધાવી અને દલેરીથી કામ કરવાને ઉપદેશ કીધો. તેણે પોતે એક ખાસ હાથીના હાઉદાપર સવાર થઈ તીર કમાન અને ભાલે ઉડાવીઓ. તેના લસકરે ઘણુ સુધી લડાઈનુ મેદાન જોયું નહી. પણ રાણીએ કરેલી ઉસકેરનીથી સવતંતરપણાં

નો આતશ તેઓના દીલમાં ધકધકવા લાગો. સરવે જ ણે દુશમનોની સામને લડી જીવ આપવાને ઠરાવ કીધો. તેઓ લડાઈ કરવાને એટલાતો આતુર થયા કે તેઓને ઠે કાંણાસર રાખતાં દુરગાવતીને ઘણી મેહનત પડી. પેહલા જ ધસારામાં તેણે છસો મુસલમીન સવારોને ખાખ ખ રોબર કરી નાખીઆ. સાંહજ સુધી લડાઈ કરી એ દીને ફતેહ મેલવી. એ ફતેહનો ફાએદો લેવાને એ રાણીએ વીચાર રાખીઓ. લસકરને ફરમાવીઉંજ થોડોવાર આ સુદગી લઈ તાજું થવું કે દુશમનોનુ કામ સુધારવાને તે ઓને વખત મલે નહી તેટલાં રાતને વખત તેઓપર હુ મલો કરવાને બની આવે. એ તેના ઘટતા વીચારપર અમલ કરવાની આડે તેનો વજીર તથા બીજા અમલદા રો થયા. તેઓમાં દુરગાવતીના જેટલી હુશીઆરી તથા હીમત હતી નહી. તેઓએ કહીયું કે રાંણીની તરફ આ રીઆં ગએલાં લસકરને બુમીદા કરવામાં આવે તાંહાંસુ ધી લડાઈ મોકુફ રાખવી. એ વાત રાંણીએ લાચારીએ કબુલ કીધી. અંને મુરદાંને ઠેકાંણે પાડયા પછી લડાઈ પાછી ચાલુ કરવાને તેણે ખાએશ કીધી. તેણે પોતાના સરવ સરદારોની વારાફરતી મીનત કીધી કે મુસલમાન લોકો શીકસત ખાઈ ઘભરાએલા હતા તેટલાં તે લોકની છાવણીપર હુમલો કરવાને તેઓએ મદદ કરવી. પણ એ સીની એ સારી ગોઠવણને કોઈએ ટેકો આપીઓ ન હી. તેઓ એવી ઉમેદમાં રહયા કે મુસલમાન લોકો પો તાની મેલે જતા રેહશે. તેઓને જલદીથી સમજ પડી કે એવો ખેઆલ રાખવામાં તેઓ ઠગાયા હતા. આસફ ખાને જોઈ લીધું કે તેની હરીફ જોકે ઓરત તોખી કાંઈ

જેવું તેવું આદમી હતું નહી. આગળે દીવસે મલેલી શી કસતથી તે ઘણો દીલગીર હતો. જેમ બને તેમ તે નામો સીનો ડાઘ ધોઈ નાખવા માંગતો હતો. તેણે પોતાના તો પખાના સાથે દુરગાવતીની ફોજ તરફ ધસારો કીધો. એ ને આવતાં અટકાવવાને તે હુનરમંદ રાણીએ કેટલાક સવારો સાથે એક સાંકળા મારગ આગળ સફ ખેંચી. તોપની મદદથી તે મારગ સાફ કરી મોગલો ખોલ લાં મેદાનમાં આવીઆ. તાંહાં દુરગાવતીનુ ઘણુ ખરૂં લસકર લડાઈને વાસતે તઈઆર હતું. એ લસકરની હ રોલમાં રાણીનો કુવર બીઅરશાહ હતો. તેણે દુશમનો ને આવતાં વેતજ તેઓપર હુમલો કીધો. ઘણી મરદાન ગીથી બે બે વાર તેઓને મારી હટાવીઆ. પણ તીજી વાર તેને સખત જખમ લાગાથી ઘણુ લોહી ગીઉં. તે બેહોશ થઈ પોતાનાં ઘોડાપરથી પડવા લાગો. દુરગાવતી એ જોયુંકે કુવર મરતતોલ થયો, તારે હાથીપરથી પોકાર મારી હુકમ કીધોકે તેને પછવાડે લઈ જાઓ. એવું તે બો લી એટલાં-ઘણાંએક આદમીઓ તાંહાં એકઠાં થયાં. તે ઓમાના થોડાજ જણા રાણીનો હુકમ બજાવવાને અને બાકીનાતો તેવે મસે લડાઈની જંજાલથી છુટી જવાને મ રજી રાખતા હતા. એ પરમાંણે એ કુવર જખમી થયા થી તથા ઘણા માણસો પોતાની જગાએથી ખીસી ગીઆ થી બાકી રહેલાં લસકરમાં ઘભરાટ પેદા થયો. તે લસકર નાહસવા લાગું. એવે સમે એ હીમતવાન રાણીની નજી ક તરણ સોથી વધારે સવાર રહયાતા નહી. પણ તેથી દુ રગાવતી કસી પરકારે બીધી નહી. પોતાનો હાથી આ સપાસ રોલાવીને દુશમનોપર તે મોત વરસાવવા લાગી.

તે જાંહાંબી ધસારો કરતી તાંહાં મુસલમાંનોના દીલ દેહશ ત ભરેલાં થતાં. એવાંમાં તેની આંખમાં એક તીર લાગો. એ બુરા જખમથીબી તે જો કાંઇ દુખી થયા જેવું બતાવે તો દુશમનોની સેહજમાં ચહડતી થઇ જાએ, માટે ઘણી ધીરજથી સઘલું દુખ ખમીઉં. તે તીર પોતાને હાથે પાછો એંચી કાહડવાની કોશેશ કીધી. તીરતો બાહેર કાહડીઓ પણ તેની અણી એ રાણીની આંખમાં ભાગી ને રહી ગઈ. તેવામાં એક બીજો તીર તેની ગરદનમાં જોરથી લાગો. તેબી એ સુરી ઓરતે પોતાને હાથે બાહેર એંચી કાહડીઓ. એ પરમાંણે એ લડાએક બાનુએ છાતી તથા ધીરજ બતાવવામાં કસું બાકી રાખીઉં નહી. પણ ઘણુ લોહી ગીઆથી તેને મગજે ચકરી આવવા લાગી. તેણે હાઉદામાં આનીમેર પેલીમેર ઝોકા ખાધા. જારે જરા હુશીઆર થઇ તારે તેનો વફાદાર સરદાર નામે આધર જે તેનો હાથી હાંકતો હતો અને જેની ખરી હીમતથી ઘણા શતરૂઓને મારી હટાવીઆ હતા, તેણે અરજ કીધી કે હવે કસી ઉમેદ રહીતી નહી માટે મેદાનમાંથી પાછાં જવું. પણ એ ભલામન તેણે નામનજુર રાખી. તે બોલી કે "ખરૂંછે કે આપણ લડાઈતો હારીઆં; પણ દુશમનોને હાથ પડી હોરમત ખોવી સારૂં નથી. આપણે સ્વતંતર રેહવાને આટલું બધું કીધા પછી હવે દુખમાં થોડેવાર જીંદગી ભોગવવાને જીવીએ તે સું કામનું? હુંતો એ પસંદ કરતી નથી. વાસતે તું શીતાબી કર અને મેં તુને આટલે મોહટે દરજજે પોંહચાડીઓછે તેના બદલામા હવડાં મારો હુકમ બજાવી વફાદારી કર. યું મને તારાં ખનજરથી માર કે આપઘાત કરવાને મને

ફરજ થાએ નહી. " પણ એ સરદારથી એવો હુકુમ બ જાવી શકાયો નહી. રાણીને વીશે તેને ઘણું લાગું. આં ખોમાં આંશુ લાવી તે બોલીઓ કે " આ તેજ ચાલનો જોરાવર હાથી જલદીથી નાહસી તમોને સલામતીની જ ગાએ લઈ જઈ શકશે, વાસતે એને હાંકી જવાને મને ર જા આપો. " દુરગાવતીએ જોયું કે આસપાસ દુશમનો નો ધસારો ઘણો થયો હતો અને આધર મમતાને લીધે તેનુ કહયું સાલભળતો નોહતો માટે એ બાઈને કેદ પકડા વું પડતે. વાસતે તેણે પોતેજ વાંકી વળી આધર પાસેથી ખંજર ખેંચી લીધું. પોતાના મીઠાં કલેજામાં જખમ ક રી એ રાણીએ પોતાના કીમતી જીવનો અંત આણીઓ. આસફખાન તે દીને ફાવીઓ. પણ દુરગાવતીની રીત જોઈ એ રાણીના છ સરદારોએ સ્ત્રી કરતાં બદતર કેહવા વાને ઘટતું વીચારીઉં નહી. તેઓ પોતાની જગાએ મક મ ઉભા રહયા. પોતાની ડાહી, હુશીઆર, હીમતવાંન, હુ નરમંદ અને ધીરજવાળી રૂડી રાણીના મરણનું વેર લેવા નીં કામમાં તેઓ મારયા ગીઆ.

---

## અહમદશાહ પાદશાહની રાણી.

શ્રી ગુજરાતના પાદશાહ અહમેદશાહે વાઘેલાઓનુ વતન લઈ મેલીઉં. તારપછી એ ટોલાના બે મરદો નામે વહરાજી તથા જેઠાજીએ પોતા ગરાસ પાછાં મેળવવાની મતલબથી એ પાદશાહની સામને લડાઈ કરીઆ કીધી. તેઓ રાત અને દીન અમદાવાદની આસપાસના ગામડાં-

ઓ લુટતા રહયા. જે કોઈ આદમી હાથ લાગે તેને એ લોકો પકડી લઈ જતા હતા. અહમદશાહે તેઓને કેદ પકડવાને ઘણીબી કોશેશ કીધી પણ કસું વલીઉં નહી. બીજા હાથપર તેઓ કોઈ પરકારે એ પાદશાહપર એવી અસર કરી શકીઆ નહી કે જેથી તેઓને પોતાનુ ગરાસ પાછું મલે. એમ કરતાં એક શુકરવારને દીને પાદશાહની માનીતી રાણી તથા કેટલાક અમીરોની બેગમોની સવારી શેહર બાહેરની એક મસીદમાં જવાને નીકળી. તે વખતે એ ગરાસીઆઓના એક સંગતીએ તેઓને સમજાવીઉં કે એ સવારીને જો કેદ પકડવામાં આવેતો સેજમાં તેઓનુ કામ થાય. વાસતે એ સવારી જારે મસીદ આગળ જઈ પોંહતી તારે વાઘેલાના સવારો રાણી તથા બીજી ઓરતોની ગાડીની આસપાસ ફરી વળીઆ. તેઓ કોણ હતા અને સું માગતા હતા તે વીશે રાણીએ તેઓને પુછીઉં. તેઓએ જવાબ દીધો કે તેઓ વહરો તથા જેઠા હતા જેઓની બાપીકી જમીન તેઓને મલતી નોહતી માટે તેઓ જીવપર આવેલા હતા. સંધી ગાડીઓ પોતાને મકાને હાંકી જવાને તેઓએ ઠરાવ બતાવીઓ. રાણીએ એવો મામલો જોઈ તેઓને સમજાવવાને દાહપણ ભરેલી કોશેશ કીધી. તે શાંતીથી બોલી કે "તમો જો મારી ઇજત લેશોતો હું જીવ આપીશ. પણ જો મને છુટી મેલશોતો હું શેહરમાં જઈ તુરત તમારૂ ગરાસ તમારે હવાલે કરાવીશ." એ કબુલાત પાલવાને રાણીએ સોગંદ લીધા. તેની વાતપર ભરોસો લાવી વાઘેલાઓ દુર થયા. રાંણીના લસકરે એ લોકને છેટેથી જોયા હતા. તે લસકર લડાઈ કરવાને નજીક આવી લાગું. અલબતાં રાં

ણી જો ચાહતેતો તે લસકરની મદદથી પેલા રજપુતોને ઈ જા પોહચાડી પોતાની કબુલાત રદ કરી શકતે. પણ ગમે એવી હાલતમાંથી એકવાર જે વચન આપીઓ તે બન તાં સુધી પાલવાને એ રાણીએ વધારે ઘટતું જાણીઉં, તે મુજબ ચાલવાને તેણે ઠરાવ કીધો. પોતાના માણશોને તાકીદ કીધી કે વાઘેલાઓને કોઈ અડકે નહી. તે પછી એ રાંણી પાછી શેહરમાં આવી તારે એક મારગી અને ઉ એ મોહડે રહી. પોતાના ઠેકાણાપર રાતને વખત બતી કરવા દીધી નહી. પાદશાહને ખબર થઈ કે રાણી ઘણી ઉદાસ અને નાખુશ બેઠી હતી. તે રાણી પાસે આવી એમ થ વાનો સબબ પુછવા લાગો. રાણીએ સંધી હકીકત કહીસંભ ળાવી અને બોલી કે " મેં મારો કોલ આપેલોછે માટે ત મો તે બંધે ભાઈઓને તેડાવી તેઓની જાગીર તેઓને સ પુરદ કરો. તેઓ જો મારી ગાડી હાંકી જતેતો પછી પાદશાહની ઈજત કાંહાં રેહતે. " એ પરમાંણે ઘણીએક દલીલથી પાદશાહને સમજાવી વાઘેલાઓનુ વતન તેઓને સવાધીન કરાવીઉં. એ રાંણીએ અકસમાત સંકટમાં આ વી ગીઆથી લાચારીએ આપેલો કોલબી પાલીઓ. તે નાપર દગાથી ફાંદો માડી બરજોરી કરી એવો કોલ લેના રાઓને તે સજા કરાવી શકતે તથા પોતે કસા ઠપકામાં આવીઆ વગર તે કોલ રદ કરી શકતે તોબી તેવું કસું તે ણે કીધું નહી. જે એકવાર બોલી તે સત ઈમાનથી કીધું. કબુલાત પાલવાનો એ કાંઈ જેવો તેવો દાખલો નથી. તે પાલનારી સ્ત્રીની લાએકી કેવી મોહટી તે વીશે લખવા ક રતાં વાંચનારે વીચાર કીધાથી વધારે સારી પડે સમજાશે.



## પદમાની.

ચીતારના રાજા લખમસીંહના બાલપણમાં તેનો કા કો ભીમસીંહ રાજ કારોબાર કરતો હતો. ભીમસીંહ સે લાનના રાજા હમીરશંકની દીકરી પદમાની સાથે પરણે ઓ હતો. એ સ્ત્રી ખુબસુરતી તથા કાબેલીઅત માટે સ ઘળે ઠેકાંણે જાંણીતી થઈ. પઠાનોના રાજા અલાઉદીને શ્રી ચીતારપર પેહલી ચડાઈ કીધી તારે બંને બોરદુવાળા ઘણો વખત લડાઈ કરીને થાકા. અલાઉદીને તે લડાઈ બંધ ક રવાને મરજી બતાવી. તે એવી બોલીથી કે ભીમસીંહની કીમતી બાએડી પદમાનીને હદીઆ તરીકે ચીતારવાળા ઓએ તેને આપવી. અલબતાં એ માંગણી રજપુતોએ ધીકારથી નામનજુર રાખી. જારે પાધરી માંગણીથી અ લાઉદીનની નીચ મતલબ બર આવી નહી તારે તે કારણ સારૂ તેણે મકર રમવા માંડીઆં. તેણે જણાવીઉં કે પદ માની આપી દેવાને રજપુતો તદન નારાજીન હતા તારે તો એ પઠાન તે રૂપારી બાનુને એકવાર જોયાથી રાજી થ વાનો. એ મુજબ તે સ્ત્રીને આઇનાની મારફતે અલાઉ દીનની નજરે પાડવાને ઠરાવ થયો. રજપુત સરદારપર વીસવાસ રાખવાનુ ડોલ બતાવી, અલાઉદીન પોતાના જુ જ માંણસો સાથે શ્રી ચીતારના કીલ્લામાં આવીઓ. જા ણે પોતાની ઈચ્છા તુરૂપત કરી તે તાંહાંથી પાંછો જવા લા ગો. એ વેળા ભીમસીંહના ઉપર એણે રાખેલા ભરોસા ક રતાં એનીપર વધારે ભરોસો રાખવાની તે રજપુત સરદા રે હીમત કીધી. પોતાનાં ઝાઝાં માણસો લીધા વગર તે અલાઉદીનને શાહેર મેલવા ચાલીઓ. તે પઠાનની તો

એવું કરાવવાની આરજુજ હતી. તણે રજપુતોને આપેલી મેહનત વીશે દીલગીરી બતાવી તથા તેવી બીજી મકર ભરેલી મીઠી વાતો કરવા માંડી. એ પરમાંણે ભીમસીંહને નબરવસ કરી કીલલાની બાહેર દુર સુધી લઈ ગીઓ. તાંહાં તેણે દગાથી છુપું લસકર રાખેલું હતું. તે લસકરે એકાએક જાહેર થઈ ભીમસીંહને કેદ પકડી લીધો. તેઓ તેને અફઘાનોની છાવણીમાં લઈ ગીઆ. જાંહાંસુધી પદમાનીને અલાઉદીનને હવાલે કરવામાં આવે નહી તાંહાંસુધી તેના વરનો છુટકો નહી કરવાને એ ખેઈમાન પઠાને પકકો ઠરાવ જણાવીઓ. એ બનાવથી શ્રી ચીતોરવાળાં સંધા લોક ઘણાં ઉદાસ રહયાં. પદમાનીને આપી ભીમસીંહનો છુટકારો કરવો કે નહી, તે વીશે ચરચા ચાલી. તે પતીવરતા બાઈ જે ભરથારને પોતાના જીવ કરતાં વધારે પેઆરો ગણતી હતી તેણે તે વાહલા વરનો છુટકારો કરવા સારૂ પોતે હરેક વીપતી ખમવાને પોતાની તઈઆરી બતાવી. તેના ડાહાપણે એ વેળા તેને સારી મદદ કીધી. સંધા બીજા ઈલાજ ઘટેથી ગરજાજ પડે તો પોતાની પાક દામન જાળવવાને જે અંતનો ઈલાજ ત એ બાઈએ ધારી રાખીઓ. પછી તેણે પોતાના બાપીકા બે ખેશો નામે ગોરા તથા વાદલને બોલાવીઆ. એઓ સાથે મલી ભરથારની હાલત વીશે ખુબ વીચાર કરી એક તદબીર કીધી. તે એવી હતી કે ખુદા કરેતો તેથી એ બાઈની હોરમત તથા જાનનો બનચાવ અને એના ભરથારનો છુટકો થવાની સઉને ઉમેદ આવી. પદમાનીની સલાહથી રજપુતોએ અલાઉદીનને કેહવાડીઉં કે જે દીને તે શેહરની નાકાબંદી આગળથી પોતાની છાવણીમાં

જશે તે દીને પદમાની તેની નજીક આવશે; તથા એ બા નુની આબરૂ મુજબ તેની સાથે કેટલીક સાહેલીઓ તથા ખીદમતગારો છેક દીલ્લી સુધી તથા બીજીઓ પઠાનોની છાવણી સુધી તેને મુકવાને આવશે, ત્યારે અલાઉદીને ઘ ટતો બંદોબસત રાખવો કે કોઈ મરદ બેમુલાઝે એ જનાના ની નજીક આવે નહી. પછી ઠરાવેલે વખતે સાતસો પર દેપોશ પાલખી અલાઉદીનની છાવણી તરફ રવાને થઈ. તે પાલખીઓમાં કાંઈ પદમાની અને તેની સાહેલીઓ ત થા ચાકરડીઓ નોહતી. પણ તેમાંની દરએકમાં શ્રી ચી તોરનો એક્ક બાહદુર પેહલવાન હતો. તે દર એકને ઉં ચકનારા છ છ હથીઆરબંધ લડાએક શીપાહીઓ હતા, જેઓએ હમાલોનો વેશ લીધો હતો. તેઓ પાલખીઓ ઉઠાવી કીલ્લાની બાહેર નીકળીઆ. સંધી સવારીએ પઠા ણની છાવણીમાં પોહતેથી પરદાથી ધાંકેલા તંબુઓમાં ઉતા રો કીધો. તાંહાં ભીમસીંહ તથા તેની બાએડીને છેલલી મુલાકાત કરવાને અરધા કલાકની મેહતલ આપવામાં આવી. થોડો વખત વીતા પછી જાણે કેટલાંક બઈરાં પા છાં જતાં હોએ તેમ ભીમસીંહને એક પાલખીમાં બેસાડી ચીતોરનાં કીલ્લા તરફ કેટલીક બીજી પાલખીઓ સાથે ર વાને કીધો. બાકીના બઈરાંનો સુઆંગ લેનારાઓ જાણે પદમાની સાથે દીલ્લી જવાનાં હોએ તેમ ખોટી રહયા. હવે અલાઉદીનતો ભીમસીંહને છુટો મેલવાની મરજી રા ખતોતોજ નહી. તેણે બુમો પાડી કે તે રજપુત એટલો બધો વખત સું કરીઆ કરતો હતો. તેના ખીદમતગારો તેનાં બરાડવાની મતલબ સમજી ગીઆ. ભીમસીંહને પકડવાની ધારનાથી તેઓ પેલા તંબુમાં ઘુસીઆ. તાંહાં

ભીમસીંહ તથા પદમાની અને બીજી સ્ત્રીઓને ઠેકાણે તે ખીદમતગારોએ હથીઆરબંધ અને લડાએક શીપાહીઓ ને જોયા. પઠાંની મકર અને ફરેબ સંધો એક રજપુતની ની તદબીર આગળ વેરથ ગીએલો જાણી અલાઉદીન તા જુબ થયો અને ઘણો ખીજવાયો. પેલી પાછી ફરેલી પાલ ખીઓનો કુંબાલો પકડવાને તેણે તાકીદનો હુકમ કીધો. તે હુકમ બજાવનાર લસકરની વચે પેલા બાકી રહેલા નીમખ હલાલ રજપુત શીપાહીઓએ આવી એ લસકર ને આગળ વધવાથી થોભાવીઉં. દુશમનોની સંખીઆ અતીઘણી વધારે હોવાથી એ બીચારા સંધા જણા કપાઈ ગીઆ. પણ તેટલાં ભીમસીંહ તો, તેને વાસતે તઈઆ ર રાખેલા ઘોડાપર સવાર થઈ ચીતોરમાં જતો રહયો. તેને કુંબાલે આવનાર પઠાની લસકર સાથે લડાઈ કરવા ને રજપુતોની એક ફોજ બાહેર આવી. એ વખતે એ ક ખુનરેજી ભરેલી સખત લડાઈ થઈ. એ લડાઈમાં ર જપુતોને વધારે નુકસાન થયું. પણ અલાઉદીને જોયું કે તે ના લસકરનો કાંઈ થોડો ઘાંણ થયોતો નહી. તે સાથે સા મનેવાળાઓ પોતાની રાંણીની ઈજત અને જાનની ખાત ર છેલલી ઘડી સુધી લડવાને ઠરાવ કરી બેઠેલા દીસીઆ. માટે તે પોતાની રાજધાની તરફ પાછો ફરીઓ. રૂપારી પ દમાનીએ જે ભરથારના છુટકારા સારૂ આટલું બધુ દાહ પણ ખરચીઉં હતું તેની સંગતના સુખ થોડોજવાર ભોગવી આં. તે ભરથારનો શતરૂ પોતાની ફોજમાં હુમેરો કરી પાછો ચીતોર તરફ આવીઓ. ભીમસીંહે બનતાં સુધી તદબીર તથા લડાઈ કરીને પોતાના મુલક તથા કુટુંબનો બં ચાવ કરવાને કોશેશ કીધી. પણ તે સરવે નીસફલ ગઈ.

તેના એક શીવાએ સંધા દીકરા એ રણમાં મારીઆ ગીઆ. જે દીકરો જીવતો રહયો તેને પોતાની ઓલાદનુ નામ કાએમ રાખવા સારૂ કેલવારા તરફ મોકલી દીધો. પછી જુધ કરી મરણ પાંમવાને એ સરદાર પોતે તઈઆર થયો. તની આગમચ તેની સરવે પરકારે પરમાણીક બાએડી પોતાના દેશી લોકની રીત મુજબ બલી મુઈ. બીમર્સીહ લડાઈમાં ઉતરી દુશમનોની ખાતર નીશાં થવા જોગ કામો કીધા પછી મારીઓ ગીઓ.

---

## દેવલદી.

દીલ્લીના ચોહન વઉંષના છેલ્લા હીંદુ રાજા પીરથીરાજે શ્રી મેહોબાના ચંદેલ વંઉષના રાજા પરમાલપર ચટાઈ કીધી. તારે ચંદેલનુ ઘણું લસકર પેહલીજ લડાઈમાં મારયું ગીઉં. પીરથીરાજની સરવે પરકારે ફતેહ થવાનું ડોલ દેખાવા લાગું. એવી સંકટમાં પરમાલ આવી ગીઓ તારે તેણે પોતાની રાણી માલંનદેવીની સલાહથી પીરથીરાજની રજા લઈ લડાઈ થોહોવાર મોકુફ કીધી. પરમાલે એક સેવકની ઉસકેરનીથી પોતાના બે નામીઆ સરદાર બાઈઓને દેશનીકાળ કીધા હતા. તેઓના નામ આલા તથા ઉદીલા કરીને હતાં. તેઓએ શ્રી કનોજ જાઈ તાહાંના રાજાની ચાકરી કરવા માંડી હતી. પરમાલે આ લડાઈને સમે એ સરદારોની મદદની ઘણી જરૂર જાણી. તેઓને બોલાવી મંગાવીઆ વીના કસો દીરગ રહયો નહી. એ સરદારોને તેડવા જનાર બાટે તેઓની નજીક પોહતેથી તેઓ

ની ઘટતી સમુતી કીધી અને પરમાલ તથા માલનદેવીની
તરફથી જણાવીઉં કે એ સંકટની વેળા તેઓ વીના મેહો
બાનો બંચાવ તથા ચંદેલના વંઉપનો નીભાવ થવાનો ન
હી. એ વાત સાંભળી પેલા બે ભાઈઓમાંથી આલા બો
લીઓકે " નાસ થાઓ મેહોબાનો ! અને નખોદ જાઓ
ચંદેલનુ ! કે જેણે હમોને બીન તકસીર હમારાં વતનથી
દુર કીધા, જો કે હમારા બાપે તેના રાજનો વધારો ક
રી અંતે તેની ચાકરીમાં જીવ ખોયો. તેને કેહો કે હવે
દીલ્લીના લસકરની સામને પોતે સરદાર થઈ લડાઈ કરે.
હમારો સર મેહોબાના થાંબા હતા. હમે ગોંદ લોકને હાં
કી કાહડી તેઓના દેવગર તથા ચંદબારીના કીલ્લા એ રા
જાને સવાધીન કરી આપીઆ. જાકુનવાળાઓની સામ
ને હમેંજ લડાઈ નીભાવી, હીનદોન લુટીઉં અને ફતેહ
ના મેદાનમાં એ રાજાનો ઝુંડો ઉભો કીધો. કચવાહવા
ળાની ફતેહ થવાનો મેં અટકાવ કીધો અને તે સુલતાન
ના સરદારોને મારી નહસાડીઆ. ગાયાની લડાઈબી હ
મેંજ જીતીઆ, અને એ રાજમાં રીવાનો વધારો કીધો.
શ્રી અંતરવેદમાં હમે આગ લગાડી અને ગીરાત પરાંતનાં
શેહરો જમીન બરોબર કરી નાખીઆં. હમારા પીતા જે
સરાજે દસ રાજાઓ પાસેથી મોહરી લુટ મેહોબાને આ
ણી આપી. એટલું બધું હમે લોકે કીધું તેના અવેજમાં
હમોને પોતાના વતનમાંથી કાહડી મુકીઆ. એ રાજ
ની ચાકરીમાં હું સાત વેળા જખમી થયો અને મારા બા
પના મરણ પછી ચાલીસ લડાઈ મેં મારી તથા મારે ભા
ઈ સાત સાત વખત ગીનપતરો લઈ પરમાલ
ખબરી લઈ ગીઓ હતો. તરણ તરણ વખતે

તેના એક શીવાએ સંધા ડીકરા એ રણમાં મારીઆ ગી આ. જે દીકરો જીવતો રહયો તેને પોતાની ઓલાદનુ નામ કાએમ રાખવા સારૂ કેલવારા તરફ મોકલી દીધો. પછી જુધ કરી મરણ પાંમવાને એ સરદાર પોતે તઈઆ ર થયો. તની આગમચ તેની સરવે પરકારે પરમાણીક બાએડી પોતાના દેશી લોકની રીત મુજબ બલી મુઈ. જી મસીંહ લડાઈમાં ઉતરી દુશમનોની ખાતર નીશાં થવા જો ગ કામો કીધા પછી મારીઓ ગીઓ.

---

## દેવલદી.

દીલ્લીના ચોહન વઉંશના છેલ્લા હીંદુ રાજા પીરથી રાજે શ્રી મેહોબાના ચંદેલ વંઉશના રાજા પરમાલપર ચટા ઈ કીધી. તારે ચંદેલનુ ઘણું લસકર પેહલીજ લડાઈમાં મા રયું ગીઉં. પીરથીરાજની સરવે પરકારે ફતેહ થવાનું ડોલ દેખાવા લાગું. એવી સંકટમાં પરમાલ આવી ગીઓ તા રે તેણે પોતાની રાણી માલનદેવીની સલાહથી પીરથીરાજ ની રજા લઈ લડાઈ થોડોવાર મોકુફ કીધી. પરમાલે એક સેવકની ઉસકેરનીથી પોતાના બે નામીચા સરદાર ભાઈઓ ને દેશનીકાળ કીધા હતા. તેઓના નામ આલા તથા ઉ દીલા કરીને હતાં. તેઓએ શ્રી કનોજ જઈ તાહાંના રા જાની ચાકરી કરવા માંડી હતી. પરમાલે આ લડાઈને સ મે એ સરદારોની મદદની ઘણી જરૂર જાણી. તેઓને બો લાવી મંગાવીઆ વીના કસો દીરગ રહયો નહી. એ સર દારોને તેડવા જનાર ભાટે તેઓની નજીક પોહતેથી તેઓ

ર ગુજરેલો જુલમ તથા ગેરઈનસાફી એ બાઈને ઈઆદ
હતી. પણ તે સાથે બારે ઉપર જણાવયા સરખો કોલ તે
ણે આલનદેવી રાણીને આપેલોબી તેને ઈઆદ હતો. કુટું
અને થયેલાં નુકસાનથી એ બાઈનુ દીલ આજુરદે હતું ખ
રૂં. પણ જે મુલુક સાથે તે કુટુંબની શોભા અને કીરતી
જોડાએલી હતી તે પારકાને હાથ જવાની ધાસતી વીશેની
ખબર સાંભળી તે વધારે આજુંરદે દીલની થઈ. પરમાલ
ની ચાલ પરમાંણેતો એ બાઈપર તથા તેના દીકરાઓપર તે
નો ઈનસાફની રાહે કસો દાવો રહયોનો નહી. પણ ચંદેલ
ના વંસની મરવત એ બાઈ એકદમ વીસરી ગઈ નહી.
તે રાજ વંસની બુરાઈ ભુલી જઈ ભલાઈ એ મોહટાં મ
નવાળી રજપુતાણીએ ઈઆદ કીધી. તેણે દીકરાઓને ક

ક્રાંહે આવીઓ હતો. એ પરમાંણે તેના વઉંષનુ નામ મેં નીભાવીઉં તેના બદલામાં હું દેશનીકાળ થયો." એ સર દાર ભાઇઓએ પોતાપર ગુજરેલા જુલમ તથા ગેરઈનસા ફી વીશે એવી વાતો કહી ચંદેલ પાસે જવાને ના પાડી ઉં. તેવારે તેઓને બોલાવવા આવનાર ભાટે તેઓને ત દબીરથી સમજાવા માંડીઆ. તે બોલીઓ કે "પરમાલ જારે નાધલો હતો તારે તેનો પીતા તેને જેસરાજની રખે વાલીમાં મેલી ગીઓ. એ તમારો બાપ તેના પીતા સર ખો થયો. વાસતે દુર દશાને વખત તે તમોને બોલાવેછે તારે તમો જેસરાજના દીકરાઓએં તેને તરક કરવો ઘ ટે નહી. જે રજપુત સંકટને સમે પોતાના રાજાને પડ તો મેલે તે નરગમાં જશે. વાસતે તમારા બાપની વફા દારી તમારે સર ચહડાવો. તમારા જનમની વખતે જે રાજાએ હજારોનો ખરચ કીધો તેની સંકટની વેળા કનો જમાં રેહવાને સું તમો ઘટતું જાણોછો ? માલનદેવી રાણી જે તમોને પોતાનાં બચાંની માફક્જ ગણેછે તે બજીદ થ ઈને તમોને બોલાવેછે. વળી મેહોબાના રાજપર કાંઈ આફત આવે તારે તમારા જાન તેનાથી કાંઈ જુદા નહી એમ તમારી મા દેવલદી વારેવાર બોલેલીછે. માટે તે મુજબ હવડાં ચાલવાને એ બાઈને કેહવાને રાણીએ મ ને ફરમાવીઉંછે. જે આદમી પોતાનો બોલ પાલે નહી તેનો ધરથીપર તીરસકાર થઈ ચંદરોકાલ સુધી તે નરગમાં પડીઉં રહશે."

માલનદેવી રાણીની તરફનો એવો પેગામ ભાટે કહયો તારે દેવલદી પાસેના ઓરડામાં હતી. તેણે સંઘું સાંભળી ઉં અને રાજા તરફ તેની માયા દોડી. તેના દીકરાઓપ

ર ગુજરેલો જુલમ તથા ગેરઈનસાફી એ બાઈને ઈઆદ હતી. પણ તે સાથે ભારે ઉપરં જણાવયા સરખો કોલ તેણે માલનદેવી રાણીને આપેલોબી તેને ઈઆદ હતો. કુટુંબને થયેલાં નુકસાનથી એ બાઈનુ દીલ આજુરદે હતું ખરૂં. પણ જે મુલુક સાથે તે કુટુંબની શોભા અને કીરતી જોડાએલી હતી તે પારકાને હાથ જવાની ધાસતી વીશેની ખબર સાંભળી તે વધારે આજુરદે દીલની થઈ. પરમાલની ચાલ પરમાંણેતો એ બાઈપર તથા તેના દીકરાઓપર તેનો ઈનસાફની રાહે કસો દાવો રહયોતો નહી. પણ ચંદેલના વંઉપની મરવત એ બાઈ એકદમ વીસરી ગઈ નહી. તે રાજ વંઉપની બુરાઈ ભુલી જઈ ભલાઈ એ મોહટાં મનવાળી રજપુતણીએ ઈઆદ કીધી. તેણે દીકરાઓને કહયું કે "આપણ સંધાંએ જલદીથી મેહોબા જવું જોઈએ." માને મોહડેથી એવા શબદો નીકળતા સાંભળી આલા ચુપકીદો રહયો. પણ ઉદીલાએ જવાબ દીધો કે "મેહોબાને દઈતનો હવાલો! આપણને દુખી કરી તાંહાંથી કાહડી મેલયાનો દાહડો આપણે વીસરી ગીઆં કે તાંહાં પાછાં જઈએ ? તે મુલુક નીલે કે પડી લાગે, પણ આપણને તો સંધું સરખું છે. મારૂ ગામતો હવે કનોજ છે."

દીકરાને એમ કેહતાં સાંભળી દેવલદી નાખુશ થઈ. તે દુખથી પોકાર કરી બોલી કે "ઈસવરે મને વાંઝણી રાખી હોતતો સારૂં ! રજપુતોની રીત છોડી પોતાના રાજાને સંકટની વેળા સાહેતા કરવાને ના પાડનાર દીકરા મારે પેટે અવતરીઆ નોહત તો ભલું !" તેનુ હઈડુ ગમથી ફાટવા લાગું. આંખો આસમાન તરફ કરી તે બોલી કે "ઓ સુરપકીના સાહેબ! તેં શું બીનાફરતા કબીલાની શો

ભાનો નાસ કરનારા આ લોકને જનમ દેવા સારૂ જ મા રી પાસે આ તરીકે દુખ ખમાવીઉં કે ! ઓ ! નાલાએક બચાંઓ ! ખરા રજપુતોનુ દીલતો લડાઈનુ નામ સાંભળતાં જ ખુશી થાએછે. પણ તમો નીચ કાંઈ જેસરાજના દી કરા હોએ નહી ! કોઇ હલકો આદમી ચોરીથી મારાં પા સાંમાં ભરાયો હશે, તેની ઓલાદથી તમો અવતરીઆ હ શો." માને મોહહેથી નીકળતા એવા તાના અને શીખા મણના સખુનોથી તે ખરા રજપુતોપર તુરત અસર થઈ. તેના ઠપકાથી તેઓના ચેહરા ફીકા પડીઆ. પણ તેઓ ના દીલમાં તેઓના વડીલોની ખરી ખુબીનો આતશ ઝ ઝકવા માંડીઓ. તુરત ઉભા થઈ તેઓ એક બીજા સાથે બોલીઆ કે " જારે આપણ મેહોબાના બંચાવમાં મારયા જશું અથવા જખમી થઈ એવાં પરાકરમો કરશું કે તેથી આપણા નામ અમર થાએ—જારે આપણાં સર લડાઈના મેદાનમાં ખાક મલશે, જારે રણમાં આપણ બાહદુર લો કની સાથે બગલગીરી કરશું અને ચોહનવાળાના પેહલવા નોની નજીક મરદાનગી ખરચી બેહુના લોહીને ઝલકતાં કરશું, તારેજ આપણી માતાજી ખુશી થશે. " એમ બોલી તેઓ સંધાં મેહોબા જવાની તઈઆરી કરવા લાગાં. તાં હાં પોહતા પછી એ બંધે શુરા ભાઈઓ લડાઈમાં જવા ની કળીઆ તારે તેઓની મા દેવલદીએ મધન થઇ તેઓને આશીરવાદ દીધા. તે બોલી કે " તમો તમારાં કામથી ત મારી માના દુધને જસ આપજો. તમોએ ખાધેલુ ની મખ હલાલ કરજો. તમારા રાજાની ખાતર તમારાં સર જાએતો ચીંતા નહી, કેમકે તમોને સ્વરગમાં તાજ મલ શે. " એ સરદારોએ પોતાની માની એ શીખામણપર સ

દાની માફક અમલ કીધો. તેઓએ એવી બાહાદુરીના કામો કીધાં કે તેથી તેઓ તથા તેઓની મોહટાં મનવાળી માના નામ અમર થયાં.

---

## સુલતાના રીઝીઆ બેગમ.

દીલ્હીનો રાજા રખનુદીન પોતાના ઓહદાને લાએક નહી હોવાથી તેને ઈ૦ સ૦ ૧૨૩૬ માં બરતરફ કરી તેની બેહન રીઝીઆ બેગમને પાદશાહત આપવામાં આવી. એવું જણાવવામાં આવીઉછ કે રાજનુ કામ કરવાને એ બેગમ સંધી પરકારે લાએક હતી. કોરાન વાંચી જાણવા શીવાએ વીદીઆનુ બીજું કસુ જોર ધરાવતી નોહતી. પણ રાજકારોબાર ચલાવવાના હુનરથી એવી વાકેફગાર હતી કે તેનો બાપ સમસુદીન અલતમશ લડાઈના કામપર જતો હતો તારે દીકરાઓને પડતા મેલી રીઝીઆને હકુમત સોંપી જતો હતો. એ શાહજાદી તે હકુમત એવી સારી રીતે ચલાવતી હતી કે તેથી નારાજી થવાને કોઈને કારણ મલતુત નહી. એના ભાઈ રખનુદીનને તખતપર થી ઉડાડી મેલનારાઓ બે ટોલીમાં વેહચાએલા હતા. એક ટોલીનો વડો એ સુલતાનાના બાપ તથા ભાઈના વખતનો વજીર હતો. રીઝીઆને તખત મલીઆથી એ ટોલીવાળાઓ નારાજી થયા. તકરારથી તેઓનું કસું વલીઉં નહી તારે જોર અજમાવવાને તેઓ બાહેર પડીઆ તેઓએ લસકર સમેત દીલ્હી તરફ કુચ કીધી. ત્યાંહાં મેં હતેથી તે શેહર ઉપર ઘેરો નાખીઓ. રીઝીઆની ત

આવેલાં લસકરને શીકસત દીધી. રીજીઆએ જોયુંકે જો
ર ચાલી શકીઉં નહી, તારે તેણે તદબીર કામે લગાડી. એ
બેગમે પોતાના ફીતુરી દુશમનોને એવી અવસ્થામાં આ
ણીઆ કે તેઓ પોત પોતામાંજ લડી જુદા પડીઆ. પ
છી સુલતાના તેઓપર સેહલથી ફાવી. કેટલાકને સજા ક
રી નબલા કીધા. બીજાઓને માફી બખશી પોતાની ત
રફ કરી લીધા. એ પરમાંણે બખેડાનો અંત આણી પો
તાનો અમલ ચાલુ કીધો. તે અમલને ટેકો આપવાને
હીમત તથા દાનાઈથી ઘટતા ઈલાજ કીધા. એ બાઈ સુ
લતાનનો પોશાક પેહરી હર રોજ ઠરાવેલે વખતે તખત
પર આવી બેસતી. જે કોઈ આદમી કામસર હાજર થ
તું તેની વાતપર ધ્યાન આપતી. આગળા હાકમોના વ
ખતમાં ચાલેલી બેદાદી એણે ટાલી શુધારો આમેજ કરવાને
કોશેશ કીધી. કાએદામાં સારા ફેરફાર કરાવીઆ. અગત
ના મુકદમાં એ પોતાની જાતે મુકવતી. ઈનસાફનુ સંધુ કા
મકાજ અદલપણે થવાને ખબરદારી રાખતી. રઈઅતની
આબાદીમાં વધારો કરવાને બંદોબસત કરતી. એ બેગમ
ની એટલી બધી ભલાઈ છતાં કપટી દુશમનોથી એને આ
કેબત હાની પોંહતી. પોતાના ઘોડસવારના લસકરના સ
રદારની વફાદારી તથા લાએકી માટે એ સુલતાના તેનાપ
ર ઘણી મેહરબાંની રાખતી હતી. તેણે તે અમલદારને
ઓહદે વધારીઓ અને અંતે અમીરઉલ ઓમરાનો દર
જ્જો બખશીઓ. બેગમ જારે ઘોડાપર સવાર થતી તારે
એ વફાદાર ઉમરાવ તેને ટેકો આપતો હતો. એ ઘણી
જે હબશી વંશનો હતો તેને એવી સારી હાલતે પોંહચે
લો જોઈ સુલતાનાના આગળા દુશમનોનેજ નહી પણ બી

ડાઈ થઈ. આઠાં ભાઐગે બીજી લડાઈમાં રીજીઆ તથા તેનો ભરથાર કેદ પકડાયાં. તે બંધે જણાને તેઓના શ તરૂઓએ જલદીથી કતલ કીધાં. રીજીઆ બેગમે આસરે સાડા તરણ વરસ રાજ કીધું.

## રૂપનગરની રાજકનેઆ.

અઉરંગઝેબ પાદશાહ ઘણી શકતી અને ઘણી બદી માટે પરખીઆત થયેલો છે. એ પાદશાહે શ્રી રૂપનગરની રાજ કનેઆ સાથે પરણવાની ખાઐશ કીધી. તેણે એ રજપુતણીનુ માગું મોકલીઉં. એ અબલા જેવી રૂપાળી તેવીજ ડાહી તથા હીમતવાંન હતી. જે ટોલામા અવતરી તથા ઉધરી હતી તેમાંજ જીંદગી ગુજારવાને આબરૂ ભરેલુ તથા ઘટારત છે, એમ તે વીચારતી હતી. પોતાને પસંદ પ ડતો પરમાણીક વર લેવાથીજ સુખી થવાનુ છે એમ તે સ મજતી હતી. અઉરંગજેબ પરાઈ જાતનો પુરૂષ હતો એ ટલુંજ નહી પણ તેનામા તહરેવાર એબ હતી. માટે એ મોહટાં મનવાળી રાજકનેઆને તે બીલકુલ નાપસંદ હ તો. હવે અઉરંગજેબે એ રજપુતણીનુ માગું મોકલીઉં તારેતો એવીજ ખાતરી રાખી હતી કે તેના માંગવા વી શે કસો વાંધો નીકળશે નહી. માટે એ કનેઆને તેડી લાવવાને બે હજાર માણસનુ લસકર રવાને કીધું હતું. પ ણ પેલી છાતીવાળી અબલાએ પોતાનાં કામથી બતાવી આપીઉં કે તે પાદશાહ પોતાના મન સાથે કેટલો નકામો મલકાતો હતો. એ બાઈએ વીચાર કીધો કે અઉરંગજે

બે કરેલાં માગાંનો ઇનકાર કરવાની એના બાપમાં શક્તી નોહતી. માટે એ અબલાએ પોતાના રોલાના બીજા શુરા મરદની મદદ માંગી. ઉદેપોરનો નામીચો રાના રાજસીંહ પોતાની બાહદુરી તથા લાએકી માટે વખણાએલો હતો. તેના જોગનો એક પતર એ રજપુતણીએ તઈઆર કીધો. તેમાં બીજી બીના સાથે લખીઉં કે "રતનહંસ સું અરગલાની માદા થાય? નીરમલ એોલાદની રજપુતણી સું વાંદર રૂપી બેગાનાની બાએડી થાય?" અને જણાવીઉં કે એમ જો થાયતો તે ઠીક નહી. વાસતે એ બાઈએ અરજ કીધી કે એ માહારાજાએ આવી એ બાનુનો બંચાવ કરવો અને તેણે પોતે એને પરણવી. એ બાઈની એ અરજપર માહારાના ધેઆન આપે નહીતો અઉરંગજેબને હાથ પડવા કરતાં પોતાના જાનનો અંત આણવાનો ઠરાવ તેણે રાજશીહને જણાવીઓ. એ હીમતવાન સ્ત્રીની એવી તદબીરનુ પરીણામ મન માંનતુ ઉતરીઉં. રાજસીંહ કેટલાક સબબોને લીધે અઉરંગજેબપર નાખુશ થએલોજ હતો. તેણે એ રજપુતણીનો પેગામ કબુલ કીધો. કેટલાક ચુંનદા સવારો સાથે તે રૂપનગરપર ઉતરી પડીઓ. અઉરંગજેબનાં લસકરને કતલ કરી પોતાની હાથ ધરતી બાએડીને ઝડફથી પોતાની રાજધાનીમાં લઈ ગીઓ. સંઘા રજપુતોએ એ ધણી ધણીઆંણીના કામની વખાણ કીધી. માહારાનાના સંઘા સરદારોએ ખુશીથી કમર બાંધી કે એવી મરદાનગીથી જે રૂડી રાણીને આણી હતી તેનો અંત સુધી બંચાવ કરવો.



# મીરાબાઈ.

મીવારનો રાજા કુંભો શ્રી મારવારના મેરતાવાળા રાથોરની દીકરી મીરાબાઈ સાથે પરણીઓ હતો. એ બાઈ આ દેશના ઘણા નામીચાં કુલના રાજાની બાએડી છતાં તેટલીજ કીરતીથી ધરાઈ નહી. આ દુનીઆમાં મોહટો દરજ્જો મેલવી મોજ મઝા કરવા શીવાએ બીજાંબી કામો પર ચીત લગાડવાની જરૂર છે એમ તે વીચારતી હતી. એ સ્રીનો મુખીઅ લોભ ભકતીવાંન થવાનો હતો. પોતાના ધરમના ફરમાન મુજબ ઈસ્વરને ભજવો અને તે જગત કરતાની કીરતી ગાવી એ બાઈને સદા પસંદ હતું. શરીરની ઘણી ખુબસુરત તથા મનની ભગતીમાન હોવાથીએ બાનુએ પોતાના જમાનાની "સરવેથી રૂપાળી તથા પહરેજગાર રાણી" નો માન ભરેલો એતાબ મેલવીઓ. એ બાઈ પહડેલી હતી. તેણે ઘણાંક કવેતા જોડીઆં. ઈસવરની તારીફમાં બનાવેલાં તેના કેટલાંક પદ તથા દોહરા હજુર સલામત છે. તેઓની ઘણી તારીફ થાએછે, તેનો ભરથાર બાહદુરી સાથે નેક કામો કરવા માટે વખણાએલો છે. કેટલાક લોકના ધારયા પરમાંણે એ બાએડીના સદગુણોની અસર તેના ભરથારપર થઈ હશે. મીરાબાઈ ફુરસતને વખત જગત કરતાપર ધેઆંન આપતી. પોતાની ફરજ સું તે સમજવાને કોશેશ કરવામાં કસુર રાખતી નોહતી. તેના જોડેલાં રસીલાં ગીતોથી વાકેફકાર લોકોને સમજાએછે કે એ બાઈની એ કારણસરની કોશેશથી તેના મનને ઘણો લાભ થયો હશે. ખરેખર! જો કોઈ આદમીથી બની શકે તેણે ભકતીમાન રહી સુરપકીના

સાહેબની કુદરત પીછાણવા તથા આ દુનીઆંમાં પોતાની અવસથા કેવી છે અને તે આખરે કેવી થશે તે વીશે અંદેશો કરી, જે નેક મારગ સુજે તે પરમાંણે ચાલવા, તથા તેમ ચાલતાં હરદમ પોતાની પેદા કરનારનુ નામ હેતથી હીરમાં ધરી, તેની સતુતી કરવામાં વખત કાહડવા કરતાં, આ સંસારમાં બીજુ કાંઇબી વધારે સુખ દાએક દીસતું નથી. રૂડી મીરાબાઇએ એવાં કીમતી સુખનો મારગ પકડીઓ તે ઘટતુંજ કીધું. તેના કામ અને રીતથી તેને પોતાનેતો લાભજ થયો. તે સાથે તેની નકલ કરવાને બીજાંઓને ભલામણ કરવાને ઘટતું ધારવામાં આવીઉછે. એ સદગુણી બાઇનુ નામ સદા માનથી લેવાએછે. જેના ધન ભાએગ હશે તેજ એના સરખાં કામોપર ચીત લગાડશે.

---

## જસમા.

ઇ૦ સનેની અગીઆરમી સદીની આખેરીમાં સોલંખી વઙંપનો રાજા સીધરાજ શ્રી અનહીલપુર મધે રાજ કરતો હતો. એક વેળા શ્રી માલવાનો કોઇ રેહવાસી એ રાજા પાસે આવીઓ. તેણે તલાવ કુવા વીગરે ખણનારા માલવાના ઓડ લોકની નાતની જસમા નામની એક સ્રીની ખુબસુરતીની ઘણી વખાણ કીધી. એ ધણીની વાત સાંભળી રાજાએ તે નાજની ઓડણને હાથ કરવાને મન કીધું. એ મતલબ બર લાવવાને તેણે પોતાના માણશોની મારફતે ઘણી તદબીર કીધી. પણ તે સરવે વેરથ ગઇ. જે કામ બીજાં આદમીઓની મારફતે નહી બની

ઉં તે પોતે કરવાને સીધરાજે ઠરાવ કીધો. એ કારણસ ર એ રાજા શ્રી પટન મધે એક તલાવ ખણાવા નીકળી ઓ. તેણે પોતાના ભાણેજ દુધમલને ફરમાવીઉં કે એ કામ સારૂ શ્રી માલવેથી ઓડ તથા ઓડણોને બોલાવી લાવવાં. એ હુકમ સાથે જસમા સંબંધી પોતાની છુપી મ તલબ વીશે સીધરાજે તાકીદ કીધી. દુધમલ એ કામ સા રૂ રવાને થયો. માલવા પોહુતેથી જસમા રેહતી હતી તે ગામમાં તે ગીઓ. જસમાને મકાને જઈ જણાવીઉં કે "સોલંખી રાજા સીધરાજ શ્રી પટન મધે એક મોહટો તલા વ ખણાવેછે તેને ઓડ તથા ઓડણોનો ખપ પડીઓછે." એ વાત સાંભળી જસમાએ પોતાની જાતનાં કેટલાંક માં ણશો એકઠાં કીધાં. તે માણશો તથા જસમાં અને તેનો ભરથાર દુધમલની સાથે પટન આવીઆં. તેઓની ખબ ર સાંભળી સીધરાજ ખુશી થવા લાગો. તેણે હુકમ કીધો કે બીજાં ઓડ લોકને ગામ બાહેર મકાન આપવું અને જ સમાને મેહલમાં તેડી લાવવી. તે મુજબ રાજાના મંદીર માં જવાને જસમાને ભલામન થઈ. પણ એ પતીવરતા સ્ત્રીએ તેમ કરવાને નાપાડીઉં. તે બોલી કે "મેહલમાં સુ વું રાણીઓનેજ છાજેછે. બાકી મારા સરખી મજુરેતો ભોએપર સુવું ઠીક છે." આગળ તલાવ ખણવાનુ કામ ચા લીઉં. તે કામપર પોતે ખબરદારી રાખવાને બાહાને રા જા તાંહાં આવવા લાગો. જસમાને તેણે નજરે જોઈ. તે નુ સરસ કદ, મુખરો અને નખરાં જોઈ રાજા ઘણો લો ભાયો. તેને પોતાને હાથ કરવાને આગળ કરતાં વધારે ખા એશમંદ થયો. તેની પાસે જઈ તાલ જોઈ મકરથી તે બો લીઓ કે "જસમાં તું બહુ નાજુક છે માટે આવો ભારી

ઓનેજ ઉપાડીશમાં, કેમકે તેથી તુને દુખ થશે." જસમા એ સુલાઆથી જવાબ દીધો કે ચીંતા નહી. પછી વળી એ રાજાએ એ દેઆનતદાર સ્ત્રીને સારૂ બીજો ફાંદો નાખીઓ. એણે તેને કહયું કે "બીજી ઓડણો કામ કરે છે એટલે બસ, તું એ કામ રહવા દઈ તારા દીકરાની ખબરદારી રાખ." જસમાએ ધીરજથી જવાબ દીધો કે "મેં આમલીનાં ઝાડની ડાલીએ ઝોલલી બાંધી તેમાં તે છોકરાને સુવાડેઓછે. તેને આવતાં જતાં હું હીચકા દેઉંછું એટલે બસછે."

ઉપર જણાવીઆ પરમાંણેની તથા બીજી તહરેવાર તદબીરથી જસમાને ફાંદામાં લેવાને સીધરાજે કોશેશ કીધી. તેની મતલબ સમજી જઈ જસમાં કોઈબી વાતે તેના ફાંદામાં ફસી નહી. અંતે તલાવનુ કામ પુરૂં થયું તારે સીધરાજે બીજાં સંધાં ઓડ લોકની મજુરી ચુકવી આપાવી તેઓને પોતાને ગામ જવાને ફરમાવીઉં. પણ જસમાની મજુરી પગાર કીધી નહી. રાજાએ તેને કેહવા ડીઉંજે તેના પઈસા ચુકવતાં વીલમ લાગશે તેટલાં તેણે પટનમાં થોભવું. જસમાં એ ઢીલનુ કારણ સમજી ગઈ. તે હરેક બીજી વસતુ કરતાં ઈજત વધારે પેઆરી ગણતી હતી. તેણે ઈજતને ધાસ્તીમાં નાખવા કરતાં હલાલ મેહનતના પઈસાપર પાંણી ફેરવવાને વધારે મન કીધું. મજુરી લીધા વગરજ પોતાનાં નાતીળાંઓ સાથે તે પાછી પોતાને ગામ જવા લાગી. સીધરાજને એ વીશે ખબર થઈ તારે તેની સંધી ધીરજ જતી રહી. તે ... લોતો ગુમરાહ થઈ ગીઓ કે કસુંબી પાપ ... ઓ નહી. તદબીર અને ફોસલાવવાથી ...

બ હાંસેલ થઈ નહી તે જોર જુલમથી કરવાને તેણે ઠરાવ કીધો. કેટલાંક હથીઆરબંધ માણશો સમેત તે પેલાં ઓડ લોકને ઠુંબાવે ગીઓ. મોટેરા નામની જગો આગળ તેઓ તેને મલીઆં. તેના માણશોએ બીચારાં કેટલાંક ઓડ લોકને કતલ કીધાં. જસમાએ એ સંધું જોઈ લીધું. રાજાની ભુંડી નીઅટાથી-પોતાની પાક દામનને જાંળવવાને બીજો કસો ઈલાજ રહયો નહી. લાચારે પોતાના પેટમાં છરી મારી પતીવરતાપણાનો બંચાવ કીધો. એ પરમાંણે એ રૂડી સ્રીએ પોતાની આબરૂનો નીભાવ કીધો. જે બાઈ ઈજતને પેઆરી કરે, તે ઉદીઓગને મોહટી દોલત, ગરીબ ઝુપડીને મોહટાં મંદીર બરોબર, સુકા રોટલાને હજાર નેઆમત સરખો, ભોએપર બી[illegible]ી ચટાઈને કીમતી પલંગપર બીછાવેલાં નરમ ગરમ [illegible] ખી જાણેછે એમ નામદાર જસમાના હેવાલ -

જગોએ આવી તેમાંથી ભાગ્યેગી કીનારે ઉતરી તેટલાં તે
ની પછવાડે લાગેલું લસકર પણ આવી પોહતું. એ વખ
તે એ લડાએક સ્ત્રી પાસે થોડીજ ફોજ બાકી રહેલી હતી.
તે ફોજને દુશમને જલદીથી હરાવી એ કીલ્લો પણ રાણીના
હાથમાંથી લીધો. ઉપર જણાવીઉં છે તેમ દોસત મહમ
દખાન જેટલી તેના મુલુકપર તેટલીજ તેના હોસનપર
નજર રાખતો હતો. તેણે કીલ્લામાં દાખલ થયા પછી રા
ણીને કેહવાડીઉં કે જો તે બાઈની મરજી હોએતો હજુ
રખી તે રાણી રહી શકે. તે એમકે તેણે એ ફતેહમંદ દો
સત સાથે લગન કરવાં અને પોતાના મુલુકપર તેમજ એ
મરદના દીલપર હકુમત કરવી. એ દરખાસ એ રાણીને
નાપસંદ થઈ. પણ તે વીશે જાહેરમાં નાપાડેતો જાસતી
ગુજરવામાં કસો શક હતો નહી. કારણકે તે મરદ જવા
બને વાસતે નીચેના ઓરડામાંજ બેઠો હતો. માટે એ
રાણીએ તેની માગણી કબુલ રાખવા વીશે તેને જણાવી
ઉં અને તેની મરદાનગી વીશે કેટલાક તારીફ ભરેલા સ
ખુનો કેહવાડીઆ. લગન કરવા સંબંધી તેણે બે કલાક
ની મેહતલ માંગી કે પોતાને લાએકની તઈઆરી કરવા
ને બની આવે.

એ પરમાણે ઉપલા વખતમાં બંધે તરફ વાળાંઓએ
પોત પોતાથી બનતી તઇઆરી કીધી, રંગુના નગારાંની જ
ગોએ શાદીની ખુશાલીના સરોદ નીકળવા લાગા. અંતે
દોસત મહમદને ઉપર તેડવાનો પેગામ આવીઓ. રા
ણીની તરફથી મલેલો લગનનો વાગો તથા કીમતી જવેહે
રની માલા તથા એક કલગીર એ વખતે એ ખાનનાં આં
ગપર હતી. તે તુરત ઉપર ગીઓ. જોય સું કે તેણે જે

તારીફ સાંભળી હતી તે કરતાંબી રાણીનો હોસન તથા નખરાં સુરસ હતાં. પેલીએ તેને બેસવાને કહયું. તે મહાન થતો અને રાણીની ખુબસુરતી જોતો વાતમાં પડી ઓ એટલે ઘણો વખત નહીં જણાએ તેમ નીકળી ગીઓ. અંતે તેનો ચેહરો જરદ થવા લાગો. આંગમાં બારે અગન ઉડવાની તેણે ફરીઆદ કરવા માંડી. પંખા તથા પાણી તુરત હાજર કીધાં. પણ તેથી કાંઈ વલીઉં નહીં. કંટાલીને લગતનો વાગો તેણે કાહડવા માંડીઓ. એ સમે રાણીએ તેને કહયું કે "ખાન તું સાભળ કે તારાં મોતનો વખત નજીખ આવીઓછે. આપણી શાદી અને મરણ એકજ વખતે થવાનાં. જે કપડાં તારાં આંગમાં પેહરેલાંછે તેને જેહેર પાએલુંછે, કારણકે મને ખરાબ કરવાની સખતીથી બનચવાને બીજો કસોબી મારગ તેં મારે હાથ રેહવા દીધોતો નહી." એ હેવાલ સાંભળી આસપાસનાં સંધાં લોક દેહેશતમંદ થયાં. તેવામાં અગાસીને લગતા કંગારાપરથી રાણીએ નીચે નદીમાં નખાવી દીધું. દોસત મહમદને ભોપાલ તરફ લઈ જવા લાગા. પણ તે તફડી તફડીને રસતામાંજ મરણ પાંમીઓ.

---

**પન્ના.**

મીવારનો રાના વીકરમાજીત પરજાને પસંદ પડનો હાકમ નહી હોવાથી તેના સરદારોએ સપ કરી તેનો અમલ છીનવી લીધો. એ સરદારોએ તેના સાવકા ભાઈ બનબીરને રાજકારભાર સોંપવાને આસરે ઈ૦ સ૦ ૧૫૫૦

માં ગોઠવણ કીધી. બનબીરના હાથમાં એકવાર સતા આવી એટલે તે પાછી મેલવા ગમીઉં નહી. તેણે વીકરમા જીત તથા તેના નાધલા બાલક ઉદેસીંહને મારવાને ઠરા વ કીધો. એક દીને રાતના ઉદેસીંહ જમીને સુતો એટ લાં રાઉલામાંથી ભારી દુખ્ખ ભરેલી ચીચારી નીકળતી તે ની પન્ના નામની દાઈએ સાંભળી. એ બાલક જમી રે હયાં પછી વધેલું ખાનુ પાણું લઈ જવાને એક બારી (હ જામ) તે ઓરડામાં તુરત આવીઓ. તેને પુછતાં એ દા ઈને ખબર થઈ જે રાના વીકરમાજીતને કતલ કીધો તે સબબથી એ ચીચારી નીકળી હતી. સેઆણી પન્નાએ તુરત સમજી લીધું કે જે લોભી આદમીએ રાનાને માર યો તે તેના કુવર ઉદેસીંહને જીવતો રેહવા દેશે નહી. મા ટે નાધલા કુવરને જલદીથી મેવાના કંડીઆમાં સુવાડી ઓ. તેપર કેટલાંક પાતરાં વીગરે નાખી પેલા બારીને ફરમાવીઉં કે તે કંડીઓ લઈ તુરત કીલ્લાની બાહેર જવું. પછી એ નીમખ હલાલ દાઈએ પોતાના પેટના બાલકને તે રાજકુવરની જગોએ મેલીઓ. એ સંધી ગોઠવણ વી શે વીચાર તથા અમલ કરવાનુ કામ એક પલકારામાં કર વું પડીઉં. તે ભાગ્યેજ પુરૂં થઈ રહયું તેટલાં ખુની બન બીર તે ઓરડામાં આવી રાજકુવરને વીશે પુછવા લાગો. તે વખતના મામલા પરમાંણે અલબતાં એ ઓરતથી અ વાજ કાહડી શકાયો નહી. તોપણ હીમત રાખીને તે ણે પેલાં પારણા તરફ આંગલી બતાવી. તે બીચારી જોએ સુંકે પોતાના વાહલાં બચાનાં પેટમાં ખુની હથીઆર પેવ સ થયું. એના ભેદ વીશે કોઈને ખબર હતી નહી. રા જકુવર ઉદેસીંહ ખરેખર મારીઓ ગીઓ હોએ તેમ સર્વે

લાનાં સંધાં આદમીઓએ માહાતમ કીધી. મરનારની લા સને અગનીદા કીધા પછી, પન્નાનુ દીલ જોકે અતીશે દીલગીર હતું તોબી પોતાના શાહજાદાના બંચાવનુ કામ પુરૂં કરવા સંબંધી તેણે ઢીલ કીધી નહી. પેલા બારી તે બાલકને શ્રી ચીતારથી થોડા ગાઉની વેગળાઈપર બીરીસ નદીને કાંઠે લઈ જઈ એક ઠેકાંણે બોટી રહપો હતો. બો ળ કરતાં પન્નાબી તાંહાં જઈ લાગી. બંને જણા શ્રી દેવ લા તરફ ગીઆં. પન્નાએ તાંહાંના થાકોર સીંહરાવનો આશરો માંગીઓ. તે ધણીએ ધાસતી ખાઈ તે અરજ ના કબુલ રાખી. તારે પન્ના ડુંગરપુર ગઈ. એ જગોના રાજા રાવલ એશકરણે તે બાલકને મારે કાલજી બતા વી. પણ તે બોલીઓ કે તેના શેહરમાં તેને રાખવાથી તેનો તથા રાજાનો પોતાનોબી જાન ભયમાં રેહશે. પછી એ વફાદાર રજપુતણી ઈદરનો લાંબો રસતો લઈ આરાવ લીની વેઆરની આડી અવડી રાહ કાપી એ જગોના રે હવાસી ભીલ લોકોની મદદથી શ્રી કોમલમીર પોંહતી. એ વી લાંબી અને ડીકટ મંજલ કરવામાં તેણે હીમત અને શાહપણ વાપરીઉં હતું. તેની મતલબ શ્રી કોમલમીરના હાકમનો આશરો માંગવાની હતી. એ અમલદાર દી પરા ગનાતનો હતો. તેનુ નામ આશાશાહ કરી હતું. પન્નાએ તેની મુલાકાત કરી સંધો હેવાલ કહી જણાવીઓ. પેલા બાલક રાજકુવરને તેના ખોલામાં મેલી બોલીકે આ શાશાહે પોતાના રાજાની રખેવાલી કરવી. એ વાત સાં ભળી આશાશાહ બીહવા તથા ઘભરાવા લાગો. પણ તે ની મા તે જગોએ હાજર હતી. તે સ્ત્રી પોતાના રાજા ત રફની ફરજ સારી પઠે સમજતી હતી. તે ફરજ અદા ક

રવાની હીમતબી તેનામાં હતી. દીકરાની હીચકારી રીત જોઈ તેણે તેને ખુબ ધમકાવીઓ. તે બોલીકે "વફાદાર આદમી સંકટ તથા બન્નેની દરકાર કણુ કરતાં નથી. એ કુવર સંગાનો દોતરો અને તારો રાજા થાએછે. માટે (એને બંચાવીઆથી) ઈસવર કરશેતો તારૂ કલાણ થશે." આની શીખામણ સાંભળી તે દેપરાએ ઉદેસીંહને પોતાનો ભતરીજો કહી ઘરમાં રાખીઓ. એ પરમાંણે એ રાજકુવરને ઠેકાણે પાડીઆ પછી મેહરબાંન દીલની પન્નાએ મન સાથે ખેઆલ કીધો જે "હવે મારે હીઆં રેહવું ઘટે નહી." સબબકે દેપરા ગનાતના બચાં પામે રજપુતણી દાઈ જોઈલોકોને કોઈ શક ઉપજીઆ વીના રેહ નહી. મારે તે હીમત કરી તાંહાંથી જતી રહી. એ માતા રૂપી દાઈની આપણ જેટલી વખાણ કરીએ તેટલી થોડી છે. દેખઈતુંછે કે પોતાને હવાલેનાં બાલકની સલામતી મારે એ બાઈએ જેવું નુકસાન, દુખ, સંકટ તથા સખતી બેગ રજપણે ખમીઆં તેમ કોઈ કદાચન કોઇ બીજી દાઈએ કીધું હશે. એ ઉતરતી પદવીની પણ મોહટી બુજેરગીને લાએકની ઉદાર અને હીમતવાંન હૈંદવાણીના પરાકરમથી દેશી સ્ત્રીઓને મગરૂર રેહવાને ઘટતો સબબ મલેછે. રૂડી પન્નાની કીરતી તેના નામરાસીઆં બેમુલાં જવેહેરની માફક હમેશા ઝલકતી રેહવાની. તેનુ મીઠુ નામ આદમી જાતને સદા પેઆરૂં લાગવાનુ. ઉંચાં પાણીના પન્નાની માફક સરવે સદગુણી સ્ત્રીઓ એ રજપુતણીનું નામ—પન્ના—છાતીએ ધરી પોતાને શોભા આપવાની.



## મઈનલદેવી.

"તમારે અદલ ઈનસાફ જોવો હોયતો મલાવ જોઈ આવો" એવી કેહવાત શ્રી ગુજરાત તથા કાઠીઆવાડ પરાંતમાં ચાલેલીછે. એ કેહવાત એક સ્રીના સદગુણે નીકળીછે. તે સ્રીનુ નામ આ નાધલા ગરંથમાં નોધવા જોગ લાગેછે.

સોલંખી રાજા કરણે વેરાગ લીધા પછી શ્રી અનહીલપુરમાં થોડોવાર બખેરો ચાલીઆબાદ તે પરાંતની હકુમત એ રાજાની રાણી મઈનલદેવીને સોંપવામાં આવી. એ રાણી રાજકારોબારીને લાએકના રૂડા ગુણો ધરાવતી હતી. પરજાનું ભલુ એના દીલથી વેગળુ નોહતું. લોકોના હક જળવાએ, તેઓને આરામ તથા અદલ ઈનસાફ મલે તે કારણ સારૂ ઈલાજો કરવાપર એ ખંતી હતી. પરજાના ઉપીઓગ સારૂ તેણે કેટલાંક બાંધ કામો બનાવીઆં. તેમાં શ્રી ધોલકા મધેનો મલાવ અથવા મીનલ તલાવળી એણે બંધાવીઓ. એ બંધાવતી વખતે મઈનલદેવીએ પોતાના અદલ ઈનસાફનો એક ઘણો તારીફ લાએક દાખલો બતાવીઓ જેથી આ વાતને મથાલે જણાવેલી કેહવાત નીકળી. એ તલાવની પુરવ દશાએ એક કસબણનું ઘર હતું. તે ઘરની જગો તલાવના કામમાં લીધી હોએતો તલાવનો દેખાવ સરખો અને સોભીતો થાએ એવું લાગું. માટે ઘણી મોહટી કીમત આપીનેબી તે જગો વેચાતી લેવાને એ રાણીએ મરજી બતાવી. પણ તે કસબણે તે વેચવાને ના પાડીઉં. એ સ્રીએ જણાવીઉં કે તલાવ બંધાવીપાથી રાણીની ઈઆદગારી જેમ રહી જશે તે

મજ તે વીશેના કામમાં હરકત નાખવાથી એ સ્ત્રીની ઇચ્છા દગારી રેહવાની ! ખરેખર એ પરમાંણે ભલાંની ભલાઇ તથા બુડાંની બુડાઇની વાતની ઈચ્છાદગારી આ જમાના સુધી રહી ગઈછે. તે કસબણે જગો આપી નહી. તેથી તલાવ બેડોલ થયો. રાણી પોતે સતાવાળી હતી. તે જે ચાહતે તે કરી શકતે. તે ઇચ્છતે તો એકદમ બરજોરીથી પેલી કસબણનુ ઘર પોતાને સવાધીન લઈ શકતે. તેમ ક રવા સંબંધી કોઈ રાંણીનો વાંક કાહડતે નહી. કેમકે ક સબણ ખાલી હુજતની મારેલી મોહટી કીમત લઈનેબી તે જગો આપવાને ના પાડતી હતી. જે સારાં કામને વાસતે તે જગો જોઈતી હતી તેનો વીચાર કરતાંતો લોકો ઓર રાણીની તરફેન કરતે અને લાચારીએ બરજોરી ક રવા વીશે કદાચ તેની વખાણ કરતે. પણ રાણીએ જુદો જ મારગ પકડીઓ. કસબણે તેનુ અપમાન કીધું તે વી શે કસું મનમાં આણીઉં નહી. લોકોની વખાણપર દીલ કીધું નહી. પોતાની મરજીમાં હરકત થઈ તેની દરગુજર કીધી. તેણે આટલીજ વાતનો વીચાર કીધો કે, તે જગો ની માલેક ગમે એવાં ઘટતાં અથવા અનઘટતાં કારણ સારૂ તે જગો આપવાને ના પાડે; પણ જાંહાંસુધી તે ઓ રત તે જગોની માલેક તાંહાંસુધી કોઈએ તેનીપર બરજો રી કરવી ઘટે નહી. ગમે એવાં સારાં કામ સારૂં તે જ ગો જોઈએ પણ માલેકને નારાજી કરીને તે લીધાથી બે ઈ નસાફી થાએ. એવો વીચાર કરી એ દાનાવ રાણીએ તે જગો પડતી મેલી તલાવનું કામ ચલાવીઉં. એમ કીધા થી તે તલાવ કાંઇક બેડોલ થયો ખરો. પણ મઈનલ દે વીએ વાજબીપણે ચાલયાથી પોતાનાં નામને ઘણી શોભા

આપી. એ રાણીએ બીજાં સારાં કામો નહી કીધાં હોતે તોપણ એટલું એક અદલ ઈનસાફનુ કામ એની ઈઆદ ગારી કાએમ રાખવાને બસ છે.

---

## મોતીબીબી.

શ્રી ભોપાલના ખુની અને દંગાખોર દીવાન મુરીદ મહમદખાને કાવતરાંથી તાહાંના નવાબ હઈઆત મહમદ તથા તેના દીકરાને પોતાના તાબેદાર સરખા કરી નાખીઆ હતા. એ દીવાને પોતાનો દસત કાએમ કરવા સારૂ વજીર મહમદ નામના બાહદુર અને લોકોના માનીતા સરદારને કતલ કરવાને કાવતરૂં કીધું. એ સરદાર નવાબના પીતરાઈ ભાઈનો દીકરો થતો હતો. એનુ ખુન કરેવા વીશેનુ કાવતરૂ જાહેર પડી ગીઉં. એ ખુન કરવાનુ કામ ચીનપોરબારીના કીલ્લેદારે માથે લીધું હતું. તેને સજા કરી વજીર મહમદ ભોપાલ તરફ આવવાની તઈઆરી કરવા લાગો. દીવાન મુરીદ મહમદે જોયું કે વજીર મહમદને છેડીઆથી તેની કમબખતી નજીક આવી ગઈ. એ સબબથી તે ઘણો બીધો. એવે સમે નવાબની હકુમત પાએમાલ કરી નાખીનેબી પોતાનો બંચાવ કરવાને એ દીવાને આચકો ખાધો નહી. તેણે મરાઠાઓને પોતાની મદદે બોલાવીઆ. સીંધીઆનો એક સરદાર નામે બાલારામ આંગલીઆ કેટલાંક લસકર સાથે તે તરફ ગીઓ. દીવાને ભોપાલ તથા ફતેહગરના કીલ્લા એ મરાઠાઓને સવાધીન કીધા. પછી મરાઠાઓએ ઈસલામગરનો કીલ્લો

માંગીઓ. તેપણ આપવાને એ દીવાને કબુલ કીધું. મ
રાઠી લસકર તેની જપતી કરવાને ચાલીઉં. એ પરમાંણે
ભોપાલનો સંગો મુલુક એક લુચ્છા દીવાનની ઘાતકી અ
ને હીચકારી ચાલને લીધે બેગાનાઓને હાથ થઈ પડતે.
તેવા માઠા બનાવનો અટકાવ એક ઓરતથી થયો. વજી
ર મહમદની એક સગી નામે મોતીબીબી ઈસલામગરમાં
હતી. તેણે મરાઠાઓને લગતી સંધી બીના જાણી લીધી.
એ ઓરતે તે વખતે એવું કામ કીધું કે તેવું તે જગાના
કોઈ મરદથી થઈ શકીઉં નહી. બેગાનાઓને આવતા જો
ઈ તે પોકાર મારીને બોલીકે "મુરીદ મહમદખાન કોણ
થાએછે કે તે ધણી એ પરમાંણે ભોપાલને લગતા કીલ્લા
ઓ પારકા લોકને આપી દેછે? મગર હું જે જગામાં રે
હુંછું તે કોઈને હાથ જવા દઈશ નહી." એટલું બોલી તે
ણે દરવાજા બંધ કરાવીઆ. કીલ્લાપરની તોપો દુશમનો
ની સામને ગોઠવાવી તેઓપર મારો ચલાવીઓ. એ ઓ
રતે પોતાની વાત તથા કામથી કીલ્લામાંનાં લસકરને એ
વી હીમત આપી કે તેઓએ ખુબ ઉસકેરાઈને સારી પઠે
લડાઈ કીધી. મરાઠાઓને મારખાઈ તે જગાએથી પાછુ
ફરવાને ફરજ થઈ. એ પરમાંણે મોતીબીબીની મરદાંન
ગીથી ઈસલામગરનો બંચાવ થયો. એ અગતનો કીલ્લો
પોતાને હાથ રેહયાથી વજીર મહમદને ભોપાલનુ રાજ જા
ળવવાના કામમાં ઘણું સવલ પડીઉં.



# પુતાની મા.

રજવાડામાં જેમલ તથા પુતાના નામો ઘેરે ઘેર જાણીતાં છે. અકબરશાહ પાદશાહે શ્રી ચીતોરને ખરાબ કીધું તે વખત એ જગાના બંચાવ માટે જે બાહદુરી ભરેલાં કામો એ ધણીઓએ કીધા તેથી તેઓએ અમર વાખવાખી મેલવી. જાંહાંસુધી રજપુતોની નામદારી દુનીઆમાં ગવાશે તાંહાંસુધી એ કીરતીવાન પેહલવાનોનાં નામો ઇઆદ રેહવાનાં. પોતાના રાજા તથા દેશના હીત માટે એ લોકોએ જેટલી હીમત, દલેરી અને જીગર બતાવી તથા નુકસાન ખમીઆં તે કરતાં જેઆદે કોઇ સ્વદેશ હીતકારીએ કીધું હશે નહી. એઓના પરાકરમોની, એ નામદારોના દેશીઓએજ નહી પણ, અકબરશાહ સરખા હરીફે પોતાની કલમથી ઘણી સતુતી કીધેલીછે. તે ઉપરાંત તેઓની ઇઆદગારી સારૂ એ પાદશાહે દીલ્લીના કીલ્લાને દરવાજે આમન સામન બે હાથીઓપર એ બંધેને સ્વારી કરાવેલાં પુતલાં ગોઠવાવીઆં હતાં. એવા નામદાર પુરૂષોને વીશે લખતાં આ વાત ભુલી શકાતી નથી કે એઓના કામ ઘણે દરજજે સીના સદગુણોથી નીપજીઆં હતાં.

પુતાનો બાપ મરણ પાંમીઓ તારે એ સોલ વરસની ઉમેનો હતો. એની રખેવાળી તથા બરદાસ કરવાનુ કામ એની લાએકીવાળી માને સર ઉતરીઉં. એ ઓરતે દીકરાને તેના બાહદુર બાપના સરખો પરમાંણીક અને રજપુત લોકની હોરમત વધારે તેવો કરવાને કાંઇ બાકી રાખીઉં નહી. તે ઉમરે પોંહતો તારે કીરતી મેલવવાનાં કા

મો કરવાને તેની આગ્યે સદા ઉસકેરીઓ. હવે અકબર ની દબાણથી ચીતોરની હાલત ઘણી નબલી થઈ. તે દુશ મનોને હાથ જવાની ધાસતી ઘણી વધી. તે સમે એ દે શ હીતકારી બાઈએ પોતાના દીકરાને મજબુત બલામ ણ કીધી કે તેણે કમર બાંધી દુશમનોને તારાજ કરવાને અથવાતો ચીતોરની ખાતર પોતે જીવ આપવાને ઠરાવ કરવો. એ સ્ત્રી એ પરમાંણે બલામણ કરીનેજ સુગી બે ઠી નહી. તેણે અંદેશો કીધો કે રખેને તેની વહુની એ દીકરાપર કાંઈ જુદીજ અસર થાએ કે જેથી પોતાના ગુન રગોના નામને કસી ઝાંખ લાગે. માટે તે વહુના હાથ મા એક ભાલો આપીઓ. પોતેબી તેવું લડાઈનુ હથીઆ ર ઉઠાવીઉં. તેને જોઈ બીજી રજપુતણીઓબી તેમ કરવા ને ઉસકેરાઈ. તે રાંઘીઓએ પોતાના દેશના સંભાળ મા ટે કમર બાંધી. ઘણીક નાજનીઓના ગુલાબી રૂખશારા પર સવદેશના પેઆરનો જોસ્સો ઝબકવા લાગો. તે પે આરે કરી તેઓના નાજુક શરીર જોરાવર બની ગીઆં. તેઓ કોટ બાહેર નીકળી દુશમનો સાથે લડાઈ કરવા લા ગી. એ પરમાંણે પોતાના દેશનો બંચાવ કરતાં પુતાની મા તથા બાઅેડી અને તેઓની સંગતીઓ મરણ પાંમી. રજપુતોએ પોતાની મા બેહન અને બાએડીઓને સવદે શના હીત માટે એવાં કામો કરતાં જોઈ તારે તેઓ પોતા ના જીવ વીશે એકદમ લાતંબા થયા. પોતાની મોહટી અને દરરોજ વધતી ફોજ તથા તે ફોજ કાએમ રાખવા માટે ખરચ કરવાની શકતી ઘણી હોવાથી અકબરે ચી તોરતો લીધું. પણ તેની ખાતર જમા થઈ કે જેઓની મા તથા બાએડી પોતાના દીકરા તથા ભરથારોને, સવદેશ

મારેનો પેઆર પોતાના જીવ કરતાં વધારે ગણવા શીખ વે તેઓપર મેલવેલી ફતેહ કેટલીક શીકસત ખાવા કરતાં બદતર છે.

---

## અવીઆર.

મલબારી લોકોમાં અવીઆર નામની એક ફીલસુફ થઈ ગઈછે. એના મા બાપ નેક ખસલતનાં તથા વીદ વાન હતાં. અવીઆર સુધાં તેઓનાં સાત છોકરાં હતાં. તે સાતે જણાં પોતાની બુધ્ધી તથા એલમ માટે નામી આં થયાં હતાં. એઓ કીઆ જમાનામાં થઈ ગીઆં તે વીશે ચોકસ નથી. પણ કેટલીક બીનાઓપરથી ધારવા માં આવેલુંછે કે અવીઆર આસરે ઈ૦ સનની નવમી સદીમાં થઈ ગઈ હશે. એ કાબેલ ઓરત તામીલ ભાષા સારી પઠે બોલી તથા લખી જાણતી હતી. એ ભાષામાં તેણે કવેતા જોડીઆં હતાં. તેણે રસાન શાસતર વીગરે નો અભીઆસબી કીવો હતો. પણ નીતી શાસતરપર તેણે વીષેશ ધેઆન આપીઉં હતું. એ કીમતી એલમમાં તેણે ઘણો સારો વધારો કીવેલો કેહવાએછે. અવીઆર ની કાબેલીઅત તથા દાનાઈ માટે મલબારી લોકો ઘણા મ ગરૂર રેહેછે. કેટલેક ઠેકાંણેતો તેને દેવીના સરખું માન આપવામાં આવેછે. એ બાઈ નીતી શાસતર ભણી ઈસ વરને પીછાણવા તથા તે સાહેબની સેવા કરવાપર અતી ઘણી ખંતી હતી. જે ઉતમ ગનાન હાંસેલ કીધાથી એ બાઈ સદા ખુશી રેહી શકતી હતી, તેનો થોડો ઘણો લા

ભ આદમી જાતને મલે એવી મેહનત લેવાને એ ભલી ગી ચુકી નહી. તેણે પોતાના દેશીઓને વાસતે, તેમાં મુખીઅ કરી છોકરાં તેથા જુવાન આદમીઓને વાસતે, તામીલ ભાષામાં કેટલાંક નાથલાં પુસતકો લખીઆં હતાં. એ પુસતકોની બીના ઉપીઓગી હોવાથી નીશાલોમાં શી ખવવાની ચોપડીઓ તરીકે તેઓ હજુર કામ આવેછે. એ પુસતકો બનાવવા સંબંધી શેઆણી અવીઆરે એવી નેમ રાખેલી ધારવામાં આવેછે કે પોતાના દેશીઓને સં સાર ઉપીઓગી થવા સાથે નીતીની રીતે ચાલનાંરાં કર વાં. એ પુસતકોમાં કેવી શીખામણો લખેલીછે તે વાંચના રાંઓને સમજ પડવા સારૂ તેઓમાના થોડાક વાકીઅ અતરે ટાંકીઆછે. એ વાકીઅઓપર ધેઆન આપી આથી ફાએદોન થશે.

વીદીઆમાં સદા વધારો કરતાં રેહવું.

વીદીઆ સરવેથી વધારે ટકનારી દોલત છે.

વીદીઆની મુખીઅ મતલબ સારાં માઠાંનો ફરક જાણવાની છે.

હીંમત છોડવી નહી.

તમારો ભેદ કોઈને કેહવો નહી.

સંગત માતર નેક આદમીની કરવી.

કોઈનું હેશાન વીસરવું નહી.

તમારાં દુશમન વટીકનેળી ઠગવું નહી.

તમારૂ દીલ નીરમલ હશે નહીતો મીઠી ઉંઘ આવશે નહી.

દેશના કાએદા મુજબ ચાલવું.

સારૂં નામ મેલવવાને કોશેશ કરવી.

તમારાં કુટુંબને શરમાવું પડે એવું કસું કરવું નહી.

ગમે એવા ગરીબ હોયે તોબી સદા સત ધરમથી ચાલવું.

પોતાનાં ઘર કરતાં કોઈ બીજુ મકાન વધારે સારૂં ધારવું નહી.

ઘરમાં સલાહ સંપથી રેહવા સરખું સુખ બીજું કાંઈ નથી.

તમારા પાર પહોસીઓ તથા દેશીઓ સાથે હલી મલીને રેહવું.

ગરીબ અને અદના આદમીઓ સાથેબી મીઠાસથી બોલવું.

તમારી દોલતનો સારો ઉપીઓગ કરવો.

ધરમ કરવાથી કોઈને અટકાવવું નહી.

સુલાઝો સી પંથનુ સરવેથી સરસ હથીઆર છે.

મીઠો સ્વભાવ સ્ત્રીની મોહટી શોભા છે.

જેની બાએડી ભુંડી તેને પોતાના ખોલામાં આગ લાગેલી રેહવા સરખું દુખ છે.

ઈસવરની હસતી ના કબુલ રાખવી નહી.

ઈસવર વીશે અપમાનથી બોલવું નહી.

ઈસવરને સદા વલગી રેહવું.

ઈસવરની ભકતી કરતાં રેહવું.

ઈસવરના કાએદાને માન આપવું.

ઈસવરને ખુશી કેમ કરવો તે વીશે સદા વીચારમાં રેહવું

ઈસવર જેનાપર ગુસ્સે થશે તેનો નીભાવ કોઈ બીજાંથી થઈ શકવાનો નથી.



## રજપુતણી રાહદારી.

આ અતરે લખેલી રસીલી વાત શ્રી કોટાવાળા ના મીયા સરદાર જાલીમસીંહે જાહેર કીધેલી કેહવાયછે.

શ્રી પચપાહરના જંગલમાંથી એક દીને એક રજપુત ણી પોતાના ભરથારને સારૂ ખાવાનુ લઇને ખેતરભણી જ તી હતી. તેવામા એક રીછ તેને મલીઓ. એ જાનવ રે તે સ્ત્રીને જોતાંજ પોતાના આગળા બે પગ ઉંચા કરી મચન થતો તેની તરફ આવવા માંડીઉં. તે પેલી સ્ત્રીપર કે તેની સાથનાં ખાનાપર ચુંગાલ મારવાને ઈરાદો રાખ તો હતો તે વીશે કાંઈ ચોક્સ નથી. પણ તેને આવતો જોઈ પેલી સ્ત્રી મુતલગ ધભરાઈ નહી. ચીત ઠેકાણે રાખી તે જાનવરના હુમલાથી બનતાં સુધી બંચાવ કરવાને તેણે તુરત ઠરાવ કીધો. તે ધીરજથી પાછી હટી એક મોહરાં ઝાડ પાસે ગઈ. રીછ પણ તેને કુંબાએજ રહયો. એ પ રમાણે તે બંને જણાં કેટલોક વાર સુધી તે ઝાડની આસ પાસ ફરીઆ કીધાં. એવી મેહનત તથા ચીંતાથી એ સ્ત્રી ને થાક ચહડવા લાગી. રીછ તેનો કુંબાલો મેલી જાએ એવું લાગું નહી. વધારેવાર ફેરી ખાવાને શકતી રહી ન હી તારે એ ઓરતે વધારે હીમત કરી પેલાં જાનવરનાં આંગપર ધસારો કીધો. ઝડફથી તેના આગળા પગ પોતા ના હાથમાં પકડી લીધા. તે પગ મજબુત ઝાલી એવા જોરથી દાબીઆ કે તે દબાણથી તેના દુશમનને ઘણું દુખ થયું. તે દુખથી તે મોહરે અવાજે બરાડવા લાગો. તે ણે પોતાની ટુકરી ગરદન હલાવી પોતાની સુનથી પેલી સ્ત્રી ના હાથથી છુટવાને ઘણીએ ચેતરણ કીધી. પણ એ ઓ

રતના કવત તથા હુશીઆરી આગળ તે જાનવરનું કર્યું વ
લીઉં નહી. એ ઓરત એવી આપદામાં પડેલી હતી તે
વામાં તે રસતે થઈને એક પરદેશી શીપાહી શ્રી ગંગરા
ઉનની છાવણી તરફ જતો હતો. તેને હાંક મારી એ ઓ
રતે કહયું કે "જરા હીયાં આવ અને આ જાનવરથી મ
ને થોડોવાર છુટી થવા દે." એ શબદો તે એવી ધીરજથી
તથા ચીંતાની કસીબી નીશાન બતાવીઆ વગર બોલી
કે તેને મદદ કરવાને કસી અડચણ જેવું પેલા શીપાહીને
લાગું નહી. જે જાનવરને એક સ્ત્રી દેખઈતી સેહેલાઈથી
થોભાવી શકીતી તેને પકડી રાખવાને એ શીપાહીએ કર્સું
મુશકેલ સરખું ધારયું નહી. તેણે વેહલો વેહલો આવી
તે રીછને ઝાલીઓ. પછી તે સ્ત્રી દુર જવા લાગી. પણ
તેણે વીસ પચીસ ડગલાં ભરીઆં નહી એટલાંમાં પેલા
શીપાહીએ સમજી લીધું કે તેનામાં પેલી સીના જેવી હી
મત અને કવત હતું નહી. તે મોહરે પોકારે તેને પાછી
તેડવા લાગો. તે બોલીઓ કે તેનાથી પોતાના હરીફને
પકડી રાખી શકાતોતો નહી. એ શીપાહીને મોહોડેથી એ
વા શબદો સાંભળી તે સ્ત્રીએ રસુનથી હસીને જવાબ દીધો
કે જરા હીમત રાખીને તેણે તે જાનવરને પકડી રાખવું.
એટલું બોલી તે જતી રેહી. પણ જલદીથી પોતાના વર
ને લઈ તે જગેએ તે પાછી આવી. તેના વરે પોતાની
બંદુકથી તે રીછને જમીન બરોબર કીધો.

એ પરમાંણે ભયને વખત ધાસતી ન ખાતે ચીત ઠે
કાણે રાખી હીમતથી કામ કીધાથી એક ઓરતે રીછ સ
રખાં ઘણાં જોરાવર અને ઘાતકી જાનવરથી પોતાનો બં
ચાવ કીધો.

---

# શ્રી બીકાનીરની રાણી.

અકબરશાહ પાદશાહે મુકરર કીરેલા નવરોજ અથ વા ખુશ રોજના તેહવારપર એ પાદશાહની ફરમાસથી તેના દીલ્લી મધેના મેહલમાં મોહટી જાતરા ભરાતી હતી. એ જાતરામાં જવાને ઓરતો શીવાએ કોઈને છુટ મલતી તી નહી. તાંહાં વેપારીઓની બાએડીઓ સઘલા મુલુક માં બનતી કામ તથા શીનગાર જોગની ભાત ભાતની વ સતુઓ વેચવાને મેલતી. દરબારની તથા બીજી મોહટે વાધેની બાનુઓ તે વસતુઓમાંથી જે પસંદ પડે તે ખરી દતી. મોગલ વઉપનો રાજા આ દેશની સ્ત્રીઓને ગમત સાથે ગનાન આપવા જેવી જાતરા એ મીસાલ હર વરસ ભરાવે એ તેની બુધ્ધીને માન મલે એવું છે એમ પેહલાં દીસેછે. પણ સારી પઠે તલાસ કીધાથી તવારીખ વાંચના રને દીલગીરી લાગીઆ વીના રેહતી નથી કે એ જાતરા સાથે અકબરશાહની એક નીચ મતલબ મોહટો ઈલાકો રાખતી હતી. એ જાતરામાં કોઈબી મરદને નહી જવા દેવાને તેણે હુકુમ કરેલો જાણી કોઈ એવું વીચારશે કે એ રતો મુલાઆ સાથે પુરી છુટથી એ જાતરાની મઝા તથા ફા એદા ભોગવી શકે એટલા માટે એવો બંદોબસત તેણે કી ધો હશે. પણ એ બંદોબસત તેણે પોતાની સગવડને સા રૂજ કીધેલો લાગેછે. એ જાતરામાં કોઈ મરદને નહી સા મેલ થવા દેવાને તેણે કરેલો કાએદો તે પોતેજ તોડતો હ તો. સ્ત્રીનો વેષ લઈ બીજી તમાશગીરો સાથે એ પાદશા હ તે જાતરામાં ભેલાતો હતો. તાંહાં પોતાના લુંચા હવ સને તુરૂપત કરવાનાં પાપમાં પડવાની કોઈ જોગવાઈ તે

જવા દેતોતો નહી. એક દીને એ પાદશાહે શ્રી બીકાની રના નામદાર રાજા પીરથીરાજની બાઈમેટીપર બુરી નજર દોડાવી એ બાનુ જેમ અતીઘણી સુંદર તેમજ ખરી પતીવરતા હતી તે જતરા જોઈ પાછી બાહેર જવા લાગી. બાહેર નીકળવાના રસતો નેહલના કેટલાએક એઓરડાઓની ગલી ગુંચીઓમાથી કરાવેલો હતો એવા રસતામા તે સુદરી આગળ ચાલી તેવાંમા એક ઠેકાણે અકબર તેની નજીક જાહેર થયો. તેણે ગુડણ મંડીએ બેસી એ બાનુનો તાબેદાર હોવાનો એકરાર કીધો. પોતાની પાપી મુરજી જણાવી ઘણુંક મકર ભરેલું ફોસલાવુ કરવા લાગો.* પણ તેણે કહેલા મીઠા બોલ અને આપવા માગેલી કીમતી લાલચપર એ નેક દીલની છાતી વાળી સ્ત્રીએ પુરો ધીકાર નાખીઓ. તેણે ધીરજ રાખી પોતાની નાજુક કમરેથી એક ખનજર બાહેર કાહડીઉં. તે વીજલી સરખાં હથીઆરને હીમતથી એ બાનુએ અકબરની છાતી આગળ ધરીઉં. પછી એ પાદશાહની એ ખરાબ ટેવથી તેના નામને લાગતી એબ વીગે તથા એવી ટેવથી નીપજતાં માઠાં પરણામ વીશે તેને સારો ઉપદેશ કીધો બલત વારીથી ઘટતો ઠપકો આપી એ બાઈને જેમ ઘટતું દીસીઉં તેવા સોગંદ લેવાને એણે પાદશાહને ફરજ પાડી કે એ મરદ એ વખત પછી એવી બુરી ચાલ એ રજપુતણીના ટોલાની કોઈ બીજી સ્ત્રી સાથે કધુ ચલાવે નહી. એ પરમાણે એ બાનુએ પોતાની હોરમતનો બંચાવ કીધો. હીમત તથા દેઆનતદારીથી પોતાના કુલની શોભામાં વધારો કીધો. ધીરજ અને દાનાઇથી પોતાની નાતીલીઓની ઈજતના સંભાળ માટે એક મજબુત જાનમીગીરી લીધી.

## ચાંદબીબી.

ઈ૦ સ૦ ૧૫૯૫ માં શ્રી અહમદનગરનો રાજા બાં હારાન મરણ પાંમીયો. તેની હકુમત લેવાને ચાર જુદા જુદા દાવાદાર ઉભા થયા. એઓમાંથી જેના હાથમાં નગર હતું તેણે દીલ્લીવાળા મોગલોને મદદે બોલાવીઆ. એ મોગલો આગળથીજ દખણપર તરાપ મારતા રેહયાતા. માટે તે મતલબને મલતી આ જોગવાઈ તેઓએ ખોઈ નહી. અકબર પાદશાહના દીકરા મોરાદ તથા પરધાન મીરજાંખાંનની સરદારી તળે બે મોહટી ફોજ શ્રી ગુજરાત તથા માલવા તરફથી શ્રી અહમદનગરની નજીક આવી લાગી. પણ તેટલામાં એઓને બોલાવનાર ધણીને એ નગરમાંથી નાહસી જવાની ફરજ થઈ હતી, અને કારોબાર સંધે ચાંદબીબી નામની એક ઓરતને હાથ થઈ ગીઓ હતો. એ બેગમ એ નગરના આગળા હાકમ હસન નીજામશાહની દીકરી થતી હતી. તેને શોલાપુર શેહર રીતમાં આપી ઈ૦ સં૦ ૧૫૬૪ માં બીજાપુરવાળા અલી અબદીલ સાથે પરણાવી હતી. પણ એનો ભરથાર મરણ પાંમેથી થોડાં વરસ જતે એ બાઈ પાછી અહમદનગરમાં આવી રહી હતી. તેણે એ વેળાએ નગર પોતાના નાધલા ભતરીજા બાહદર નીજામશાહની વતી જાળવી રાખવાને ઠરાવ કીધો.

આ દેશની ઓરતોમાં ચાંદબીબીએ સારી બુદ્ધી તથા મરદાંનગી માટે ઘણી વખાણ મેલવી છે. અહમદનગર જીતવા આવનાર મોગલોની સામને થવાને એ બાઈએ ડાહપણ તથા હુનરથી ઘટતા ઈલાજ કીધા. શ્રી બીજાપુર

ના રાજા તથા બીજા હરીફોને એ બેગમે ખોલલી રીતે સ મજાવીઉં કે માહોમાહેનો કજીઓ પડતો મેલી સંધાંએ એ ક સંપ થઈ બેગાના દુશમનની સામને લડવામાંજ તેઓ નો લાભ હતો. એ પરમાંણે સમજાવતાં એ બાઈએ આ પેલી દલીલો વેરથ ગઈ નહી. મોગલ લોકો એ શેહરની નાકાંબંદી કરવા આંટતા હતા તેટલાં નીહાંગ નામનો એક હબશી સરદાર પોતાનાં લસકર સાથે તેમાં દાખલ થયો. ચાંદબીબીના બીજા હરીફો પણ બીજાપુરવાળાનાં લસકર સાથે મલી મોગલોની સામને ગીઆ. મોગલોએ પોતા ની વીરૂધ એવો મામલો જોયો તારે ચાંપતી કોશેશ કરવા લાગા. પણ ચાંદબીબીની કોશેશ કાંઈ તેઓનીના કરતાં નબલી નોહતી. એ બાનુએ લડાઈની સંધી ગોઠવણ પો તાનાં ઉપરીપણા હેઠલ રાખી. તે ગોઠવણ અમલમાં કેમ આવતી હતી તે વીશે પોતેજ સારી ચોંપથી તપાસ કરતી રહી. શેહરમાં દાખલ થવાને મોગલોને બે બે સુરાંગો ક રતા જાણીને પોતેબી સામી સુરાંગો ફેરાવી, તેઓને નીસ ફલ કીધા. પણ તેઓની એક તીજી સુરાંગે અસર કીધી. તે ઉડીઆથી ચાંદબીબીના કેટલાએક બેલદારો મારયા ગ યા અને કોટની દેવાલમાં એક ઠેકાંણે બાંકું પડીઉં. એવું જોઈ તે જગાપરનું ચાંદબીબીનુ લસકર ઘબરાયું. પણ એ સુલતાના જેવી અકલવાળી તેવીજ હીમત તથા સમય સુચકતાવાળી હતી. એ માહો બનાવ જોતાંવારજ પોતા નાં આદમીઓને હીમત આપવાને પોતે તે જગાએ દોડી ગઈ. એ વખતે તેના દીલમાં બખતર તથા હાથમાં ના ગી તલવાર તથા પાસે બીજાં હથીઆર હતાં. પોતાના જાન અથવા શરીરને જોખમ પોંહચવાની ફસીબી ધાસ

તી નફરતે આગળ પડી સંધા આદમીઓને બેફીકરાઇથી કામ કરવાને ઉસકેરીઆં. સુલતાનાની હીમત અને કામ જોઈ તેના સેવકો તેની નજીક આવીઆ. સામનેથી હીલાં કરવા આવનાર લસકરપર તેઓએ ગોલી તથા તીરનો એવો વરસાત વરસાવયો કે તે લસકરની કેટલીએક ઉલટ પોતાની મેળે નરમ પડી ગઈ. ચાંદબીબીની તરફવાળાઓને મોગલો સાથે સાંહાંજ સુધી ખુબ લડાઇ થયા પછી મોગલોએજ થોડોવાર પાછું હટવાને બેહતર જાંણ્યું. એ પરમાંણે મલેલી જોગવાઈનો ફાએદો લેવાને ચાંદબીબી ચુકી નહી. આખા દીવસની ભારે મેહનત તથા માથાં દુખ્પણથી જાણે સુતલગ થાકી નહી હોય તેમ એ બાનુએ રાતને વખત પોતે આગળ રહીને દેવાલમાં પડેલું બાકું પાછું પુરાવી લીધું. દુશમનોના હુમલાથી તે તરફનો બંચાવ થવાને બીજો ઘટતો બંદોબસતબી કીધો. સહવાર પડતાં શાહજાદો મોરાદ જોઈને અચરત થયો કે તેણે સુતલગ ધારીયુંતું નહી તેમ એક ઓરતે તેને નામોરાદ કીધો હતો. એ શાહજાદાને બીજીવાર સુરાંગ કરવાને વખત મલે તેટલાંતો બીજાપુરવાળાનું તથા પેલા બીજા બે સરદારોનુ લસકર નજીક આવી લાગું. તેઓ સાથે લડાઈ કરવાનુ શક ભરેલું પરીણામ અજમાવવાને મોરાદે આનાકાની કીધી. બીજા હાથપર ચાંદબીબીએબી જોયું કે તેના મલતીઆઓપર લાંબો વખત ભરોસો રાખવો દરૂસત નોહતું. વાસતે બનેતો આબરૂ ભરેલી રીતે લડાઈ બંધ કરવાને એ બાઈ રાજી થઈ. સુલેહના કોલકરાર ચાલુ થયા. અહમદનગરવાળા પાસેથી દીલ્લીના પાદશાહે થોડુંની વાત પર ઝીતી લીધેલાં બીરારનાં પરગંતપર તે પાદશાહે દાવો ન

ના રાજા તથા બીજા હરીફોને એ બેગમે બોલલી રીતે સ
મજાવીઉં કે માહોમાહેનો કજીઓ પડતો મેલી સંધાંએ એ
ક સંપ થઈ બેગાના દુશમનની સામને લડવામાંજ તેઓ
નો લાભ હતો. એ પરમાંણે સમજાવતાં એ બાઈએ આ
પેલી દલીલો વેરથ ગઈ નહી. મોગલ લોકો એ શેહેરની
નાકાંબંદી કરવા આંડતા હતા તેટલાં નીહાંગ નામનો એક
હબશી સરદાર પોતાનાં લસકર સાથે તેમાં દાખલ થયો.
ચાંદબીબીના બીજા હરીફો પણ બીજાપુરવાળાનાં લસકર
સાથે મલી મોગલોની સામને ગીઆ. મોગલોએ પોતા
ની વીરૂધ એવો મામલો જોયો તારે ચાંપતી કોશેશ કરવા
લાગા., પણ ચાંદબીબીની કોશેશ કાંઈ તેઓનીના કરતાં
નબલી નોહતી. એ બાનુએ લડાઈની સંધી ગોઠવણ પો
તાનાં ઉપરીપણા હેઠલ રાખી. તે ગોઠવણ અમલમાં કેમ
આવતી હતી તે વીશે પોતેજ સારી ચોંપથી તપાસ કરતી
રહી. શેહેરમાં દાખલ થવાને મોગલોને બે બે સુરાંગો ક
રતા જાણીને પોતેબી સામી સુરાંગો કરાવી, તેઓને નીસ
ફલ કીધા. પણ તેઓની એક તીજી સુરાંગે અસર કીધી.
તે ઉડીઆથી ચાંદબીબીના કેટલાએક બેલદારો મારયા ગ
યા અને કોટની દેવાલમાં એક ઠેકાંણે બાંકું પડીઉં. એવું
જોઈ તે જગાપરનું ચાંદબીબીનુ લસકર ઘભરાયું. પણ એ
સુલતાના જેવી અકલવાળી તેવીજ હીમત તથા સમય
સુચકતાવાળી હતી. એ માઠો બનાવ જોતાંવારજ પોતા
નાં આદમીઓને હીમત આપવાને પોતે તે જગાએ દોડી
ગઈ. એ વખતે તેના દીલમાં બખ્તર તથા હાથમાં ના
ગી તલવાર તથા પાસે બીજાં હથીઆર હતાં. પોતાના
જાન અથવા શારીરને જોખમ પોંહચવાની ફીકીરી ધાસ

તી નકરતે આગળ પડી સંધા આદમીઓને બેફીકરાઇથી કામ કરવાને ઉસકેર્યાં. સુલતાનાની હીમત અને કામ જોઈ તેના સેવકો તેની નજીક આવીઆ. સામનેથી હીલાં કરવા આવનાર લસકરપર તેઓએ ગોલી તથા તીરનો એવો વરસાત વરસાવ્યો કે તે લસકરની કેટલીએક ઉલટ પોતાની મેળે નરમ પડી ગઈ. ચાંદબીબીની તરફવાળાઓને મોગલો સાથે સાંહાંજ સુધી ખુબ લડાઇ થયા પછી મોગલોએજ થોડોવાર પાછું હટવાને બેહતર જાણ્યું. એ પરમાંણે મલેલી જોગવાઈનો ફાએદો લેવાને ચાંદબીબી ચુકી નહી. આખા દીવસની ભારે મેહનત તથા માથાં દુખાણથી જાણે સુતલગ થાકી નહી હોય તેમ એ બાનુએ રાતને વખત પોતે આગળ રહીને દેવાલમાં પહેલું બાકું પાછું પુરાવી લીધું. દુશમનોના હુમલાથી તે તરફનો બચાવ થવાને બીજો ઘટતો બંદોબસતબી કીધો. સહવાર પડતાં શાહજાદો મોરાદ જોઇને અચરત થયો કે તેણે સુતલગ ધારીયુંતું નહી તેમ એક ઓરતે તેને નાઓરાદ કીગો હતો. એ શાહજાદાને બીજીવાર સુરાંગ કરવાને વખત મલે તેટલેંતો બીજાપુરવાળાનું તથા પેલા બીજા બે સરદારોનુ લસકર નજીક આવી લાગું. તેઓ સાથે લડાઈ કરવાનુ શક ભરેલું પરીણામ અજમાવવાને મોરાદે આનાકાની કીધી. બીજા હાથપર ચાંદબીબીએબી જોયું કે તેના મલતીઆઓપર લાંબો વખત ભરોસો રાખવો દરૂસત નોહતું. વાસતે બનેતો આબરૂ ભરેલી રીતે લડાઈ બંધ કરવાને એ બાઈ રાજી થઈ. સુલેહના કોલકરાર ચાલુ થયા. અહમદનગરવાળા પાસેથી દીલ્હીના પાદશાહે થોડુંની વાત પર જીતી લીધેલાં બીરારનાં પરાંતપર તે પાદશાહે દાવો ન

હી કરવાને કબુલાત આપી અને બંને વચ્ચે સુલેહ થઈ.

ઉપલી સુલેહનો વખત ભાગ્યેજ ચાલુ થયો તેટલાં અહમદનગરમાં પાછો ફીતનો ઉઠીઓ. ચાંદબીબીએ જે આદમીને વડો પરધાન કીધો તે બેવફા પુરૂષ તેની સામનેજ નાકરમાની કરવા લાગો. તેની નાલાએક ચાલમાં તે એકલો ફાવી શકે એવું લાગુ નહી .તારે તેણે શાહજાદા મોરાદને મદદે બોલાવીઓ. એ ધણીને પણ બીરારની હદ વીગે દખણવાળા રાજાઓ સાથે વાંધો ચાલતો હતો. માટે તે જલદીથી અહમદનગર તરફ પાછો આવીઓ. એ સમે મોરાદ તથા ખાન દેશનો રાજા એક તરફ અને ચાંદબીબી તથા બીજાપુર અને ગોલકંડાના રાજાઓ બીજી તરફ હતાં. બંધે બોરદુવાળાંઓને એક ભારે લડાઈ થઈ. એ લડાઈ બે દીવસ ચાલુ રહી. પણ તેમાં બંને લસકર સરખાં ઉતરેલાં દીસેછે. મોગલોએ ફતેહ મેલવવાની બડાઈ કીધી ખરી. પણ તે ફતેહ એવી નોહતી કે જેથી તેઓ આગળ કસું કામ કરી શકે.

શાહજાદા મોરાદની પાસે મોહટુ લસકર હોવા છતાં ઉપર જણાવીઆ પરમાંણે લાંબો વખત સુધી એ સરદાર એક ઓરતની સામને કસું કરી શકીઓ નહી તેથી, તથા એ શાહજાદા અને મીરજાંખાન વચ્ચે વાંધો પડયાથી અકબરશાહ પાદશાહને નાખુશી ઉપજી. તેણે બંધે જણાને પાછા બોલાવયા. તાર પછી સઘલા મામલા વીગે ચોકસાઈ કરવા સારૂ એ પાદશાહે પોતાના અબુલ ફાજલ નામના કાબેલ અને દાનાવ અમલદારને દખણ તરફ રવાને કીધો. તેને હુકુમ હતો કે અગત પહેલો સેનાપતીનુ કામ તેણે પોતે ચલાવવું. પણ ચાંદબીબી સરખી હુ

શીઆર ઓરતની સામને તેબી એકલો કસું કરી શકીઓ નહી. અંતે અકબરશાહને શ્રી પંજાબથી દખણ તરફ આવવાને ફરજ થઈ. બહરાનપોહર સુધી પોંહતેથી પાદ શાહે પોતાના બીજા દીકરા ડાનીઅલ તથા મીરજાંખાનની સરદારી હેઠલ એક મોહટી ફોજ અહમદનગર ફતેહ કરવા ને મોકલી. એ પરમાંણે દીલ્લીના પાદશાહનું સંઘુ બલ એક સ્ત્રીની સામને લગાડવામાં આવીઉં. તે છતાં પણ એ બાહેરના દુસમનોથી ચાંદબીબી ઝાઝી ધાસતી રાખતી તી નહી. પણ માહેલા વેરીઓના ફીતનાથી તેને ઘણી બેજારી આવી. નીહાંગ નામનો જે હબશી સરદાર આ ગળ તેની કુમક કરતો હતો તે એ વેળા તેની સામને થ ઈ અહમદનગરપર ઘેરો નાખતો હતો. મોગલો આવી લાગાથી તે દુર થયો ખરો. પણ જાંહાં સુધી પોતાના લોકો માં એકસપ નહી તાંહાં સુધી અકબર સરખા ઘણા કા બુવાળા દુશમન સાથે લડાઈ કરવાથી સારો ફેજ કાહડવા ની આશા ચાંદબીબીથી રાખી શકાઈ નહી. માટે સુલે હના કોલકરાર કરવાને એ દાનાવ બાનુએ વીચાર કો ધો. પણ તેટલાં એ બાનુના વેરીઓએ કેટલાક શીપાહી ઓને ભમાવી એનુ ખુન કરાવીઉં. એ ખુનીઓએ જે ને એ પરમાંણે દગાથી મરાવી તે બાઇની કીમત તેઓને ઉતાવળે સમજ પડી. અહમદનગરની જે ખરી બંચાવ નારી તે જીવતી રેહી નહી એટલે તે શેહર ફતેહ કરવાને મોગલોને અતીશે સેહેલ થઈ પડીઉં. તેઓએ થોડાજ વારમાં અહમદનગર હાથ કીધું. સામને થનારાઓને કત લ કરી તેઓનો માલ મતા લુટી લીધો. ચાંદબીબીના ભત રીજાને કેદ પકડી ગોવાલીઅર ખાતે મોકલવામાં આવીઓ.

ચાંદબીબી ઓતમ સમજ, મોહટી બાહદુરી અને પોતાના કુલના લાભ તથા હોરમત સારૂ ઘણી કાલજીથી રાજકારોબાર તથા લડાઈ ચલાવીઆ પછી ઈ૦ સ૦ ૧૬૦૦) માં મરણ પાંમી. તેના પરાક્રમો ભરતખંડમાં સંઘે ઠેકાંણે ગવાયછે તથા સદા ગવાતાં રેહશે.

---

## મીનાબાઈ.

શ્રી ધારના મુલુકના રાજા અનંદરાવ પુઆરે ઈ૦ સ૦ ૧૭૯૭ માં હકુમત કરવા માંડી તે થોડું સુધી ભારે વેદના ભરેલુ રાજ કરી મરણ પાંમયો. તે પછી તેની લાએકીવાળી વીધવા મીનાબાઈ રાજની માલેક થઈ.

મીનાબાઈ ઉંચા કુલવાળાંની દીકરી હતી. ભરથારના મરણ વખતે તે હમેલદાર હતી. શીંધીઆ તથા હોલકરની સરકાર તથા મરનાર અનંદરાવના બાપની તરફવાળાં કેટલાંક લોક આગળથીજ ધારની ગાદીના દુશમન હતા. તે સાથે મુરારીરાવ નામનો એક હલકી તોખમનો સરદાર તે રાજ જપત કરવાનાં કાવતરાં કરતો રહયોતો. એવા બાહેરના તથા માહેના દુશમનોથી એ બાઈ ઘણી દીક્ટ અવસ્થામાં પડી. પણ તેણે સબુરી રાખી દાનાઈથી કામ કીધું. તેને સરવે કરતાં વધારે ધાસતી મુરારીરાવથી હતી.

ભરથારની હકુમતપર તેનો હક મકમ થશે. એ બાઈની
તરફથી ધારનો કીલ્લો જાળવી બેસનાર અમલદારખી એ
રાજકુંવરના જનમની ખબર સાંભળી ખુશી થયો. તે કી
લ્લેદાર હીમતથી મુરારીરાવની સામને લડાઈ કરવા લાગો.
મુરારીરાવે જારે જોયું કે જોર જુલુમથી અને કશું વળશે નં
હી, તારે તે ફેલ ફરેબ રમવા લાગો. તેણે મીનાબાઈની
તાબેદારી કબુલ રાખવાની વાત કીધી અને જીનતી કીધી
કે તેણે શ્રી ધાર આવી રાજ ચલાવવું તેનીપર વીસવા
સ રાખી મીનાબાઈ તે તરફ ગઈ. પણ બેવ દગલબાજે
તેને કીલ્લામાં જવા દીધી નહીં, તેથી તેને ગેહરમાં રેહ

વ કરવો અને એ રાણીને પોતાને વીશે કસીબી ફીકર રા ખવી નહી. એ પરમાંણે ઓસતવારીથી કામ કરવાને થ યલી ભલામણ મુજબ ચાલી તે કીલ્લેદારે મુરારીરાવ સાથે લડાઈ ચાલુ રાખી. મુરારીરાવે કીલ્લો લેવાને વેરથ મેહ નત કીધા પછી તેણે સાંભળયું કે ગુજરાતથી તેની સામને લસકર આવતું હતું સબબ કે મીનાબાઈ પોતાના કામ સારૂ તદબીર કરવામાં કસું બાકી રાખતીતી નહી. તેનો હક જેમ જેમ વધારે જોખમમાં પડતો લાગો તેમ તેમ ના ઉમેદ થવાને બદલે વધારે વધારે ધીરજ તથા હીમત બતાવી. તે હકનો બંચાવ કરવાને જેણી ઘટતા એલાજ સુઝીઆ તે કીધા. તેણે પોતાની આસપાસના રાજવાળાઓની મદદ માંગી. સીંધીઆને કેહવાડીઉં કે ગઈ ગુજરી બીના વીસ રી જઈ એ વખત તેણે અનંદરાવના વારસનો બંચાવ ક રવો. એ બાહદુર ઓરતે બરીટીશ સરકારનો આશરોબી માંગયો. એની અરજપર તે બંને રાજવાળાઓએ ધ્યાન આપીઉં નહી. પણ ગાએકુવાડ સરકારને તાંહાં એ બાઈ નાં ખેશ હતાં. તેઓની સીફારશથી તે સરકારે થોડી ફોજ એની મદદે મોકલી. તે ફોજને આવવાની ખબર સાંભળતાં વેતજ મુરારીરાવ ધાર આગળથી પોતાનો અસબાબ ઉઠા વી નાહઠો. એ મદદ મોકલતાં ગાએકુવાડે એવી આ શા રાખી હતી કે આપંદે ધારનુ રાજ વરોડરાની સરકાર નુ તાબેદાર થઈ રેહશે. પણ એ મતલબ કધી પાર પડી નહી. તોબી એ સરકારના લસકરની મદદથી ધારમાં પુ આરની હકુમતનો નીભાવ થયો.

મીનાબાઈએ ગુજરાતવાળા મીતરોની મદદથી પોતા નો મુલુક જાળવીઓ. પોતાના દુશમનો તથા દગાખોર મુ

શરીરાવની ચાલથી તેનો ખજાનો ખાલી થઈ ગીઓ હતો; માટે લસકરનો ખરચ ચલાવવા સારૂ મરાઠાઓની રીત મુજબ આસપાસનાં મુલુકમાં સવારી કરવાને તેને ફરજ થઈ હતી. એ કામ બનતાં સુધી પોતાને હીનુ નહી લાગે તેમ એ રાણીએ કીધું.

મીનાબાઈએ પોતાના કુવરને વાસતે ગાદીતો બંચાવી. પણ તે કુવર ઘણું સુધી જીવીઓ નહી. વાસતે એ રાણીએ પોતાની નાતના કાએદા મુજબ પોતાની બેહનના દીકરાને દતપુતર લીધો. તેને રામચંદર પુઆરનુ નામ આપી ગાદીનો માલેક ઠરાવીઓ. મુરારીરાવ ઘણું સુધી વેરથ લડાઈ કીધા પછી લાચાર થઈ દુર જતો રહયો અને થોડા વખત પછી મરણ પાંમયો.

ઉપલા બનાવ પછી આસપાસના કેટલાક સરદારોથી ધારની ગાદી ધાસતીમાં રહી. આગળા વખતમાં ધારની સરકાર પાસેથી કુકસીનું પરાંત છીનવી લેનાર એક મુસલમાન સરદાર તથા કેટલાક પીંડારાઓ અને સીંધીઆ પોતે ધારપર દબાણ કરતા રહયા. પણ મીનાબાઈ જે ઉમરે નાહની પણ દાનાઈએ બુજરગ અને જાતે ઓરત તોબી મરદાનગીમાં પુરી હતી, તેણે ડાહપણ તથા હુશીઆરીથી પોતાનો બંચાવ સારી પડે કરયા કીધો. આસરે ઈ૦ સ૦ ૧૮૧૭ નાં વરસમાં બરીટીશ લસકર માલવા પરાંતમાં દાખલ થયું. મીનાબાઈ જે સદા હુશીઆરી રાખી કામ કરતી હતી, તે એ સમે પોતાનો ફાએદો તપાસવાને ચુકી નહી. તેણે બલતવારીથી સીંધીઆને કેહવાડીઉં કે જે નાંણાની જામીનગીરીમાં શ્રી બદનાવરનુ પરગણું સીંધ આપવામાં આવીઉં હતું તે નાણું ધારની સરકાર

કીધા બાદ સીંધીઆ તે પરગણું દાબી બેઠો હતો તે ઠીક ન હી. વાસતે તે પરગણું ધારની સરકારને પાછુ હવાલે કર વું તથા પીનડારા સરદાર પાસેથી બરસીઆનું પરાંત પા છું લેવાને સીંધીઆએ મદદ આપવી. જો એ રાણીની વાજબી એલનેમાસ કબુલ રાખવામાં આવે નહીતો ઈંગરે જ સરકારને વચે નાખવાની ફરજ થવાની એમ તેણે જ ણાવયું. એ વેળા ગાએકુવાડ સરકારની મરજી ઈંગરેજને એ મામલા વચે નહી પડવા દેવાની હતી. માટે એ સ રકારે વગ ચલાવીઆથી બદનાવરનુ પરગણું મીનાબાઈને પાછું મલયું તથા બરસીઆનુ પરગણું પાછુ લેવાના કામમાં તેને મદદ કરવાને સીંધીઆએ કબુલાત આપી. પણ એ છેલલુ કહેલું પરગણું, પીનડારાઓ સાથે લડાઈ કરી તેઓ ને તારાજ કરનાર ઈંગરેજોના હાથમાં જલદીથી આવયું. તેઓએ તે ધારની સરકારને બખશીશ તરીકે આપયું ત થા ધારનાં રાજને પોતાની બાંએધરીમાં લીધું.

એ પછી સદગુણી મીનાબાઈ ઈંગરેજ સાથે વફાદારી તથા હેતથી ચાલી. એ બાઇ જેવી બાહદુર તેવીજ લાએ કીવાળી હોવાથી એણે સચાઇ, સખાવત, નમરતા, તથા. પરોપકારીપણાં માટે એવું સારૂં નામ મેલવીઉંછે કે તેની ઈઆદગારી આ દેશનાં લોકમાં ઘણું સુધી રેહશે.

---

## કીશન કુમારી.

રજપુત ટોલામાં શ્રી ઉદેપુરના રાનાનુ વઉંપ ઘણું ઉં ચું તથા કીરતીવાન ગણાયુંછે. આગળા વખતમાં એ રા

નાઓ રાજસ્થાનનો ઘણાખરા ભાગપર હકુમત કરતા હ
તા. એ વઉંઘ વાળાઓ સાથે લગનની રાહે સગાઈ ત
થા બીજી પરકારની નીસબત રાખવી સંધા રજપુતો ઘણું
માન ભરેલુ સમજતા આવીઆછે. એ વંશના માહરા
ના ભીમસીંહ ચાલતી સદીની શુરૂઆતમાં રાજ કરતો હ
તો. તેની કીશન કુમારી નામની એક દીકરી હતી. એ
રાજ કનેઆ ઉંચી ઓલાદની સાથે ઘણી ખુબસુરત તથા
રૂડી બુધી વાળી હતી. એ ઘણી નાધલી હતી તેટલાંજ
આ દેશની રીત પરમાંણે એને શ્રી જોદપુરના રાજા ભી
મસીંહ સાથે પરણાવાની વાત થઈ હતી. પણ એઓના
લગન થવા આગમચ ભીમસીંહ મરણ પામીઓ. તેને
ઠેકાંણે તેનો સગો માનસીંહ જોદપુરનો રાજા થયો. મર
નાર ભીમસીંહનો પરધાન સવાઈ સીંહ પોતાના કાંઈ સ
વારથ સારૂ એ રાજાને હરેક રીતે વેદનામાં નાખવાને ઈ
ચ્છતો હતો. તેણે બીજાં કાવતરાં કરવા ઉપરાંત શ્રી જેપુ
રના રાજા જગતસીંહને ફરેબથી સમજાવીઓ કે ઉદેપુરની
સુંદર રાજ કનેઆ સાથે લગન કરી તેણે સુખ ભોગવવું.
એ કનેઆની બહુ તારીફ થતી એ રાજાએ સાંભળી હ
તી તેથી એનુ દીલ આગળથીજ એ અબલાપર લાગેલું હ
તું. સવાઈસીંહના ફરેબથી તે વધારે લલચાઓ અને તુ
રત કીશન કુમારીનુ માગું મોકલીઉં. એ પરમાંણે તેઓ
ના લગનનો બંદોબસત નકી થવા આવીઓ. તારે પેલા
મકરબાજ પરધાને પોતાના રાજા માનસીંહને ઉસકેરીઓ
કે ભીમસીંહના વારસ તરીકે કીશન કુમારીને પરણવાનો
તેનોજ હક હતો, તે જવા દેવો નહી અને જુધ કરીને
બી એ ચંદર રૂપી કનેઆથી પોતાના મંદીરને શીનગારવું.

માનસીંહનેબી કીશન કુમારી ઘણી પસંદ હતી. તેણે એ રાજા કનેઆ વીશે બલતવારીથી દાવો કીધો. એ પરમાં ણે જેપુર તથા જોદપુરના રાજાઓ વચે હરીફાઈ ચાલી. એ હરીફાઈનુ શેવટ લડાઈ કીધા વીના આવે નહી એવું દીસયું. બંધે તરફ વાળાઓએ લસકર તઈઆર કીધાં એ લડાઈથી રાજસથાનમાં ઘણો બીગાડ થયો. પેહલાં જેપુર વાળાની ફતેહ થઈ. માનસીહને જોદપુરમાંથી નાહસી જવું પડયું. સવાઈસીંહે પોતાનો સવારથ સાંધવાને ધોક લસીહ નામના એક બાલકને ગાદીએ બેસાડીઓ. પણ પાછળથી માનસીંહના ભાગ્એગે જોર કીધું. તેની ચહડતી થઈ. સવાઈસીંહ જેપોર છોડી નાગપોર નાહસી ગયો. તાંહાં માનસીંહે તેને તેનાજ એક આગળા લાલચુ સંગા તી નામે અમીરખાનને હાથે કતલ કરાવયો. અંતે એ લડાઈના બારી ખરચ તથા નુકસાનથી બંવે તરફવાળા કં ટાળીઆ. સુલેહ કરવાની ભલામણ તેઓએ કબુલ રા ખી. એ સુલેહની એક શરત એવી હતી કે જગતસીંહે માનસીંહની દીકરી સાથે તથા માનસીંહે જગતસીંહની બે હન સાથે લગન કરવાં અને એ લડાઈ ઉઠવાનુ જે મુખી આ કારણ, કીશન કુમારી, તેની કોઈ રીતે આખરી લાવ વી કે ફરીને તેને બાહાને ફીતનો ઉઠે નહી.

ઉપર જણાવેલી શરત પરમાંણે કીશન કુમારીને મા રી નખાવવાનુ કામ કરવાને અમીરખાને માથે લીધું. ત ણે ભીમસીંહ રાનાને ઘણી રીતે સંમજાવીઓ કે તેણે પો તાની દીકરીનો અંત આણવો. અમીરખાને તેને કહયું કે એ દીકરીનાં લગન કોઈ બીજા રજપુત સાથે થાએતો ઉપર જણાવેલા જેપુર તથા જોદપુરના કાબુવાળા રાજાઓ

ને હીનુ લાગે. તેઓ એ કનેઆ પરણનાર તથા પરણા વનારના શતરૂ થઈ લડાઈ કરે. બીજા હાથપર જો કોઈ એ કનેઆ પરણે નહીતો રાનાના કબીલામાં કુમારી દીકરી રહયાથી તેને ઘણી નામોશી લાગવાં સરખું થાય. એવી ઘણીબી સમજાવન અમીરખાને કીધી. પણ માહારાનાએ પોતાની દીકરીનો પરાણ લેવાને અથવા તે બીચારીને આપઘાત કરવા સારૂ સલાહ આપવાને સાફ ના પાડયું. એ પરમાંણે એવું પાતકી કામ કરવાને માહરાનાએ ઈનકાર કીધો ખરો. પણ તેના અજીતસીંહ નામના સરદારે અમીરખાનને મદદ આપવાને કબુલ કીધું. એ બંધેની કુપટ મતલબમાં રાનાની ચાંદબાઈ નામની બેહન સામેલ થઈ. એ નીરદયાલુ મકરે ઓરતે પોતાની ભતરીજીને તહરેવાર રીતે ફોસલાવી. તેણે એ ભતરીજીને કહયું કે એને લીવે રાજસથાનમાં ઘણી મુદત સુધી ચાલેલા ફીસાદનુ ગેવટ આણવાનુ તથા એના બાપના રાજની સલામતી અને કુલની હોરમત જાળવવાનું એના હાથમાં હતું તે એમ કે ઉદારતાની રાહે એ જો પોતાંનો પરાણ ઘાત કરે તો એના હીન નસીબથી થતી ખરાબીની બદનામીમાંથી એના કુટુંબીઓ છુટે. એ ભુંડી ફુઈનાં એવાં મકરે પેલી મેહરબાંન મનવાળી નાજુક કનેઆપર પુરતી અસર કીધી. પોતાના બાપના લાભ અને હોરમત તથા પોતાના દેશીઓના કલાણ સારૂ તે મરવાને તઈઆર થઈ. એક ઝેહેરનાં પેઆલાંએ કસી અસર કીધી નહી તારે બીજું અને બીજાંથી કસુ વલીઉં નહી તારે તીજું પેઆલું તેણે પીધું. તે પીતાં બોલી કે "મારે સારૂ નાધપણથી ઠરાવી રાખેલાં લગન હાવાં થાયછે!"

રોબરી કોઈએ કીધી નથી  જનુપ જાતને  અચરતી ઉપ
જાવવા સારૂ માહાણીની વાતોના કોઈ એવી એવી બીના
એ લખાએલીછે કે તેથી  સમજાએ જે, કોઈ કોઈ વખત
જરદ તથા ઓરતે  પોતાના દેશના હીત કાજે  આગ અ
ને પાણીમા પડી પેતાના પરાણના ભોગ આપીઆ હોય
પણ તેવી કાહાણીઓમા કહેલા કલ્પીત પરાક્રરને બી એ ર
જપુતાણીએ કરેલા માન સાથે મુકાબનો કરવા લાએક નથી
કેમકે તેવા પરાક્રરનો કરનારને ઈજત તથા હીમત આપ
વાને હુજાગે બલકે લાખો લોકો શાબાશી અને આફરીન
ના અવાજ કરતા હતા, જે તે પરાક્રમ કરનારાઓને છ
વ કરતા પેઆરા  લાગતા હતા   પણ એ રજપુતાણીનેતો
એવી શાબાશીનો બદનો  વટીક મલીઓતો નહી   એના
અમુલીઅ જીવનો ભોગ આપતા દુનીઆની આફરીનના
અવાજે એને કસ્સો દેવાએ  આપયોનો નહી.  એનાથી
ઉપકારી થનાઓના દયા લગેલા  નોહરા એની ઉલલી નજ
રે પડપાતા નહી   પણ વખાણુ કરનારી દુનીઆને ખબ
ર નહી તેમ એકાત ઓરડાના  ગુપતપણામા એની ટાક
ણના ખવાસની જુદી ફઈની  ઝહર લગેલી નજર આગળ
એણે પોતાના મીઠા જીવને કટવા જેરેગથી બરબાદ દીધો
મોતનું પેઆલુ પીતા એ  ઉદાર દીલની અબળા બોલીકે
"મારા બાપ, મારા રાજ, મારા દેશીઓને સારૂ આ કામ
કરૂણું ' " અને પેઆલાએ કસી અસર કીધી નહી, જાણે
દુનીઆપર જે મોટો સરાપ તે વીશે ચેતવણી આપવા
નુ કામ ઈસવરથી એને  મળયુ હોએ ' એ આપાર દીલ
ની અબળા બોલી કે " ઉપુગની ખાતર ' પણ માગે વાખ
તે નાધપણુથી કરાવેલા લગન આવા થાયછે ' " અને એનો

એ પરમાણે એક કુમલી વયની કનેઆએ પોતાના. બાપ તથા રાજા અને દેશીઓની ખાતર બેગરજપણે પોતાની પેઆરી જીંદગીનો અંત આણીઓ. તેના મોત વીશે લોકને ખબર થતાંજ સરવે નાણાં કકલવા લાગાં. તેની ખુબસુરતી, સાલેસાઈ તથા પરોપકારી પણાની તારીફ કરી સંધાં લોક તેના મોતની આગેવાની કરનારાંઓપર લેઆનત વરસાવવા લાગાં.

કીશન કુમારી સરખી વીરલી રજપુતાણીની હાલતની ઉપર જણાવેલી વાત વાંચી કોણ આદમીનું હઈડું ધરાવનાર ગમ અને આફરીનનો જુસ્સો જણાવશે નહી ? એના દેવતા રૂપી પરાણનો ઘાત એટલા માટે થયો કે તેથી દઈત સરખાં આદમીઓ જીવતાં રહયાં, અને એનો ચંદર સરખો મુખડો કરમાઈ એનુ સીનારા સરખું બદન એટલાજ માટે ખાખ મલયું કે કાળાં મોહડાંવાળાંઓની કાળાં કરતુકથી ખરડાએલી દેહ કાએમ રેહી, એ વાત સું આદમી જાતને થોડી ગમગીની ઉપજાવનારી છે ! અને એવું કરતાં એની જાતી ઉદારતા તથા પરોપકારીપણા શીવાએ એને બીજી કોઈજ ઉલટ નહી એમ જારે આપણ જાણીએ તારે એનુ કામ કેટલું વધારે શાબાશી ભરેલું કહયે ! ઘણા બાહદુર સરદારો પોતાના દેશીઓની વખાણના અવાજ સાંભળતા લડાઈના મેદાનમાં ઝોકાવી મરણ પાંમીઆછે. ઘણા કાબેલ રાજદોઆરી લોકોએ પોતાના દેશી ભાઈઓની નજર આગળ કીરતી સમજી પોતાના લાભ ખોયાછે. ઘણા સાધુઓ બીજી દુનીઆમાં સવરગ મલવાની આશાથી પોતાના જાતભાઈઓની હજુરમાં કુફરોના ભોગ થયા છે. પણ જાણયામેળે આપણા દેશની વીરલી નારીની બ

રોબરી કોઇએ કીધી નથી. મનુષ જાતને અચરતી ઉપ જાવવા સારૂ કાંહાંણીની વાતોમાં કોઇ એવી એવી બીના એ લખાએલીછે કે તેથી સમજાએ જે, કોઇ કોઇ વખત મરદ તથા ઓરતે પોતાના દેશના હીત કાજે આગ અને પાણીમાં પડી પોતાના પરાણના ભોગ આપીઆ હોય. પણ તેવી કાંહાંણીઓમાં કહેલાં કલપીત પરાકરમોબી એ રજપુતણીએ કરેલાં કામ સાથે મુકાબલો કરવા લાએક નથી. કેમકે તેવાં પરાકરમો કરનારને ઉલટ તથા હીમત આપવાને હજારો બલકે લાખો લોકો શાબાશી અને આફરીનના અવાજ કરતા હતા, જે તે પરાકરમ કરનારાઓને જીવ કરતાં પેઆરા લાગતા હતા. પણ એ રજપુતણીનેતો એવી શાબાશીનો બદલો વટીક મલીઓતો નહી. એના અમુલીઅ જીવનો ભોગ આપતાં દુનીઆની આફરીનના અવાજે એને કસ્સો દેલાસો આપપોનો નહી. એનાંથી ઉપકારી થતાંઓના દયા ભરેલાં મોહડાં એની છેલલી નજરે પડયાંતાં નહી. પણ વખાણ કરનારી દુનીઆને ખબર નહી તેમ એકાંત ઓરડાના ગુપતપણામાં એની ટાકણુના ખવાસની લુંટી ફુઇની મકર ભરેલી નજર આગળ એણે પોતાના મીઠા જીવને કડવાં જેહેરથી બરબાદ કીધો. મોતનું પેઆલું પીતાં એ ઉદાર દીલની અબલા બોલીકે "મારા બાપ, મારા રાજા, મારા દેશીઓને સારૂ આ કામ કરૂંછું !" બધે પેઆલાંએ કસી અસર કીધી નહી; જાણે દુનીઆપર જે મોહટો સરાપ તે વીશે ચેતવણી આપવાનુ કામ ઈસવરથી એને મલયું હોએ ! એ આઘાહ દીલની અબલા બોલી કે " ઉદેપુરની ખાતર ! પણ મારે વાસ્તે નાથપણથી ઠરાવેલાં લગન આવાં થાયછે !" અને ...

પરાણ તે કીરતારને હવાલે થયો. એનુ એ કામ કેવું કહી યે અને એની ઇઆદગારી કાએમ રાખવાને સું કરીએ ! લડાએક પેહલવાનો, કાબેલ ફીલસુફો, પહરેજગાર સાધુ ઓ, દેશ હીતકારી લેકો, કીરતીવાન રાજાઓ, પરોપકારી આદમીઓ, એ સરવેને વાસતે કીમતી અને ઘણું સુધી ટ કે એવી ઈમારતો તથા બીજી ઇઆદગારીની નીશાનો બ નાવવામાં આવીછે. પણ એ પરતાપી નારીની કીરતી મારે એવી નહીતો એથી વધારે રલીઆમની અને સરવે થી વધારે ટકનારી નીશાન બનેલીછે. જે દીને એણે પોતા ના પવીતર આતમાને એનાં સુંદર શરીરથી જુદો પાડયો તે દીનેથી એની ઇઆદગારીના લેખ આદમીનાં વફાદાર દીલની તખ્તીપર એવા ઉંડા કોતરાયાછે કે આખરીના વ ખત સુધી તે કદી ભુસરાશે નહી.

ઓ ! ફીશન કુમારી ! ઓ ! વીરલી હીંદવાણી ! દેશી સ્ત્રીઓની હીમાત કરનારાઓને તારાં પણોતાં નામની કે ટલી હીમત ! તારાં પરોપકારી કામથી તેઓને કેવી મદ ! તારાં મીઠાં નામનો અરથ, ખુબસુરત, નીરદોષ અને ગરજ અબલા, માહા માયાલુ દીકરી, મેહરબાંન બેહન, ુંબ હીતકારી સગી, ઉતમ અને ઉદાર મનવાળી સી ક ને થઈ શકેછે. તારાં પરાકરમથી, તેં કરેલા આપઘાતથી ા દેશની નારીઓના ગુણ ગવાએછે, તેઓનો તરીકો ાછે અને તેઓના હીતમાટે મેહનત કરનારાઓને ઉતા ો ફતેહ મલેછે. એવી જે તું રૂડી રાજ કનેઆ તેનુ ના તારી દેશી બેહનીઓ સદા ઘણા પેઆર અને મોહટાં નથી લેશે. ધનછે ! રે ફીશન કુમારી ધનછે તુને તથા ે જનમ દેનારી માતાને !

## અહાલીઆબાઈ.

હોલકર વઉંષનુ રાજ સ્થાપનાર મલાવરાવનો દોતરો માલીરાવ આસરે નવ માસ હકુમત કરી ઈ૦ સ૦ ૧૭૬૬ માં મરણ પાંમીઓ. તેની પીડનાં કાંઈ છોકરાં હતાં નહી. તેને ઠેકાંણે રાજ કરવાનો હક તેની મા અહાલીઆબાઈ નો થયો. મરનાર માલીરાવનો દતપુતર ઠરાવવાનો અ ખતીઆરણી એજ રાણીનો હતો. પણ મલારરાવના એ ક પરધાન ગંગાધર જેસવંતે પોતાની મતલબ જળવાએં તે વા એક છોકરાને ગાદીએ બેસાડવાને યુક્તી કીધી. એ પરધાને અહાલીઆબાઈને કહયું કે "બાઈ તમો રાજ ચ લાવવાને પુરાં બુધીવાન તથા નેક છેલા. તોપણ તમો સ્ત્રી હોવાથી ગાદી તમારે સવાધીન કરાએ નહી." એવાં ફેલમાં ફતેહ પાંમવા સારૂ તેણે પુનાવાળા રાઘોબા દાદાને મોહટી લાંચની આશા આપી પોતાની તરફ કરી લીધો. પછી અહાલીઆબાઈ પાસેથી છેલ્લો જવાબ માંગીઓ. તેણે ઉમેદ રાખી હતી કે એ બાઈની મરજી હશે નહી તો પણ ધાસતીથી સંધું કબુલ કરશે. પણ અહાલીઆબાઈએ તેને સાફ જણાવીઉં કે "તમારી સંધી ગોઠવણ હોલકરના વઉંષને હીનુ લગાડનારી છે માટે હું તે કબુલ રાખતી ન થી. તમોએ રાગોબા દાદાને આપવા ધારેલું નજરાણુંમી મને પસંદ નથી. તે ધણીને મારા સસરાના મુલુકના કા રોબારમાં પડવાને કસી જરૂર નથી. મલારરાવના સ રવ વારસ મરણ પાંમીઆછે. તેઓમાના એકની વીધ વા તથા બીજાની મા તરીકે ગાદીનો માલેક ઠરાવવાને મારો એકલીનોજ હક છે. તે વાજબી હક હું હરેક હા-

તમાં જાળવીશ." એ હીમતવાંન બાઈ જેમ બોલી તેમ જ ચાલી. તેને ખબર થઈ કે રાઘોબા દાદા લડાઈની તઇઆરી કરતો હતો; માટે પોતાના કુટુંબના વીસવાસુ પરધાનો સાથે મનસુબો કરી તે સરદારને કેહવાડીઉં કે "સ્ત્રી સાથે લડવાથી તમોને કશુ કીરતી મલનાર નથી પણ કદાચ નામોશી લાગશે. ને કરતાં તમારો મરજી લડાઈ કરવાપરજ હશેતો મારા વફાદાર સરદારો તમારી ખબર સારી પડે લેશે." એ વેળા હોલકરનું સંધું લસકર એ બાઈ પર ફીદા હતું. તેઓને લડાઈના કામ સારૂ ઉસકેરવાને તેઓની સરદારી પોતે કરવાનો એણે ઠરાવ જણાવીઓ. તે મુજબ એણે પોતાના ખાસ હાથીપર હાઉદો બાંધી લડાઈના હથીઆર મેલવાને હુકુમ કીધો. બીજા હાથ પર રાઘોબા દાદાની લડાઈની ધુમધામ બીજા મરાઠા સરદારોને ગમી નહી. ગંગાધર જેસવંત સરખા બેવફા અમલદારની તરફેન કરવા સારૂ એ રાઘોબા સાથે સામેલ થવાને ગોવાલીઅરના રાજા માધજી સીંધીઆ તથા નાગપોરના રાજા જાનોજી ભોંસલાએ સાફ ના પાડયુ. તે ઉપરાંત રાઘોબાના કાકા પુનાવાળા માધુરાવ પેશવાનેબી દુર અંદેશાવાળી અહાલીઆબાઈએ સઘલી કેફીઅત લખી વાળી હતી. તેણે હુકુમ મોકલીઓકે રાઘોબાએ હોલકરની લાએકીવાળી રાણીને કસી પરકારે ઈજા પોંહચાડવી નહી. એ પરમાણે બનયાથી એ સરદાર ચુપકીદો બેઠો.

અહાલીઆબાઈએ કરેલા ઠરાવ મુજબ છાતી રાખી કામ કીધાથી તેનો વાજબી હક જળવાયો. તારબાદ એ રાણીએ સંઘો રાજ કારોબાર એવી ઉતમ રીતે ચલાવયોકે તેથી તેનુ નામ આખાં હીંદુસથાનમાં વખાણાયું. તુકાજી હો

લકર નામના એક પરખીઆત અને સરવને પસંદ પડતા સરદારને પોતાનો સેનાપતી ઠરાવીઓ. સ્ત્રી તરીકે જેજે કામો પોતાથી સારી પેઠે બની શકે નહી તે એ ધણીને સોંપીઆં. બીજીબી કારોબાર ઘટતું લાગુ તેમે વેંહચી લીધો. કેટલાક લોકે વીચારયું કે રાજની સતા બે હાથે વેંહચાઈ પડયાથી નુકસાન થશે. પણ તીસ વરસના અનુભવથી માલુમ પડીઉં કે તુકાજીની વફાદારી તથા અહાલીઆબાઈની ખામોશી અને સેઆણપણથી હોલકર સરકારનો કારોબાર એ રાણીના વખતમાં જેવો સારો ચાલીઓ તેથી સરસ કોઈ બીજે વખતે ચાલીઓ નોહતો. જારે તુકાજીની લાએકીની પુરી પરીખશા થઈ તારે અહાલીઆબાઈએ તેને પોતાના રાજનો વારસ ઠરાવીઓ. હોલકરનો જે બે કરોડ રૂપૈંઆનો ખાનગી ખજાનો હતો તે તથા વરસ દાહડે ચાર લાખ રૂપૈંઆની ખાસ મીલકત અહાલીઆબાઈએ પોતાના હવાલામાં રાખી. બાકી જે કાંઈ પેદાસ થાએ તે એ રાણી સરકારી ખજાના ખાતે વસુલ કરાવતી. પોતાની સઘલી ખાનગી આવક દાન ધરમના કામમાં ખરચતી. પોતાને હવાલેના મુલુકનો ગામખાતાં તથા લસકર ખાતાનો ખરચ પુરો થતાં સરકારી આવકમાથી જે કાંઈ બાકી રેહતું તે અગત પડે તારે પારકાં દેશમાં કામે લાગેલાં હોલકરનાં લસકરને સારૂ મોક્લતી. એ સઘલી આવક તથા ખરચનો ચોક્સ હસાબ રખાવવાને ખબરદારી કરતી. બુધ્ધી બલે કરી એ બાઈએ પોતાના મુલુકમાં પોતાનો અમલ આછી તહરે ફેલાવીઓ તથા બીજાં રાજવાળાઓ સાથની નીસબત માન ભરેલી કંધી એના વખતમાં થી પના ટેનબાર ઓરીંગાપટામ

નાગપોર, લખનો, તથા કલકતાની સરકારોને તાંહાં રેહ
તા હતા. એના વખતમાં આ મોહટાં દેશમાં બનેલી સ
ઘલી અગતની બીનાઓ સાથે એ બાઈ ઈલાકો રાખતી
હતી. પારકાં રાજવાળાઓથી માન મેલવી તેણે ઈનદોર
ના રાજને પેહલી પદવીનું કીધું. બનતાંસુધી એ બાઈ સ
દા નરમ દોરી રાખી કામ લેતી. પણ જારે ધમકી દેવા
ની જરૂર પડે તારે તેમ કરવાની હીમત સદા એનામાં ન
જર આવતી. ગરાસીઆ તથા ભીલ લોકના સરદારો સાથ
એ રાણીએ એવી હુશીઆરી તથા ઘટતી ખબરદારીથી બં
દોબસત કીધો કે તે બેરડા તથા આડી ચાલવાળા લોકોને
રાજી રાખતાં એણે પોતાની રઈઅેતનો લાભ સારી પઠે
જાળવીઓ. દયાલુ અમલ અને અદલ ઈનસાફથી પર
જાને સુખી કરવાની એની નેમ હતી. પરધાનો તથા અ
મલદારો પસંદ કરવામાં સદા તેઓની કાબેલીઅત તથા
લાએકીપર ધેઆન રાખતી. કોઈ કસી આડી ચાલ ચ
લાવતો માલુંમ પડેતો તેને અપખશપાતપણે ઘટતી સજા
કરાવવાને પછાત રેહતીતી નહી. અહાલીઆબાઈ દરરો
જ ઘણા કલાક સુધી દરબારમાં બેસી રાજનુ કામ કાજ ક
રતી. રાજ કારોબાર ચલાવવા સંબંધી તેનો મુખીઅ કા
નુન એ હતો કે જેમ બને તેમ રઈઅત પાસથી થોહો કર
લેવો. જે જે લોકો હોલકરની સરકારને ખંણી આપતા
હતા તેઓપરબી એટલી રેહમ નજર રાખતી કે તેઓ ખંણી
ભરતાં સદા ઘણી ઢીલ કરતા હતા. એ રાણી ગામડાંના અ
ધીકારીઓ તથા વતનદારોના હકને નીભાવતી. અગત પ
ડેતો દરએક આદમીની ફરીઆદ પોતે સાંભળતી. ઘણા
અરજદારોના મુકદમાં પંચ તથા અદાલતોપર સોંપતી. પ

ણ કોઈનીબી અરજ સાંભળવાને ના પાડતીતી નહી. ર ઈઅતને અદલ ઈનસાફ અપાવવાને એટલીતો આરજુ રાખતી કે તેણે ઠરાવેલા અમલદારોએ કીધેલા ચુકાદાની વીરૂધ તેની જનાબમાં અરજ થતીતો તેપર ધેઆન આપી ધીરજ તથા ખામોશીથી હરેક નાધલી બાબદ વટીકની ત પાસ કરતી. ઈસવર તથા આદમીજાત તરફ પોતાની ફ રજ અદા કરવામાં પછાત રેહતીતી નહી. ઈસવરની કુરૂ પા તથા સાહેતા વીના પોતાના નેક ઈરાદા મુજબના કા મ સારી પડે પાર ઉતરે નહી તથા અંતકાલે પોતાનુ રખ શણ થાય નહીં, માટે દુનીઆનાં કામથી પરવારી એ રાણી દેવ ધરમના કામો તથા નીતીની વાતોપર લખશ આપ તી. એ પરોટીઉં પડતાં ઉઠતી અને બાપીકા ધરમના બતાવીઆ મુજબ ઈસવરની ભકતી તથા દાન પુન કરતી. તારબાદ ખાનુ ખાઈ પાછી ભકતી કરવામાં મસગુલ થતી અથવા નીતીની વાતો કરતી અને સાંભળતી. તે પછી થોહોવાર આરામ કરતી. આસરે બે કલાકને અમલે કપ ડાં પેહરી દરબારમાં જતી. તાંહાં સાંહાંજના છ કલાક સુધી સરકારી કામ કાજ કરતી. પછી નવ વાગા સુધીનો વખત જમવા તથા ધરમ ધેઆંનના કામમાં ગુજારી પાછી દરબા ર ભરતી. તાંહાં અગીઆર વાગા સુધી કામ કાજ કરીને ઉંઘવાને જતી. તે સદા કેહતીકે " પોતાનો અખતીઆ ર હું કેવી રીતે ચલાઉંછું તેનો હસાબ મારે ઈસવરને આ પવો પડશે. "

અહાલીઆબાઈએ પોતાના દેશનો માહેલો કારોબાર એવી અછી રીતે ચલાવીઓ કે સંધી પરજા તેનીપર ફીદા રહી તેને માતા સરખી ગણતાં હતાં. પરજાની આબાદી

જેમ જેમ વધે તેમ તેમ તે ખુશી થતી. સરાફો, વેપારીઓ, જમીનદારો તથા ખેડુતોની દોલતનો વધારો થયલો સાંભળી તે મગન થતી. કોઈની માલ મીલકતપર પોતે કસી લાલચ રાખતીતી નહી અથવા પોતાના સેવકોને રાખવા દેતીતી નહી. પરજાનો લાભ જાળવવા તથા તેઓને આશરો આપવાને એ રાણી કેટલી આરજુમંદ હતી તે વીશેના ઘણાક જાણવા જોગ દાખલા છે તેઓમાંથી એકુ બે અતરે ટાંકીઆછે.

તુકાજી હોલકર એક વેળા ઈનદોરની નજીક છાવણી કરી પડેલો હતો. તે સમે દેવીચંદ નામનો એક માતબર શાહુકાર છોકરાં વગરનો મરણ પાંમીઓ. મતલબીઆ લોકની ઉસકેરણીથી તુકાજીએ કેટલાક દેશી રાજાઓની રીત મુજબ મરનારની દોલતનો કેટલોએક હીસ્સો સરકારના ખરચ સારૂ માંગીઓ. એ વેળા મરનારની વીધવા બીજા સંધા ઉપાએ પડતા મેલી માહીસીર ગઈ. તાંહાં તેણે અહાલીઆબાઈનો આશરો માંગીઓ. એ રાણીએ તે બાઈનો સંધો હેવાલ સાંભળી લીધો. રાણીએ તેને તુરત તેના ભરથારની વારસ ઠરાવી અને સંધી ફીકર દુર કરવાને કહયું. એક પોશાક આપી ફરમાવીઉં કે તેણે નચીંત થઈ પોતાને મકાને જવું. પછી તુકાજીપર હુકુમ મોકલીઓ કે તેણે છાવણી ઉંચકી શેહરથી દુર જવું અને અનઘટતા છાપાથી રઈઅતને હલાક કરવી નહી. એ પરમાંણે તે વીધવા સુખી થઈ તથા અહાલીઆબાઈની વખાણમાં વધારો થયો.

એક તવંગર સરાફ નામે શુભ ખેમદાસ સીરોંજમાં મરણ પાંમીઓ. તાંહાંના સરકારી કારોબારીએ મરનારની વીધવા

પાસથી તરણ લાખ રૂપીઆ માંગીઆ. તે સાથે એવી ધાસ્તી આપી કે એ રકમ જો ઉતાવળે આપવામાં આવે નહી તો મરનારની સંધી દોલત સરકાર ખાતે જપત થવાની. તે બાઇ દતપુતર લેવા માંગતી હતી. તે વીશે પણ એ અમલદારે ઉપલી રકમ મલે તાંહાંસુધી અટકાવ કીધો. એ ઉપરથી, તે બાઇ પોતે લેવા ધારેલા દતપુતર તથા બીજાં સગાંઓ સાથે શ્રી માહીસીર ગઈ. તેણે અહાલીઆબાઈ આગળ ફરીઆદ કરી દાદ ચાહી. રાણીએ તેઓને એક દીવસબી કસા અંદેશામા રાખીઆં નહી. પેલા જુલુમગાર કારભારીને તુરત ચોકરીથી બરતરફ કીધો. પેલી બાઈના દતપુતરને કાએમ કીધો. એ અરજદાર ઓરતે આપવા માંગેલુ નજરાનુંબી લેવાને રાણીએ ના પાડીઉં. પેલા દતપુતરને પોતાના ખોલામાં બેસાડી કપડાં તથા જનસ પેહરાવી. તેને પાલખી નશીન કરી તેના ખેશો સાથે તેને મકાને રવાને કીધો. એ હેવાલ સાંભળી વાટે જતાં રાહદારીઓ તથા સીરોંજનાં સંધાં રેહવાસીઓ રાણી પર દુવા કરવા લાગાં.

શ્રી કેરગોંગમાં તાપીદાસ તથા કાસીદાસ નામના બે નાણાવટીઓ આસરે એકજ વખતે મરણ પાંમીઆ. તેઓની સુમારે ચાર લાખ રૂપીઆ જેટલી મીરાસ હતી. તેઓનાં કાંઈ બચાં હતાં નહી. તાપીદાસની વીધવા અહાલીઆબાઈ પાસે આવી કેહવા લાગી જે "તમારા રાજના આશરા હેઠલ મારા ભાઈ તથા ભરથારે મેલવેલી દોલત ખાનાર કોઈ રહયું નથી. માટે તે સરવે હું તમોને નજર કરવા માગુંછું." પણ એ દોલત લેવાને અહાલીઆબાઇએ સાફ ના પાડીઉં. એ પરજા હીતકારી રાણીએ

પેલી બાઈને જણાવીઉં કે તેને જો દોલતનો બીજો કસો ખપ હોય નહી તો તે દાન ધરમ કરવામાં વાપરવી. તે મુજબ તે બાઈએ કીધું. તેણે કોરગંગા નદીપર ઘાર અથવા ફતરની સીરી બનાવી તથા એક દેહડું બંધાવીઉં જેથી તેની ઈઆદગારી રહી ગઈછે.

અહાલીઆબાઈ પરાણી માતરને સુખ આપવા તથા ખુશી કરવામાં મોહટું પુનનું કામ સમજતી. એ રૂડી સમજ મુજબના કામો કરવામાં એ પરતાપી રાણી પોતાના વડીલોથી મલેલો ખજાનો વાપરતી હતી. તે દોલતમાંથી તેણે દેહડાં બંધાવીઆં તથા બરામણોને દાન આપીઉં એટલુંજ નહી, પણ રસતા બંધાવીઆ, ધરમશાલાઓ રચી, કુવા તલાવો બનાવીઆ તથા ટાંકીઓ અને કુંડીઓ બંધાવી. એવાં ઉપીઓગી કામો પોતાના મુલુક માંજ નહી પણ ઉગમન તરફ શ્રી જગરનાથ થીતે પસચમમાં શ્રી દુવારકા અને ઓતર તરફ શ્રી કેદરનાથથી તે દખણ તરફ શ્રી રામેસર સુધી તેના ધરમાતુપણાંની નીશાનો છે. તે સદા ગરીબ લોકને જમાડતી. કેટલાક તેહવારોને દીવસે સઉથી હલકી વરણના લોકનેબી ઉજાણી કરાવી ખુશી કરતી. થંડીની રૂતમાં પોતાના સેવકો તથા બીજાં ગરીબ લોકોને એ રાણી કપડાં આપતી હતી. ગરમીની મોસમમાં તેનાં આદમીઓ પાંણી લઈ ઠેકાણે ઠેકાંણે ઉભા રેહતાં કે તરસેઆં રાહદારીઓ તથા જાનવરો તાજાં થાય. ઘણી વેળા ખેડુતો જોઈને ઘબરાઈ જતા કે અહાલીઆબાઈનાં માણસો એકાએક આવી તેઓના બલદોની જુસડીઓ છોડી પાણી પાવા મંડી જતા. હવાના પરંદાંબી એ રાણીની સખાવતથી વેગળાં નોહતાં.

એવાં સંધી પરકારનાં પુનેનો કામ દુનીઆમાં પોતાની વ
ડાઈ જણાવવાને નહી પણ ખાસ ફરજ સમજીનેજ તે ક
રતી હતી. દાન ધરમ અને નેકી કરવી, તે પોતાના કીર
તાર તરફ ફરજ સમજીનેજ કરવી અને તે માટે કસી વ
ખાણ કરાવવાની આશા રાખવી નહી, એવો એ બાઈ
નો કાનુન હતો.. એ રાણીના સદગુણોની કોઈ વખા
ણ કરતું તો તે વીશે તે તુરત અટકાવ કરતી. એક સ
મે એક બહરામણે એ બાઈના ભલાં કામોના હેવાલનુ
એક પુસતક બનાવીઉં. તેમાં એની ઘણી તારીફ કીધી
હતી. તેમાંની સંધી બીનાં એ બાઈએ સાંભળી લીધી.
પછી તે બોલીકે "હું એક પાપી સ્ત્રી છું અને એટલી બધી
તારીફને લાએક નથી." એટલું કહી પેલું પુસતક નરબ
દા નદીમાં નખાવી દીધું, અને પેલા બરામણની કસી
ખબર લીધી નહી. એ પરમાંણે બેગરજપણે ભલાઈ કર
નારી માહાપરતાપી રાણી લાંબી મુદત સુધી રાજ કીધા પ
છી ઈ૦ સ૦ ૧૭૯૫ માં મરણ પાંમી. એ રાણી ઘણું
થયું આ દુનીઆંથી ગુજરી ગઈછે. પણ તેનુ નામ હજુર
જીવતુંછે અને તે ઘણુ સુધી વીસરાએ એવું લાગતું નથી.
અહાલીઆબાઈ ને સરવે કોઈ પેઆરથી ઈઆદ કરેછે.
તેની કાબેલીઅત, હીંમત, અદલ ઈનસાફ, સખાવત, ઈ
તીઆદીની તારીફ સરવે ઠેકાણે થાયછે.



# પાનથીઆ.

પાદશાહઓના પાદશાહ કેખુશરોએ જારે શ્રી આ સીરીઆ મુલુકપર ચટાઈ કીધી તારે દુશમનોની સામને લડતાં એક વખત તેના લસકરને હાથ કેટલાક ખજાના તથા બીજા સામન સાથે કેટલીક ઓરતો આવી ગઈ. તે જમાનાની રીત મુજબ તે લસકરે બીજા માલ સાથે એ સ્ત્રીઓને લુટ તરીકે વેંહચી લીધી. તેઓમાં એક ઓરત જે ઘણે ઉંચે દરજ્જેની તથા ખુબસુરત હતી તે પાદશાહને વાસતે રાખવામાં આવી. એ ઓરતનુ નામ પાંનથીઆ હતું. તે સુસીઆન લોકના હાકમ આબરાદેટસની બાએડી થતી હતી. જે લડાઈમાં તે કેદ પકડાઈ તે થયા ની આગમચ તેનો ભરથાર પોતાના વડા બાબીલોનીઆના પાદશાહનાં કાંઈ કામ સારૂ બાકટરીઆના પાદશાહની દરબાર ખાતે ગયો હતો.

સાંહાંજને વખત પાદશાહ કેખુશરોને બીજી સઘલી હકીગત સાથે પાનથીઆ વીશેની ખબર કરવામાં આવી. તે ખબર કરનાર અમલદાર બોલીઓ કે "એ બાનુ ઉંચી ધુનીઆદની, શોભીતાં કદની, જોરાવર બાંધાની, ખુબસુરત ચેહરેની એવી નખરાં ભરેલી નાજની છે કે તેના જેવી કોઈ બીજી હોય નહી." પણ આદમી જાતના હક તથા લાએકીના કાનુન વીશે દાનાવ કેખુશરો પાદશાહ પોતાની આસપાસનાં આદમીઓ કરતાં વધારે સમજ ધરાવતો હતો. તેણે દુર અંદેશો કરી એ ઓરતને પોતાની બાંદી કરવાને નાપસંદ કીધું. તેણે પેલા અમલદારને હુકુમ કીધો કે એ બાનુની ખુબ તહરે જાળવણી કરવી. પાંનથીઆ

ના એ રખેવાલ પોતાની નીતી વીગે પાદશાહની આગ
ળતો ઘણું ડમર કરતો હતો. પણ તેણે પાંનથીઆપર બુરી
નજર દોડાવી. એ સમજુ બાનુએ પેહલાંતો આદમી
જાતની ખાત્રી તરફ નેથા કરી વીચારીઉં કે એકાએક ફરી
આદ કરવી દરૂરાત નહી. માટે એ ગુમરાહ મરદને અછી
તહરે એટલુંજ જણાવયું કે તે કેવી પતીવરતા હતી. તેની
ભલાઇથી પેલો મરદ મન સાથે લજવાયાને બદલે સાંમી
ધાસતી આપવા લાગો. જો એ બાઈ રાજી થઈને તેની મ
રજી રાખે નહી તો બરજોરીથી એને ઠેકાંણે લાવવાની
વાત તેણે કહી. તે સાંભળી વધારે વખત ખામોશ રે
હવાને પાંનથીઆને દરૂશત લાગું નહી. તેણે એક ખીદમત
ગારની મારફતે સઘલો હેવાલ પાદશાહને જાહેર કરાવી
ઓ. કેખુશરોએ તુરત તે વીશે ઘટતી ચોકસાઈ કીધી. તે
નાલાએક અમલદારને દુર કરી તે બાઇને નર્ચીત રેહવા
ને કેહવાડીઉં. એ પાદશાહની એવી લાએકી જોઈ પાન
થીઆ આફરીન કરવા લાગી. તેણે મન સાથે વીચારયું
કે "એવાજ પાદશાહની સેવા કરવી મારા ભરથારને સજા
વાર છે." પછી તેણે એ નામદાર પાદશાહને જણાવીઉં કે
"જો તમો મારા ભરથારને તેડાવવાને મને રજા આપશોતો
હું હીમતથી કહુંછું કે તે તમારો વીસવાસુ સેવક થઈ રેહ
શે. એ મારો ભરથાર પોતાના આગળા પાદશાહનો ખે
રખા હતો. પણ હાલ જે ધણી પાદશાહી કરેછે તે એ
વો નાલાએક છે કે મારા ભરથારથી મને છુટી પાડવાને
તેણે એક વેળા વેતરણ કીધી હતી. વાસતે એવા નાલા
એક આદમીને મેલી એ મારો ભરથાર મોહટી ખુશીથી
તમારી ફરમાબરદારી અખતીઆર કરશે." એ વાત ર

ળળી પાદશાહે તેને પોતાના લશ્કરને તેડાવવાને રજા આપી. લાએકીવાળી પાંથીઆએ ઠરાવી રાખેલી નીશાન કરી આબરાહેટસને બોલાવીઓ. તે નીશાન જોઈ આ બરાહેટસ બે હજાર સવારો સાથે કેખુશરોની છાવણીમાં આવીઓ.

આબરાહેટસ તથા પાંથીઆએ એક બીજાં સાથે હેત ના આલીગન કીધાં. તે બાનુએ પોતાનો સઘલો હેવાલ કહી કેખુશરોની દાદ ઈનસાફ તથા સલુકની ઘરતી તારી ફ કીધી. તે સાંભળી આબરાહેટસનું દીલ આફરીનના જો સ્સાથી ભરાઈ આવીઉં. તે આતુરતાથી બાએડીને પુછ વા લાગો કે એવા આભારનો બદલો કેમ આપવો. પા નથીઆએ જવાબ દીધો કે એ પાદશાહની ફરમાબરદારી કંબુલ કરી તેની એવી રીતે સેવા બજાવવી કે જેથી તે ખુ શ થાય. પાનથીઆની ભલામણપર તેણે અમલ કીધો. પાદશાહની હજુરમાં જઈ કુરનશ બજાવી તેની સેવા કરવા ની રજા માંગી. પાદશાહે તેની વાત કબુલ રાખી અને આશીસ દઈ કહયું કે આજ " રાતે જઈ તમો પોતા ની બાનુ સાથે ખાનુ ખાવો. કોઈ બીજે દીને આપણ પોતાના મીતરો સાથે આપણી દોસતી થવા વીશે મેજબા ની કરશું."

એ પરમાણે પાંથીઆએ દુશમનોની વચેબી હીમત તથા દાનાઈથી પોતાની ઈજતનો બંચાવ કીધો. એ બાબ દમાં પોતાપર થયલો ઉપકાર વાળવાને એ રૂડી સ્ત્રીએ ઠ રાવ કીધો. એની ઉસકેરણીથી આબરાહેટસે કેખુશરોની ચાકરી પુરતાં જીગરથી કરવા માંડી. એકવાર શતરૂની સા મને લડવાને મોહટું લસકર એ પાદશાહે તઈઆર કીધું.

આપણપર કેટલો ઉપકાર કીધેલોછે તે તમો ઈઆદ રાખજો. જારે તેના આદમીઓએ તેને વાસતે મને ચુંટી કાહડી, તારે મને બાંદી અથવા બાએડી તરીકે રાખવાને તેણે સાફ ના પાડયું. પોતાની ભોજાઈના સરખા દરજાથી તેણે મને રાખી અને તમારે હવાલે કીધી. જે સરદાર મારો ચોકીદાર હતો અને જેણે મારીપર બદ નજર કીધી હતી, તે પાદશાહની તરફથી બીડું ઝડફી આ લડાઈ સંબંધી મોહટું કામ કરવાને ગયોછે. પણ મેં પાદશાહને કહેલુંછે કે 'એ સરદાર કરતાં મારો ભરથાર વધારે વફાદાર સેવક તથા ઝીતર થઈ શકશે.' વાસતે મારૂં તેવું બોલેલું વેરથ જાએ નહી એવું તમો કરજો." એવા ઉતમ સખુનો બાએડીને મોહડેથી નીકળતા સાંભળી આબરાદેટસ ઘણો મગન થયો. તે તે બાએડીના સરપર હાથ મેલી આસમાન તરફ નજર કરી પરારથના કરવા લાગો કે "ઓ! ઈસવર તું એવી બખશીશ કરજે કે હું પાનથીઆને લાએકનો ભરથાર તથા ક્રેપુશરોને લાએકનો ઝીતર કેહવાઉં." એટલું બોલી તે પોતાની લડાઇની રથમાં સવાર થયો. પાનથીઆની રજા લઈ રવાને થયો. પાનથીઆ તેની પછવાડે જવા લાગી. પણ આબરાદેટસે પાછુ ફરી તેને જોઈ તારે ઝીનત કીધી કે તેણે પોતાને મકાને જવું. તેણી ખીદમતગારો તુરત તેણે ગાડીમાં બેસાડી તેને ઠેકાંણે લઈ ગઈ. એ વખતે એ ઘણી ઘણીઆ` ` પેઆરનો દે

નોની સાથે ખુબ લડાઈ કરવા લાગો. કેખુશરોએબી જો યું કે તે ઘણી ખબરદારી તથા મરદાનગીથી કામ બજાવ તો હતો. લડાઈ ખલાસ થઈ તારે આબરાડેટસ પાદશા હની નજરે પડીઓ નહી. પુછપરછ કરતાં માલુંમ પડી ઉં કે દુશમનોની ઉપર હુમલો કરતાં તે બાહદુર સરદાર કપાઈ ગયો હતો અને તેની પતીવરતા બાએડી તેની લા સને લાવી માહેતમ કરતી બેડી હતી. એ બીના સાંભ ળી કેખુશરો અતીસે દીલગીર થયો. તે કેટલોક જરૂરી આત સામન લઈ બે સરદારો સાથે તુરત પાંનથીઆની ન જીક ગીઓ. એ બાઈ વાહાલા ભરથારનુ માથું મોહબત થી પોતાના ખોલાપર લઈ વીલાપ કરતી બેડી હતી. તે દેખાવ જોઈ પાદશાહની આંખોમાં પાંણી આવીઉં. તે બોલીઓ કે "અરે! નેક મરદ તારો અંત આવીઓ સું?" એવું બોલી તે મરનારનો હાથ પકડવા ગીઓ. તે હાથ ધાંકેલાં કપડાંમાંથી બાહેર ખેંચાઈ આવીઓ. પાન થીઆએ દુખની ચીચારી મારી. તે હાથ પાછો ગોઠવી બોલી કે "ઓ પાદશાહ સંઘા ભાગ એવીજ અવસથામાં છે વાસતે જોઈને સું કરશો?" પાદશાહએ એ ઓરતને ઘ ણો દેલાસો દીધો. પોતાની સાથે લાવેલો સામન હાજર કીધો. પાનથીઆને ગમે એવી રીતે તે લાસને અવલ મંજલ પોહચાડવાને બીજું જે કાંઈ જોઈએ તે તુરત હા જર કરવાને માણશોને હુકુમ કીધો. પાનથીઆને પોતા ને ગમે તાંહાં રેહવા તથા જવાને સંધી મદદ કરવાની ત થા તેને કોઈબી પરકારે મોહતાજદાર નહી રાખવાની પા દશાહે ખાતરી આપી. પાનથીઆએ કહયું કે "પાદશાહ કેખુશરો તમો ખાતર જમા રાખો કે હું કાંહાં અને કોણ

ની પાસે જવા માંગુંકું તે વીશે તમો અનજાણા રેહશો નહી."

એ પછી પાદશાહ દીલગીર થતો પોતાને મકાને ગીઓ. તે મન સાથે ઘણો અફસોસ કરવા લાગો કે આ વાં સપવાળાં ધણી ધણીઆંણી આવી દુખ ઉપજવા જોગ રીતે એક બીજાંથી જુદાં થયાં. તે પાછો ફરયા પછી પાનથીઆએ પોતાની એક ખાસ દાઈ શીવાએ સરવ કોઈને દુર જવાને હુકુમ કીધો. તે દાઈને ફરમાવીઉં કે "હું જેવી મરણ પામું તેવી મને મારા ભરથાર સાથે એકજ કફનમાં લપેટી અવલ મનજલ પોંહચાડવાની ગોઠવણ કરજે." તે દાઈએ તેને ઘણીખી સમજાવી કે પોતાનો કીમતી જાન બરબાદ કરવો નહી. પણ એ પતીવરતા બાનુની સમજમાં એવુંજ ઉતરીઉં કે આ દુનીઆમાં જે ભરથારની સાથે એકસંપથી સુખમાં જીંદગી ગુજારી હતી તેની સાથેજ આ દુનીઆંથી ગુજરી જવું બેહતર હતું. માટે એક તલવારથી પોતાને મરતતોલ જખમ કીધો. પોતાનુ સર પેઆરથી ભરથારની છાતીપર મેલી પરાણ મુકીઓ. કેખુસરો પાદશાહને એ વીશે ખબર થઈ તારે તે નામદાર વધારે ગમગીન થયો. એવાં રૂડાં જોડાં ઉપર તે આફરીન કરવા લાગો. તેની ઉમેદ એટલીજ રેહી ગઈ કે તે તેઓને લાએકને લતીજે પોંહચાડી શકે એટલોવાર તેઓ જીવીઆં નહી. પાંથીઆની મરજી મુજબ તેનેના ભરથાર સાથે અવલ મંજલ પોંહચડાવી. તેઓની સ મેલવાની જગોએ એક કી [illegible] મ બનાવી [illegible] ઓની વફાદારીગીરી મારેના [illegible] કોતરા

## મેનીઆ.

ઈરાણ દેશના પાદશાહ અરદેશરના વખતમાં એ રા જને તાએના ઈઓલીઆ પરાંતનો હાકમ ઝેનીસ મરણ પાંમીઓ. તેની કાબેલ તથા શુરી વીધવાએ તેની હકુમત ચલાવવાનો વીચાર રાખીઓ. તે તરફનો પાદશાહનો સુ બો જેને યુનાની લોકો ફરનાબેજસ કરી કેહતા હતા તે ણે ઝેનીસની જગોએ કોઈ બીજા મરદને હાકમ ઠરાવવા ની મરજી કીધી. તે જાંણી ઝેનીસની વીધવા પોતાની સાથે કેટલોક હદીઓ લઈ પોતાની વીસવાસુ દાઈઓ સા થે તે સુબાની હજુરમાં ગઈ. ઘટતો તાજીમ તવાજો કરી પેશો હદીઓ નજર કરી એ બાઈએ પોતાના મરનાર ભ રથારનું કામ ચલાવવાને પરવાનગી ચાહી. પોતાની એ લતેમાસને ટેકો આપવાને તેણે ફરનાબેજસને કહયું કે "મારો ભરથાર તમારો જાની દોસત હતો. મેહસુલ ભ રવામાં તે સદા વખતસર તઈઆર રેહતો. એટલા માટે તમો તેની તારીફ કરી માન આપતા હતા. હવે હુંબી તે ની માફક તમારી સેવા કરી શકું તો ઈઓલીઆની હ કુમત ચલાવવાને તમો બીજો આદમી સા માટે ઠરાવો ? તમે વકી રાખવા પરમાંણે આગળ ચાલતાં હું સરવ કા મ કરી શકું નહી તો હરેક વખતે મને બરતરફ કરી બી જાં આદમીને તે કામ સારૂ ઠરાવવાને તમો મુખતીઆર છેવો."

મેનીઆનુ ઉપર જણાવવા મુજબનું અસર કરવા જો ગ બાપણ સાંભળી ફરનાએજસે તેને હકુમત સોંપવાને મ રજી કીધી. આગળા ઈરાણી લોકો ઓરતોની કમાલીઅ

ની પાસે જવા માંગુંછું તે વીશે તમો અનજાણ્યા રેહશો નહીં."

એ પછી પાદશાહ દીલગીર થતો પોતાને મકાને ગીઓ. તે મન સાથે ઘણો અફસોસ કરવા લાગો કે આવાં સપવાળાં ધણી ધણીઆંણી આવી દુખ ઉપજવા જોગ રીતે એક બીજાંથી જુદાં થયાં. તે પાછો ફરયા પછી પાનથીઆએ પોતાની એક ખાસ દાઈ શીવાએ સરવ કોઈને દુર જવાને હુકુમ કીધો. તે દાઇને ફરમાવીઉં કે "હું જેવી મરણ પામું તેવી મને મારા ભરથાર સાથે એકજ કફનમાં લપેટી અવલ મજલ પોંહચાડવાની ગોઠવણ કરજે." તે દાઈએ તેને ઘણીબી સમજાવી કે પોતાનો કીમતી જાન બરબાદ કરવો નહીં. પણ એ પતીવરતા બાનુની સમજમાં એવુંજ ઉતરીઉં કે આ દુનીઆમાં જે ભરથારની સાથે એકસંપથી સુખમાં જીંદગી ગુજારી હતી તેની સાથેજ આ દુનીઆંથી ગુજરી જવું બેહતર હતું. માટે એક તલવારથી પોતાને મરતતોલ જખમ કીધો. પોતાનુ સર પેઆરથી ભરથારની છાતીપર મેલી પરાણ મુકીઓ. કેખુશરો પાદશાહને એ વીશે ખબર થઈ તારે તે નામદાર વધારે ગમગીન થયો. એવાં રૂડાં જોડાં ઉપર તે આફરીન કરવા લાગો. તેની ઉમેદ એટલીજ રેહી ગઈ કે તે તેઓને લાએકને લતીજે પોંહચાડી શકે એટલોવાર તેઓ જીવીઆં નહી. પાંથીઆની મરજી મુજબ તેને તેના ભરથાર સાથે અવલ મંજલ પોંહચડાવી. તેઓની લાસ મેલવાની જગોએ એક કીમતી સ્થંભ બનાવી તેપર તેઓની ઈઆદગીરી માટેના લેખ પાદશાહે કોતરાવીઆ.

## મેનીઆ.

ઈરાણ દેશના પાદશાહ અરદેશરના વખતમાં એ રા જને તાબેના ઈઓલીઆ પરાંતનો હાકમ ઝેનીસ મરણ પાંમીઓ. તેની કાબેલ તથા શુરી વીધવાએ તેની હકુમત ચલાવવાનો વીચાર રાખીઓ. તે તરફનો પાદશાહનો સુબો જેને યુનાની લોકો ફરનાબેજસ કરી કેહતા હતા તે ણે ઝેનીસની જગોએ કોઈ બીજા મરદને હાકમ ઠરાવવા ની મરજી કીધી. તે જાંણી ઝેનીસની વીધવા પોતાની સાથે કેટલેક હદીઓ લઈ પોતાની વીસવાસુ દાઈઓ સા થે તે સુબાની હજુરમાં ગઈ. ઘટતો તાજીમ તવાજો કરી પેલો હદીઓ નજર કરી એ બાઈએ પોતાના મરનાર ભ રથારનુ કામ ચલાવવાને પરવાનગી માહી. પોતાની એ લતેમાસને ટેકો આપવાને તેણે ફરનાબેજસને કહયું કે "મારો ભરથાર તમારો જાની દોસત હતો. મેહસુલ ભ રવામાં તે સદા વખતસર તઈઆર રેહતો. એટલા માટે તમો તેની તારીફ કરી માન આપતા હતા. હવે હુંબી તે ની માફક્જ તમારી સેવા કરી શકું તો ઈઓલીઆની હ કુમત ચલાવવાને તમો બીજો આદમી સા માટે ઠરાવો ? તમે વકી રાખવા પરમાંણે આગળ ચાલતાં હું સરવ કા મ કરી શકું નહી તો હરેક વખતે મને બરતરફ કરી બી જાં આદમીને તે કામ સારૂ ઠરાવવાને તમો મુખતીઆર છેવો."

મેનીઆનુ ઉપર જણાવવા મુજબનું અસર કરવા જો ગ ભાષણ સાંભળી ફરનાબેજસે તેને હકુમત સોંપવાને મ રજી કીધી. આગળા ઈરાણી લોકો ઓરતોની કમાલીઅ

ત તથા દરનજા વીશે ઘણું સારૂં મત ધરાવતા હતા મા ટે એ મરજી મુજબ ચાલ કરવાને એ સુબાએ કસી અ ડચણ જોઈ નહી. હકુમત પોતાને હાથ આવયા પછી સુ બાને મેહસુલ ભરવાની બાબદમાં મેનીઆ પોતાના ભર થારની માફકજ વખતસર તઈઆર રેહતી. તે ઉપરાંત ફરનાબેજસને રાજી રાખવાને હરેક મુલાકાતને વખત તે બાઈ તેને કાંઈ નજરાણું આપતી હતી. એ ઓહદેદાર જારે તેના ગામમાં આવતો તારે હરેક બીજા તેના હાથ તલેના હાકમ કરતાં મેનીઆ તેની વધારે સારી બરદાશત કરતી હતી. તેણે પોતાના ભરથારને તાબેનો આગળો મુલુક સઘલો ઓસતવારીથી જાળવી રાખીઓ. શ્રી લા રીસા, હેમાકટીસસ તથા કલોના વીગરેનાં બંદરો ઝીતી લઈ તે મુલુકમાં વધારો કીધો. એ શેહરોપર હુમલા કર નાર લસકરની સરદારી મેનીઆએ પોતે કીધી હતી. જુ ધને વખત કોણ કોણ દીલભરીથી કામ કરતા હતા તે વી શે પોતાની લડાઈ કરવાની ગાડીમાંથી એ નજર રાખતી હતી. જેઓ સારી ચાકરી બજાવે તેઓને ઘટતી શાબા શી તથા બખશીશ આપવાથી પછાત રેહતી નોહતી. એ પરમાંણે તે કાબુવાળી રાણી તથા લસકરની માનીતી સ રદાર થઈ.

ઈરાણને તાબેના મુલુકપર છાપો મારનાર મીસીઅ ન તથા પીસીડીઅન લોકોને સજા કરવાને ફરનાબેજસે જારે જારે ચઢાઈ કીધી તારે તારે મેનીઆ પોતાની કેટલી ક ફોજ સાથે તેને મદદ કરવાને જતી હતી. એ બાઈ ની લડાઈમાં મરદાનગી તથા રાજ કારોબાર ચલાવવામાં સારી સમજ જોઈને ફરનાબેજસ તેનો મરતબો વધારતો

રહયો તથા કેટલીક વખત અગતના કામ વીશે મસલત કરવાને ભરેલી કચેરીમાં બા આબરૂથી તેને બોલાવી હ તી. એ પરમાંણે એ બાનુએ ચાલીસ વરસની ઉમર થ તાં સુધી ઈજ્જત, હુશીઆરી અને બાહદુરીથી સંધા કામો બજાવીઆં. પણ એની મોહટી કમાલીઅતજ એના દુ ખનું કારણ થયું. એના જમાઈ નામે મીડીઆસથી એની ચહડતી દશા દેખી શકાઈ નહી. તેણે પોતે રાજનો મા લેક થવાને મરજી કીધી. અદેખાઈ તથા લોભનો મારે લો એક રાતરે તે મેનીઆના સુવાના ઓરડામાં ગીઓ. તેણે પોતાની મેહરબાંન સાસુને ગુંગરાવીને મારી નાખી. તે બાઈનો સોલ વરસની વયનો એક ઘણો ખુબસુરત અ ને દેલાવર દીકરો હતો. તે આગળ જતે પોતાની લાએ કીવાળી માના જેવો નીકળે એવી ઉમેદ હતી. તેને પ ણ પેલા ચંડાલે ઘાર મારયો.

મેનીઆ તથા તેના દીકરાનુ ખુન કીધા પછી મીડી આસ પોતે હાકમ થવાને ગોઠવણ કરવા લાગો. સ્કેપ સીસ તથા ગરજીસ નામની બે જગોએના મજબુત કી લ્લાઓમાં મરનાર મેનીઆએ પોતાનો ઘણો ખરો ખજા નો રાખેલો હતો. તે બંને કીલ્લા તે નીમખહરામ મર દે પેહલાં હાથ કીધા. તારબાદ બીજી જગાઓ તાબામાં લેવાને કોશેશ કરવા લાગો. પણ તાંહાંના કીલ્લેદારોએ તેની મરજી મુજબ ચાલવાને ના પાડીઉં. ફરનાબેજસ નો જે કાંઈ હુકુમ આવે તે મુજબ કામ કરવાને તેઓ એ ઠરાવ રાખીઓ. એ ઉપરથી મીડીઆસને ફરજ પ ડી કે કોઈ રીતે ફરનાબેજસને પોતાની તરફ ખેંચવો. તે ણે એ સુબાને સારૂ મોહરો હદીઓ તઈઆર કરી તેની

સાથે અરજ મોકલી કે મેનીઆને તાબેનો મુલક તેને હ વાલે કરવો. હવે મેનીઆતો મરણ પાંમેલી હતી. પણ તેના સદગુણો તેની પછવાડે જીવતા હતા. તે સદગુણો યાદ રાખી ફરનાબેજસે તેનુ ખુન કરનારની અરજ ધીકા રી કાહડી. પેલો હદીઓ પાછો મોકલી કેહવાડીઉં કે "એ હદીઓ તથા એના મોકલનારને હું મારી મેળે મારે સવાધીન લેવું તાંહાં સુધી ઝીડીઆસે પોતેજ તે રાખવો." એ સુબાએ એકરાર કીધો કે "ઇઆતો હું મેનીઆના ખુ નનો બદલો લઇશ અથવા તો તેમ કરતાં મારો પોતાનો જીવ આપીશ." ઝીડીઆસનુ એ પછી સું થયું તે વીશે નો સંબે હેવાલ લાંબો હોવાને લીધે અતરે લખીઓ ન થી. આટલું જણાવવું બસ છે કે એ ધણીને ફરનાબેજસ થી ઉપલો જવાબ મલીઆ પછી તે ઘણો ઘબરાયો અને ઈરાણની સરકાર સાથે દુશમની રાખનાર એક યુનાની સરદારનો આશરો ચાહયો. તેણે એવો આશરો આપી ઓ કે ઝીડીઆસ પાસે જે કાંઈ હતું તે ઝુંટી લઈ તેને ભીખારી હાલે રખડતો મેલીઓ. તે અંતે હીનપસતી ભરેલી અવસથામાં મરણ પાંમીઓ.

---

## કારનીલીઆ.

પુરાતમ રોમના લોકો બાહદુરી, એલમ હુનર તથા બીજા ઉતમ ગુણો માટે દુનીઆમાં પરખીઆત થયા હ તા. એ નામીચા લોકોમાં સીપીઓ આફરીકેર્નસ નામ નો એક માહાકીરતીવાન પેહલવાન થઈ ગીઓ હતો. તે

ણે એક ઘણે બારીક સમે રોમની હઈઆતીનો બંચાવ કીધો હતો. એવાં મોહટાં કામ માટે તેણે અમર નામ મેલવીઉં. તેની કારનીલીઆ નામની એક દીકરી હતી. એ દીકરી ઉંચા કુલ સાથે ઘણું રૂપ અને સારી બુધ્ધી ધરાવતી હતી. તે વીદીઆ ભણી હતી. દાનાઈ તથા સભીઅતા તેનાથી વેગળાં નોહતાં. એવી ગુણવંતી અબલાના માગાં ઘણે મોહટે મોહટે ઠેકાંણેથી આવયાં હતાં. તે માંગા મોકલનારાઓમાં એક કાબુવાળો રાજાબી હતો. પણ એ શેઆની કારનીલીઆએ પોતાને માથે તાજ મેલી અનેક પરકારની જંજાલ ભરેલી મોહટાઈવાળી રાણી થવાને મન કીધું નહી. પોતાના એક પરમાણીક દેશી અમલદારની બાએડી થવાને તેણે પસંદ કીધું. તેણે જે ને ભરથાર કીધો તેનુ નામ ટાઈટસ સેમફરોનીઅસ ગરાકસ કરી હતું. એ પરમાણે પોતાને ગમતો ભરથાર લેવાને કરેલા ચુકાદા માટે કારનીલીઆને પાછળથી કસો પસતાવો થયો નહી. સબબ એવો ચુકાદો કરતાં, ખરૂં સુખ કોણથી મલશે, તેજ વીશે એ સ્રીએ મુખીઅ વીચાર કીધો હતો.

કારનીલીઆ નાધપણમાં જે વીદીઆ ભણી હતી તેમાં આખી જીંદગી સુધી ઉમેરો કરતી રહી. તેનાં લખેલાં કેટલાંક પતરોની તેના નામીચા દેશી ફીલસુફ સીસીરોએ ઘણી તારીફ કીધીછે. એ બાઈ પોતાની મીજલશને ભણેલા આદમીઓથી સદા શીનગારતી હતી. પોતાની રૂડી ચાલથી તેવાં આદમીઓનુ દનપરદન વધારે માન મેલવતી હતી. પણ આ જગાએ એને કાબેલ સ્રી કરતાં લાએકીવાળી બાએડી તથા મા તરીકે ઓળખાવવાની

તલબ છે. વાંચનારાંઓએ જાણવું કે તેના ભરથારે પોતાના પરજા સ્તાક દેશમાં સઉથી ઉંચે દરજ્જેના ઓહુદા મેલવીઆ હતા; પણ તેનાં સંસારનાં સુખનો મુખીઅ આધાર તેની બાએડી હતી. તે બાએડીથી તે સદા ખુશી અને મઘન રેહતો હતો.

કારનીલીઆનાં સંઘાં બચ્ચાં સારી બુધ્ધીવાળાં હતાં. તેઓમાંથી બે દીકરા નામે ટાઇબીરીઅસ ગરાકસ તથા કેઅસ ગરાકસ ઘણા નામીચા થયા. એ બંધે ભાઈઓએ પોતાના ગરીબ દેશીઓના હક તથા છુટાપણુ જાળવવા તથા તેઓના સુખમાં વધારો કરવાને ઠરાવ રાખ્યો. હતો. તે ઠરાવ મુજબ કામ કરતાં તેઓએ પોતાના પેઆરા જીવ આપી તે દેશીઓને સદાના આભારી કીધા. એવાં બેગરજ પરોપકારીપણાં માટે તેઓએ ઝાહુક ટકનારી કીરતી મેલવી. એ કીરતીનો પાયો તેઓની રૂડી માએ રચ્યો હતો. કારનીલીઆ ઘણીવાર ઠપકો આપી દીકરાઓને કેહતી હતી કે "હું દીલગીર છું કે આજ સુધી મને સરવ કોઇ સીપીઓની દીકરી તરીકેજ ઓળખેછે અને ગરાકાઇની મા તરીકે હું મુતલગ પરખીઆત થઈ નથી." એ ઠપકો તે દીકરાઓપર કાંઇ નકામો પડતોતો નહી. તેની અસર એવી થઈ કે એ દીકરાઓ ઘણા નામદાર નીકળયા. તેઓના પરાકરમોને લીધે રોમના લોકોએ તેઓની માને માન દેવા સારૂ એક પુતલું બનાવીઉં. તે [illegible] ક જાહેર ચોકમાં ગોઠવીઉં. તે ઉપર "ગરાકાઇની મા [illegible] રનીલીઆ" કરી લેખ કોતરાવયા. એ નામદાર બા[illegible] જીુર સુધીબી એજ નામથી પરસીધ છે. કારની[illegible] તાના દીકરાઓને નામીચા થવાને ઉપર [illegible]

મુજબ ઉસકેરણી કરીનેજ છાની રેહતી નોહતી. પણ તે ઉસકેરણી મુજબના થવાને તેઓને શકતીવાન કરવા સારૂ તેઓને સારી કેળવણી આપવાને મેહનત લેતી હતી. બલકે એ છોકરાઓની મુખીઅ શીખશક તે પોતેજ હતી. તે એટલા સુધી કે જાણીતા લોકો બોલતા હતા કે "પરવરદીગારે એ છોકરાઓને નવાઈ સરખાં સારાં મગજ આપીઆથી એવી બખ્ખશીશ કીધી હતી કે તેવી મોહટી બખશીશ થોડાંજ આદમીઓને થાયછે. તોપણ એવાં મગજ કરતાંને કારનીલીઆ સરખી કાબેલ તથા સમજુ મા તેઓના હકમાં વધારે સરસ બખશીશ હતી." પોતાના દેશનો દુશમનોથી બંચાવ કરી તે દેશના કાએદાને માન આપવા, દેશી લોકોની અવસથા શુધારવા, સતીઅવાદી ચાલવા સારૂ હીંમત તથા સરવ પરકારે લાએકી કરવા સારૂ મરજી રાખવા વીશેની શીખામણ એમા પાસથી દીકરાઓને નીત મલતી હતી. ટુકામાં કહયેલો દીકરાઓ સારાં કામો કરવા માટે નામીચા થાય અને પોતાની બુનીઆદીને સારૂ કેહવાડે એવા નીકળે તેમાં કારનીલીઆ મોહટી શોભા સમજતી હતી. એક તવંગર સોદાગરની બાએડી કારનીલીઆની સાહેલી હતી. એક વખત તે એને મલવાને આવી. સ્ત્રીઓની રીત મુજબ તેણે પોતાનાં ઉંચાં ઘરેનાં કારનીલીઆને બતાવીઆં. તેવાં ઘરેનાથી જાણે કેટલીક મોહટાઈ હોય તેમ તે સોદાગરણીએ પોતાને મોહડે પોતાની ઘણી તારીફ કીધી. પછી કારનીલીઆને કહયું કે "બેહન તમારૂ જરીઆન સું છે તે મેહરબાંની કરીને મને જોવા દેવો." એ વાત સાંભળી કારનીલીઆએ તે વીશે થોડોવાર કસો જવાબ આપયો ન

હી. તેટલાં તેના દીકરા જે નીશાલે ભણવા ગએલા હતા તેઓને ઘર તરફ પાછાં આવતા તેણે જોયા. તેઓ તર ફ આંગળી બતાવી મગરૂરીથી તેણે પેલી સોદાગરણીને ક હયું કે "બાઈ જોવો આ મારાં સઉથી કીમતી અને શો ભીતાં અલુપણ છે!" ખરેખર! એવી સારી સમજવા ળી માતાના બચાંઓ ગુણવંતાં નીકળવાં જોઈએ. તેવાં બ ચાં લોકનું ભલું કીધાથી કીરતીવાન તથા પાછલા જમાના ના લોકને સારો દાખલો બતાવનારાં થઈ જાએ તેમાં ક સી નવાઈ નથી. એવાં બચાંઓ એકવાર આસમાન ના ચકરથી પોતાના મા બાપની અગાઉ ગુજરી જાએ તોબી તેઓની વાખવાખી લોકોમાં કાએમ રેહવાથી તે મા બાપને દેલાસો મલેછે. એ વીશે કારનીલીઆની હા લતથી સમજ પડશે. ગરાકાઈના મરણ પછી એક દરજ જાવાળી સ્ત્રી કારનીલીઆને મલવાને આવી. એના દીક રાઓના મરણ લીધે એને માઠાં ભાએગની કહી તે સ્ત્રી ગમ ખ્વારી કરવા લાગી. પણ કારનીલીઆએ ઠંડે પેટે અને ધી રે અવાજે તેને જવાબ દીધો કે "બેહન જે ઓરતના ગરાકાઈ સરખા દીકરા થયા હોય તેને માઠાં ભાએગની ગ ણવી જોઈએ નહી."

વાંચનારી અકલમંદ બાઈઓએ ઉપલી બીનાપરથી સ મજી લીધું હશે કે કારનીલીઆ સરખી નામીચા અને મોહટા નામદાર બાપની દીકરી વીદીઆ ભણી પોતાના ભ રથારને સુખ આપવા તથા પોતાના બચાંઓને સારી કેળ વણી આપી તેઓને ઉદાર તથા હીમતવાન અને સમાર ગે ચાલનારાં કરવામાં પોતાની ખાસ ફરજ તથા મોહો ટી શોભા સમજતી હતી. તે બચાંઓની લાએકી પોતાની

મોહટાઈ તથા વાખવાખી જાણતી હતી. શ્રી રોમની એ નામદાર બાનુની એવી સમજ કેવી ફાએદેમંદ હતી તે પાછળા જમાનામાં રહી ગયલી તેની યાદગારીપરથી મા લુમ પડેછે. ઉમેદ છે કે એવી નેક સમજની નકલ કરનારાં આપણા દેશમાં થોડાંજ જણાં થશે નહી.

---

## પોરશીઆ.

શ્રી રોમ મધે પેહલાં પરજાસ્તાક હકુમત ચાલતી હતી. તેને બદલે તાંહાં શેહનશાત સ્થાપવાને નામીચા સરદાર જુલીઅસ સીજરે મરજી કીધી. સ્વતંતરપણાને ચાહનારા સરદારોને એ કામ બીલકુલ નાપસંદ હતું. તેઓએ સીજરને જીવથી મારવાને સપ કીધો. એ કામમાં નારકસ બુરૂટસ નામનો એક દેશહીતકારી મરદ શામેલ થયો. લોકો એવું લખી ગયાછે કે સીજરે બુરૂટસપર ઘણી રીતે ઉપકાર કીધો હતો. તે છતાં એ કાંમમાં એ શામેલ થયો તેનો સબબ એટલોજ કે એ સરદાર હરેક બીજી વસતુ કરતાં પોતાના દેશની અસલ નીની અને-છુટાપણાને ઘણો ચાહતો હતો. સીજર સરખા લોભી આદમીની મારીનેબી એ વેળા પોતાના દેશીઓના હક તથા છુટાપણાનો બંચાવ કરવાને તેને કશું અનઘટતું લાગું નહી. એ કામ સબંધી તે પોતાના મલતીઆઓ સાથે ગોઠવણ કરવા લાગો. તે સમે તેની બાએડી નામે પોરશીઆના ન્હેવામાં આવ્યું કે તે ઘણો અંદેશાનંદ તથા ચીંતાતુર રેહતો હતો કોઈ કોઈ વેળા તે ઉંઘમાંથી બડકી ઉઠે. કોઈવાર

મ હાથમાં લીધું હોય તેની જાણે કસી ખબર ન હોય તે
મ પોતાના મન સાથે કાંઈ બીજીજ બાબદના ખેઆલમાં
પડે. એ ધણીની એવી હાલત થવાનુ કારણ પોરશીઆ
ને મુતલગ સમજ પડયું નહી. એ બાઈબી મોહટી કુલ
વાંન સ્ત્રી હતી. જાતે શેઆણી તથા વીદીઆ ભણેલી હ
તી. બંયે જણાં ધણી ધણીઆણી તરીકે સારા એખલા
સથી રેહતાં હતાં. બ્રુટસ કાંઈબી વાત બાએડીથી છુપી
રાખતો નોહતો. માટે આ વેળા પોરશીઆ હેરાન રેહ
વા લાગી કે સું હશે. તેણે ભરથારનો ભેદ જાણવાને ખા
એશ કીધી. બારીક વાતમાં સ્ત્રીનો વીસવાસ કરાય ન
હી એવો ભરથારનો વીચાર હતો તે જાણી તેના મન
માં ઓછું આવયું. પાછળથી થંડી પડી દીલ સાથે ખે
આલ કીધો કે "પેહલાંતો હું મારી પોતાની તપાસ કરી
જોઉં કે ભરથારનો ભેદ જાણીઆ પછી તે ગુપત રાખવા
ને મારામાં હીમત તથા સબુરી છે કે નહી." પોતાની એ
વી શકતી વીશે તેણે એ પરમાંણે અજમાએશ કીધી. પો
તાના ઓરડામાં જઈ તેણે સંધી ચાકરડીઓને બાહેર મો
કલી દીધી. એક વેહતાં હથીઆરથી પોતાની જાંગમાં ઉં
ડો જખમ કીધો. તે જંખમથી તેને તાવ આવયો તથા
ઘણી હેરાન થવા લાગી. તેની બીમારીનો સબબ ભરથા
રે ઘણા દીવસ સુધી પુછીઆ કીધો. પણ પોરશીઆએ ક
સો ખોલાસો કીધો નહી. એક દીને બ્રુટસ ઘણો બછ
દ થયો. તારે બાએડીએ તેને કહયું કે ઘણા દીવસ સુ
ધી તેને કાંઈ વાતના અંદેશા તથા ફીકરમાં જોયાથી તે જ
ખમ કરવો પડયો હતો. એટલું બોલી તે અંદેશા તથા
ફીકરનો સબબ જાણવાની ખાએશ બતાવી. પણ બ્રુટ

સે આગળની માફક્જ વીચાર જણાવયો કે બારીક બીના વીશે ઓરતનો વીસવાસ કરવો મુનાસેબ નોહતું. એ વું સાંભળી પોરશીઆએ બરૂટસને કહયું કે "હું જખ મી થયાની મતલબ તમોનેબી જણાવવામાં આવશે નહી." એ સખુનો સાંભળી બરૂટસ ઘણો આજુરદે થયો. બા એડીને મનાવીને તેની બીમારીનુ કારણ જાણવા માંગયુ. પોરશીઆએ જોયુ કે ભરથાર હવે સમજુતીપર આવયો હતો. માટે તે બોલી કે "વાહલા બરૂટસ" તમોએ મને એક સ્ત્રી તરીકે સંગતી કરવાનેજ નહી પણ આખી જીં દગી સુધી તમારી દુખ સુખની ભાગીઆણ બનાવવાની મતલબથી મારી સાથે લગન કીધેલાંછે. તમારી એ મતલ બ નીસફલ જાએ તેવું કસું આજ સુધી મેં કીધું નથી. પ ણ તમો જો તમારા છુપા અંદેશા અને છુપી વાતો મને જાણવા દેવો નહી તો તમોને મારા પેઆર તથા વીસવા સુપણાની સાબેતી કેમ મલી શકે વારૂ ! મગર સ્ત્રી જા તનો ભરેસો કરવો તમોને એકવાર નામુનાસેબ લાગેછે. પણ તમો કબુલ કરશો કે, ઉંચી બુનીઆદી, ઉતમ કેળવ ણી તથા નેક સંગતથી સ્ત્રીઓની એવી ખાસી મટી જાય છે. હવે હુંતો કેટો સરખા ઠરાવવાળા નામદાર બાપ ની દીકરી છું. વીદીઆબી ભણેલીછું. તે ઉપરાંત હું ત મોને જણાઉંછું કે તમારો ભેદ જાળવવાને હું કેટલી શક તીવાન છું. મારી એવી શકતી તપાસવાને આ બપહંકા ર જખમ મેં પોતાના આંગમાં કીધોછે. કેમકે એટલું બ ધું કરવાની હીમત તથા સબુરી મારીથી રાખી શકાયતો પછી તમારો ભેદ જાળવવાનું મુશકેલ હોયજ નહી." બા એડીના પેઆર તથા ઠરાવ વીશેના એવા સખુનો સાંભ

ળી બ્રુટસનુ દીલ પુરૂં પીગળયુ. તે તુરત ઈસવરની આ ગળ હાથ જોડી અરજ કરવા લાગો કે તેણે ધારેલું કામ પાર પડે અને પોરશીઆ સરખી પતીવરતા બાએડીને લાએકનો ભરથાર સદા થઈ રેહે. તેણે સંધી હકીગત બાએ ડીને કહી. તે સાંભળી તે વીશેના જોખમથી પોરશીઆ પેહલાંતો ઘણી ઘભરાઈ. પણ તે ભેદ છુપો રાખવાને કો લ આપી ચુકી હતી, માટે કસી ગરબર કીધી નહી. સી જરને કતલ કરવાને એક ખંજર લઈ બ્રુટસ બાહેર જ વા લાગો તારે એ બાઈનુ નાજુક દીલ વળી ફીકરા તથા અંદેશાથી ધ્રુજવા લાગું. પણ પોતાનો વચન યાદ કરી છાતી મકમ કરી તે મુંગી બેડી. પોતાની ચાલથી એવું ક સું કીધું નહી કે બીજાં કોઈ આદમીને કસો ભરાંત ઉપ જે. એ પરમાંણે સીજરનુ ખુન થયું. મરનારના સંગ તીઓએ તે ખુન કરનારાઓની દુશમની પકડી, રૂમી લોકો બે ટોલીમાં વેંહચાઈ ગયા. અંતે બ્રુટસની ટોલી નો પરાજય થયો. એ ઘણી ફારસેલીઆની લડાઈમાં હા રયા પછી દુશમનોને હાથ પડી સુલી જવા કરતાં પોતા ને હાથે ખનજર મારી મરણ પાંમયો. એ પછી પોરશી આએ જીવતું રેહવાને મુનાસેબ ધારયું નહી. કેહછે જે આપઘાત કરવાનો બીજો કસો ઈલાજ રહયો નહી તારે બલતો આતશ ગળી એ સ્ત્રીએ પોતાનો અંત આણયો.

પોરશીઆએ ભરથારના વીસવાસને લાએક થવાને ઉપર જણાવયા મુજબનો ઈલાજ કીધો. તેનો ભેદ છુપો રાખવાને ઘટતી સબુરી તથા હીમત રાખી. ઘણાં ખરાં બઈરાંઓની રીત પરમાંણે બારીક સમે ગરબર અને ઘ ભરાટ કરી તે ભેદ કેહવાને લીધે પસતાવો કરવા અથવા

રંજીદા થવા સરખું કશું કારણ ભરથારને આપયું નહી. એવી ચાલ માટે વીચારમંદ લોકો એ બાઈની તારીફ કર વાને ઘટતું ધારતા આવયાંછે.

---

## આરીઆ.

રોમના શેહનશાહ કલાડીઅસના વખતમાં શ્રી ઈલી રીઆ પરાંતની હકુમત એ શેહનશાહનો ઠરાવેલો સુબો સીર.ેના પીટસ ચલાવતો હતો. એ ઓહદેદારની આ રીઆ નામની બાએડી હતી. તે જુવાન, રૂપાળી અને મીલનસાર હતી. ભરથારપર અતીઘણી મોહબત રાખ તી હતી. કોઈબી આફત અથવા દુખને સમે પોતાના ઓહદાપર દીલગીરીને અસર કરવા દેતી નોહતી, કે રખે ને તેને ઉદાસ જોઈ ભરથારનુ દીલ આજુરદે થાય. જા તે ઘણી નાજુક તથા લાડથી મોજમાં ઉઘરેલી, તોબી બા એડી તથા મા તરીકે ફરજ અદા કરવાને વખત, કોઇબી મેહનત અથવા સખતીથી એ બાઈ થાકી અથવા કંટા ળી જતી દીસતી નોહતી. એક વેળા કાંઈ બુરા મરજથી તેનો દીકરો તથા ભરથાર બંધે સાથે કાહેલી પડયા. તે વેળા એ સ્ત્રીએ પોતાના નાજુક શરીરપર ભારી રંજ એ ચી બંધેની ચાકરી કીધી. એ બાનુએ વીચાર કીધો કે મા દાં આદમીને મા તથા બાએડીની બરદાશતની અસર સેં કડો દાઈ તથા ચાકરડીઓની ખીદમત કરતાં વધારે ફાએ દેમંદ છે. માટે લાંબી મુદત સુધી રાત દાહડો તે એક ઓ રડામાંથી બીજા ઓરડામાં જતી હતી. ભરથાર તથા દી

કરાના બીછાણા પાસ બેસી ચોકી કરતી હતી. તેઓને આરામ તથા દેલાસો મલે તે માટે સરવે ઈલાજ પોતાને હાથે જાતે કરતી હતી. એ પરમાંણે ભારી રંજ ખેંચતી વખત એ બાઈને આશાબી નોહતી કે તે દુપટ મરનથી તેના કુટુંબના બે સરવથી પેઆરા જાનનો બંચાવ થશે. પણ પરવરદીગારે તેની રંજનો બદલો કેટલેક દરજજે આપીઓ. તેનો લાડકો દીકરોતો મરણ પાંમીઓ. પણ તેના વાહલા ભરથારનો બંચાવ થયો. એ મરદને તે બુરા મરજથી એવી નાતવાની થઈ હતી કે તેને દીકરાના મરણની ખબર કરવી દરૂરાત ધારવામાં આવયું નહી. એ વે સમે આરીઆએ ઘણાં ડાહપણ તથા હીમતથી કામ કીધું. ધણીની આબરૂ મુજબ તે બચાંને અવલ મંજલ પોંહચાડવાની તઈઆરી એવી રીતે કીધી કે પીટસને તે વીશે કસી ખબર પડી નહી. જોકે એ કજાથી આરીઆનુ દીલ ગમમાં ગીરફતાર હતું તોબી સબુરી અખતીઆર કરી તે રાખેતા મુજબ ભરથારની હજુરમાં રહીને તેની ચાકરી કરયા કીધી જેથી તેને કસો ભરાંત ગીઓ નહી. પીટીસ જારે પોતાના દીકરા વીશે કાંઈ પુછપરછ કરતો હતો તારે આરીઆને મા તરીકે જે દુખ થતું હતું તે બાએડીના પેઆરથી તે દાબેલું રાખતી હતી. ભરથારને દેલાસો મલે તેવા જવાબ આપી તે કેહતી કે "હું પેઆરા તે બચું સારીપડે છે." તેમ કહી હરેક બાહને તે પાસેના ઓરડામાં જતી. તાંહાં ગમનાં આંશુની નેહેર ચલાવી પોતાનાં હઈડાંને હલકું કરતી. પાછી વરની પાસે આવી તેની ચાકરી કરતી. પીટસ પુર સારી હાલતમાં આવયો તાંહાંસુધી તેનાં બચાંની કજા વીશે તેની દાનાવ બાએડીએ તેને

કસી ખબર થવા દીધી નહી. એ પરમાંણે એ ધણી ધ ણીઆણી અરસ પરસની પરીતીમાં વખત કાહડતાં હતાં. તેટલાં એક બનાવ બનીઓ જેથી તેઓની જીંદગીનો દુ ખદાયક અંત આવયો.

કલાડીઅસ શેહનશાહ પાસથી હકુમત છીનવી લેવા ને સ્કરીબોનીએનસ નામના સરદારની ઉસકેરણીથી ડા લમેશીઆમાં બલવો ઉઠયો. તેમાં પીટસ માંડાં બાએગે શામેલ થયો. એ કામનુ શેવટ બલવો કરનારાઓની વીરૂ ધ ઉતરયું. સ્કરીબોનીએનસ લડાઈમાં મારયો ગીઓ. તેનો સંગતી પીટસ કેદ પકડાયો. તેની તપાસ કરી તેને સજા કરવા સારૂ તેને મજબુત ચોકી પેહરા સાથે રોમ મોકલવાને હુકુમ થયો. જે ધણીપર રાત દાહાડો ફીદા અને જેના વગર જીંદગી વેરાંન, તે ભરથારના એવા હા લ થયા તેથી, તથા તેની એવી દુરદશાને વખત તેની ખી દમત કરવાને તેની સાથે એકજ વાહનમાં રોમ જવા સા રૂ કરેલી અરજ વેરથ ગઈ તેથી, બીચારી આરીઆ ને કેટલું દુખ થયું હશે તે સેહલથી વીચારી શકાશે. પી ટસને લઈ જનારાં વાહનને ઉપડવાની તઈઆરી થઈ તા રે તેની સજાત બાએડી પોતાની ચલકતી આંખોમાં દુખ નાં આંશુ લાવી, પોતાનો કોમલ ચેહરો કુમળાવી, ના જુક હાથ જોડી પોતાના ભરથારના ચોકીદારને અરજ ક રવા લાગીકે, "તમારા બંદીવાન સરખી પદવીના આદ મીની ખીદમતમાં તમો કોઈ ચાકરતો આપશો ખરા. કાંએકે સુબા સરખા ઓહદેદારને અગતનાં કામકાજ સં બંધી પીડા કરવાને તમો ઘટતું ધારશો નહી. વાસતે એ ની ચાકરી કરવાનું જો મને સોંપશોતો બીજાં હરેક આદ

મી કરતાં હું તે કામ વધારે સારી પડે કરી શકીશ. ત મોને ખરચનો ઉગારો થશે તથા કસી વાતે બેજારી આ વશે નહી. હું તમોને ખાતરી આપુંછું કે મારાંપર દયા તથા મેહરબાંની કરી મારી અરજ કબુલ કરશોતો તે મા ટે તમોને કણુ પસતાવો થશે નહી." એ પરમાંણે આરી આએ ઘણી આજીજી કીધી. પણ તેથી કાંઇ વળયું નહી. વાહનનું લાંગર ઉપડતુ જોઇ ભરથારથી જુદી પડવાના ખે આલથી તેનુ દીલ અતીસે દુખાયું. તેની સાથે જવાને બી જો કસો ઈલાજ રહયો નહી તારે અંતે મછીમારની તર બા ડે કીધી. તેમાં બેસી પેલાં વાહનની નજીક રહી આરી આ પોતાના ભરથાર સાથે રોમ પોંહતી.

રોમ પોહતા પછી આરીઆએ ભરથારના છુટકારા સારૂં શેહનશાહની બાએડી મીસાલાઈનાને અરજી કીધી. તે રાણીએ એ બીચારીની અરજી સાંભળી નહી. બીજી સંધી કોશેશબી નીસફળ ગઈ. પીટસનો વાંક સાબેત થ યાથી તેને નીસચે મારી નાખવાને હુકુમ થયો. આરી આની ચાલથી માલુમ પડયું કે જે ભરથારને તે પોતાના જીવ કરતાં વધારે ગણતી હતી, તેની હયાતી બાદ એ બા નુ એક ઘડી જીવે નહી. તેના બેશો એવો મામલો જો ઇ તેને સમજાવવા લાગા. તેઓએ તેને બલામણ કીધી કે સબુરી અખતીઆર કરી છાણું બેસવું. પણ આરી આએ તેઓને સાફ કહયું કે "મારૂં સુખ દુખ મારા ભ રથાર સાથે મલેલુંછે. મારો જીવ તેના જીવમાં ભેળેલોછે. વાસતે તેની કજાબાદ હું કણુ જીવનાર નથી." તેનો એ વો ઠરાવ જાણી લાગતાં વલગતાં લોકો તેના બંચાવ માટે ચોકી કરવા લાગાં. પણ તેઓને એણે જણાવયું કે કો

ઈબી ઈલાજથી તેઓ તેને ભરથાર સાથે મરવાથી અટ કાવી શકવાના નહી. એવું બોલી તેણે પોતાનુ શરીર જોરથી દેવાલ સાથે પટકીઉં. એમ કીધાથી તે મરણ પા મી નહી તોબી ઘણો વખત સુધી બેહોશ રહી. જારે પા છી શુધીમાં આવી તારે આસપાસનાંઓને કેહવા લાગી જે "તમોએ જોયું હશે કે મારા વાહલા પીટસની સાથે મરવાથી મને અટકાવવામાં તમો કેટલાં થોડાં ફાવી શક શો." એવું જોઈ તેઓએ એ બાઈની મરજી પડે તેમ ક રવા દીધું. કલાડીઅસ શેહનશાહ જોકે ઘણી રીતે એબી અલ હતો તોબી દયાના થોડાંક અંશ તેનામાં હતાં. તે ણે એ ફીદા થતી બાએડીને તેના ભરથારના છેલલા દીવ સોમાં સાથે રેહવાને રજા આપી. પીટસ બંદીખાને પડે લો હતો. તેની જીંદગી મોતને કાંઠે આવેલી હતી. તે વે સમે આવી રૂડી બાએડીથી તેના કેદખાનામાં તેને ઘ ણું.સુખ મલતું હતું. એ ધણીને જાહેરમાં સુલી દેવા ક રતાં બનેતો તેના હાથેજ તેના જીવનો અંત લાવવાની છુટ હતી. તે કારણસર એક ખનજર તેની નજીક રાખ વામાં આવયું હતું. પણ એ વેળા પીટસની સંધી હીમત જતી રહીતી. જારે પોતાની સદગુણી બાએડી તરફ તે જોતો તારે મરવાને બીલકુલ નારાજી થતો. આરીઆએ જોયું કે ભરથારની છાતી કાચી થતી હતી. તે પરમાંણે ઠ રયું તો પછી તેનો જાન ઘણી બેહોરમતીથી જલાદને હાથે બરબાદ થાય. મારે આરીઆએ તેની પાસનુ ખનજર પોતે લીધું. તે હથીઆર પોતાના નાજુક હાથમાં મજબુ ત પકડી ભરથારને હીમત આપવાને ઠરાવ કીધો. તે ભરથારપર પેઆર વીશેના કેટલાક શબદો.બોલીઆ પછી

પેલું ખંજર એ સ્રીએ પોતાના ઝીડાં કલેજામાં મારયુ. તે પાછું ખેંચી કાહડતાં પોતાની રસીલી જબાંનથી છેલલા શબદો એમ બોલી કે "મારા પેઆરા પીટસ તમો જોવો કે એ કામ કાંઇ ઘણું દુખ ભરેલું નથી. વાસતે તમોબી એ પરમાંણે કરો!" એ મુજબ એ ધણી ધણીઆની સાથે મરણ પાંમયાં.

---

## કાલફરનીઆ.

રોમનો નાંમીઓ વીદીઆરથી તથા નયાય શાસતરી નાઘલો પલીની ઇ૦સ૦ ૬૨ માં જનમીઓ તથા સ૦ ૧૧૩ માં મરણ પાંમયો. એ ધણી ઉંચે દરજજેનાં સરકારી ઓહદા પામયો હતો. પણ તેના આનંદનું મુલ તેની બાઓડી કાલફરનીઆ હતી. તે બાઓડીનાં સદગુણોની તેણે ઘણી રીતે તારીફ કીધેલી કેહવાએછે. એ બાઓડી સંબંધી તેણે લખેલા એકજ પતરની બીનાં અતરે ટાંકી છે. તેપરથી તે બાઓડીની લાએકી પીછાનવાને વાંચનારાંઓને બની આવશે.

"કાલફરનીઆની ફુઇ હીસપુલા જોગ લા૦ પલીની.

"તમો સંધી પરકારે નેકીની નીશાન છો તથા તમો તમારા સદાચરણી બાઇપર ઘણું હેત રાખતાં હતાં. તેની દીકરી (નાં બંધે માબાપનું કાંમ તમે કીધું) ને તમારી દીકરીને સરતખે રાખી, માટે તમો જાંણવાથી ખચીત ખુશી થશો કે તે પોતાનાં બાપ બપાવા તથા તમુને સારૂં કે હવાડનારી નીકલીછે. તે ઘણી બુધ્ધીવાંન છે. તે ઘરનો

કારોબાર તારીફ લાએક કરકસરથી કરેછે. મને તે પુરાં હે તથી ચાહેછે. તે સાથે મારાંપર પેઆર બતાવવા સારૂ વી દીઆપર શોક રાખેછે. તેણે મારાં પુસ્તકોનો સંઘર કી ધોછે. તે પુસ્તકો તે સદા વાંચેછે. બલકે તેમાની બી નાં મોહડે બોલવાને શીખેછે. જારે હું કોઈનાં મુકદમાં સંબંધી ભાષણ કરવાનો હોવું તારે તે ઘણી ચીંતા રાખેછે. તેમ જારે હું જીતું છું તારે તે કાંઈ થોડી મઘન થતી નથી. મારી કેવી વખાણ થાયછે, મને કેવી શાબાશી મલેછે, મા રા ભાષણોપરથી કેવા ફુકાદા થાયછે તે જાણવા સારૂ તે આ દમીઓ રાખેછે. હું જાહેરમાં ભાષણ કરવાનો હોઉં છું તારે બુરખો નાખીને તે જેમ બને તેમ મારી નજીક રેહછે અ ને મને જે શાબાશી મલે તે હોંસથી સાંભળેછે. મારાં બે તો તે ગાયછે. વગર સીખવવે તે બેતો વજંનતરોમાં ઉતારે છે. મોહબત માતરે તેનો શીખ્શક છે.

"એ સબબોપરથી હું ખચીત ધારૂંછું કે હમારૂં સુ ખ કાએમ રહશે તથા તેમાં વધારો થશે. મારી જુવાની તથા ખુબસુરતી (જે ફનાં થનારછે તેઓ) ને લીધે ન હી, પણ મારાં નાંમના ઝલકારને લીધે તે મને ચાહેછે. ત મારા હાથ હેઠલ ઉછેરેલી તથા તમારી સીખામણથી કેળવા એલી સ્ત્રી એવીજ સમજવાળી થવી જોઈએ. તમારા ઘ રમાં તેણે નેકી તથા ખુબી માતર દીઠી હતી. મને (ભરથારને) ચાહવાને તમોએ તેણે સમજાવી હતી. મા રી માને તમો માતા સરખી ગણતાં હતાં તેથી તમોએ મને નાધપણમાં વખાણી સારે મારગે લગાડયો કે મારી બાએડી મને હવડાં જેવો પુરૂષ ધારેછે તેવો હું નીકળું. વાસતે હમો બંધે જણાં તમારો ઉપકાર માંનીએ છિએ.

હું એટલામાટે ઉપકાર માનુંછું કે તમોએ એવી રૂડી બા.
એડી મને અપાવી. તે એટલામાટે ઉપકાર માનેછે કે તે
ને તમે મારા સરખો ભરથાર અપાવયો."

એ પતરપરથી પલીનીનો ભરથાર તરીકેનો હરખ સહેજમાં દેખાઈ આવેછે. પોતાનાં મુરબીઓથી કુલવંતી અબલાઓને નાધપણમાં સારી કેળવણી મલી હોય તો મોહટપણમાં તેઓ કુલની લાજ વધારનારી નીકળેછે તે વીશે રોમી પલીની કાંઇ જેવા તેવો સાખશી નથી. જે વાલીઓનાં હાથમાં છોકરાંની સગાઈ કરવાની મુખતીઆરી રેહેછે, તેઓ જેઓને ધણી ધણીઆણી કરવા માંગતા હોય તેઓનાં સ્વભાવ તથા અરસપરસનાં ગુણો તપાસીને પછી તે સગાઈ કરેતો તેથી છોકરાંઓ સુખી થઈ તે વાલીઓને કેવી દુવા દેછે, તેબી પલીની તથા કાલફરની આ સરખાં જોડાં વીશેની ઉપલી બીનાંપરથી દીસતું છે.

---

## માંબાપને ધવાડનારી દીકરીઓ.

શ્રી રોમ મધે આગળા વખતમાં એક આબરૂદાર સ્ત્રીને કાંઈ અનેપાપ સારૂ ફાંસી દેવાનો હુકમ થયો. એ સ્ત્રી કુલવંતી તથા ઘણી ખુબસુરત હતી તેથી તુરંગના ઉપરીને દયા આવી. તેણે એ સ્ત્રીને ફાંસી દેવાથી આચકો ખાધો અને ભુખે મરવા દેવાનો વીચાર રાખયો. તે દયાલુ આદમીએ એ માઠાં ભાએગની સ્ત્રીની એક દીકરીને એની આગળ જવાં આંવવાને રજા આપી. માને સારૂ કસું ખાનું બંદીખાનામાં નહી લેઈ જવા દેવાની મતલબ

થી એ દીકરીપર ઘણી જપતી રાખવામાં આવી હતી. એ દીકરી દાહાડામાં કેટલી વખત મા પાસ આવતી જતી રહી. એ પરમાંણે ઘણા દીવસ ગુજરી ગયા. વકી રાખયા મુજબ-પેલી સ્ત્રી ભુખે મરણ પાંમી નહી. ઘણી મુદત સુધી તે મરે હેવું દીસીયુંબી નહી. જેલર તેને સારી હાલતમાં જોઈ અચરત થવા-લાગો. તેણે આગળ કરતાં વધારે ચોકસાઈ રાખી કે ખાવાની કસીબી વસ્તુ બંદીખાનાંમાં જઈ શકે નહી. તેમ કીધાથી પણ કાંઈ વળીઉ નહી. દીકરીનાં હેત આગળ જેલરની ચોકસાઈ વેરથ ગઈ. પેલી સ્ત્રીના આવરદા મુતલગ ઓછા થતા દીસીઆ નહી. એક દીને મા દીકરી બંધે સાથે બંદીખાનાંમાં હતાં. તે સમે તેઓ સું કરતાં હતાં તે જેલરે તદબીરથી ચીઆઈને જોયુ. જોઈને તે તાજુબ થયો અને આફરીન કરવા લાગો. પેલી પુનવાન દીકરી પોતાનાં બદનનાં રસથી માનો જીવ બંચાવતી હતી. જેમ મા નાધલાં બાલકને હેતથી ધવાડે તેમ એ સકરમી દીકરી પોતાની માને ધવાડતી હતી. એ છોકરીની આ અચરત સરખી તથા બલી યુકતી વીશે તે જેલરે સતાવાળાઓને ખબર દીધી. તેઓબી તાજુબ થઈ આફરીન કરવા લાગા. એવી સદગુણી દીકરીનાં કાંમને તેઓ ઘણું પસંદ કરતા હતા એમ બતાવવા સારૂ કાંઈ કરવાને તેઓએ ઠરાવ કીધો. તેઓએ એ દીકરીની ખાતર તેની માને મોતની સજાથી માફી બખસી તે ઉપરાંત તે મા દીકરી જાંહાંસુધી જીવે તાંહાંસુધી સરકારે ખરચે તેઓનું પાલન કરવાનો હુકમ કર્યો. [illegible] ઓએ એ નેક દીકરીને માન આપયું. [illegible] મત કીધું. જે જગાએ તેની માનું બંદીખાનું હ[illegible]

શીખશાગુરતુ કામ તેણે ચલાવયું. એ કામ કાંઈ નાહનુ નોહતું. અફલાતુન તથા આરીસટાટલીસ જેવા મોહટા ફીલસુફોના માબારત એલમની તાલીમ એ બાનુ પોતાનાં નીશાલીઆઓને આપતી હતી.

હીપેશીઆ ઘણી ખુબસુરત, ઉમરે ભર જુવાન, બુધીની ચપળ તથા દીલની ઉદાર હોવાથી ઘણાક મોહોટે દરજજેના તથા માતબર પુરૂષોએ ધારયું કે તેઓમાંથી જો કોઈ એ સ્ત્રીને બાએડી કરી પોતાના ઘરને શીનગારે તે ઘણો ભાગ્યવાન કેહવાય. પણ એ ઉંચા મનવાળી બાનુએ દુનીઆની ધુમધામ અથવા મોજપર થોડોજ પેઆર દેખાડીઓ હતો. આદમી જાતની બુધ્ધીને પરકાશ આપવા, ઈસવર તરફ તેઓની ફરજ તેઓને સમજાવવા સાર મેહનત કરવા તથા તે કીરતારની બગતી કરવામાં પોતાનો વખત ગુજારવો એ બાઈને ઘણું પસંદ હતું. એની મોહટી લાએકી તથા કાબેલીઅતની તારીફ ચોતરફ ફેલાઈ હતી. દરજજાવાળાં તથા તવંગર આદમીઓ તેની સંગતનો ફાએદો ભોગવવાને ઇંતેજાર હતાં. એવાં લોકો તેની મુલાકાત સારૂ વારેવાર આવતાં. તેઓનાં ગારી ઘોડા અને ખીદમતગારોની બારી ઠઠ દર રોજ હીપેશીઆના બારણા આગળ મલતી હતી. એવું જોઈ સીકંદરાબાદનો વડો પાદરી એ બાનુની અદેખાઈ કરવા લાગો. એ પાદરી ઘણી પરકારે એબીઅલ તથા પોતાના ઓધાને નાલાએક હતો. તેની બોલી તથા રીતનો ઉપજાવનારી ચાલથી તે શેહેરમાના વડા દીવાની ઓહદાર સાથે તેને અનબનાવ ચાલતો હતો. એ નાલાએક માણસ ગીએ પોતાના મલતીઆ ઘરમના ઉપાધીઆઓને ...

અનસમજ લોકોને ભમાવીઆ કે પેલા વડા ઓહદેદાર ની સાથે એને અનબનાવ ચાલવાનુ કારણ હીપેશીઆ હ તું. તે ફીસાદીઆઓ પોતાના વડાની મતલબ સમજી ગયા. તેઓએ લાગ્એકીવાળી હીપેશીઆને જીવથી માર વાને ઠરાવ કીધો. લેંટના તેહવારને વખત એક દીને એ બાનુ બાહેર જતી હતી. તે વેળા તે ફીસાદીઆઓ એ હુલડ કીધું. તેઓએ હીપેશીઆને ગાડીમાંથી એં ચી કાહડી ઘાતકીપણે તેનુ ખુન કીધું. જણાવવાને કમ કૃમાટ છુટેછે કે પેલા પાતકી ધરમના ઉપાધીઆના કરૂર મલતીઆઓએ એ સદગુણી સ્રીનુ માસ ખુપરાથી સો હડી કાહડી તેના હાડકાં બાલી નાખ્યાં. એ પરમાંણે એક ખરી પહરેજગાર, પરોપકારી, કાબેલ, અને નીરદોષ સ્રી પોતાના ભુડા દુશમનની અદેખાઈનો ભોગ થઈ. એ બનાવ આસરે ઈ૦ સ૦ ૪૨૭ માં બનેલો કેહવામાં આવેછે.

---

## આથીનેસ આ૦ યુદોશીઆ.

એ નામીચી કાબેલ સ્રી યુનાની હકીમ લીઓનશીઅ સની દીકરી હતી. એ શ્રી આથનસ શેહર મધે આસરે ઈ૦ સ૦ ૩૯૪ માં જનમી હતી. બાપે એને પોતાના વ ખતના એલમ હુનરમાં પુરવીણ કીધી. એ અબલાની કા બેલીઅત એવી હતી કે તેના બાપે મરતી વખતે તેને પો તાની પુંજીમાંથી એકમો અશરફી શીવાએ કાંઈ વધારે આપયું નહી. તે મરદે પોતાની સંઘી દોલત બે દીકરાઓ

ને વેંહચી આપી અને કહ્યું કે "મારી દીકરી પોતાની ખુબ સુરતી તથા કમાલીઅતને લીધે એવી સુખી થશે કે મારી તરફથી કસી દોલત મલવાની તેને જરૂર નથી." બાપના મરણ પછી આથીનેસની હુશીઆરી માટે સરવ ઠેકાણે તેની એવી તારીફ થવા લાગી તથા સઉ કોઈ તેને એટલું બધું માન આપવા લાગાં કે તેથી તેના ભાઈઓએ અદેખાઈ કીધી. તેઓ તેને ઘણી બેજારી આપવા લાગા. એ સબબથી તે બીચારી બાપીકું શેહર છોડીથી સ્ટમબોલ ગઈ. તાંહાં તેને શેહનશાહની બેહન પલકેરીઆ સાથે સહીઆરૂં થયું. એ રાજ કનેઆ પોતાના ભાઈની વતી રાજ કારોબાર ચલાવતી હતી. તે આથીનેસના ગુણોથી ઘણી મધન થઈ. એ બંને જણીની દોસતી દન પર દન વધતી ગઈ. પલકેરીઆનો ભાઈ જે શેહનશાહ હતો તેનુ નામ થીઓડોશીઅસ કરી હતું. તેની આસરે એકવીસ વરસની ઉમર થવા આવી હતી. તેની સાથે પોતાની નવી સાહેલીના લગન કરાવવાને પલકેરીઆએ વીચાર કીધો. એ મતલબથી તે રાજ કનેઆએ પોતાના ભાઈની આગળ આથીનેસના રોસન તથા હુશીઆરીની સદા તારીફ કરવા કીધી. બેહેનની વાત વીશે તે શેહનશાહે પોતાની ખાતરી કીધા પછી આથીનેસને બાએડી કરવાનુ મન કીધું. તેઓના લગન સને ૪૨૨ માં થયાં. એ પરમાણે એક વીદીઆરથીની બાબાપ અને સગાં વાહલાં વગરની દીકરીએ પારકા મુલકમાં પોતાની બુધી તથા ગનાનના જોરથી મોહોટો દરજાજો તથા હેરમત મેલવી.

આથીનેસ તથા થીઓડોશીઅસના લગન થયાં

તેઓ ખુશીમાં વખત કાહડવા લાગાં. આથીનેસ પુખ્ત વયની થઈ હતી. જુદી જુદી બાબદોનો ફરક સમજવાને સારી પડે શકતી ધરાવતી હતી. વખત જતે તેને પોતીકા બાપીકા ધરમ કરતાં ભરથારનો ખરીશટી ધરમ વધારે પસંદ આવયો, માટે એ ધરમ કબુલ કીધો. પોતાનુ અસલ નામ ફેરવી યુડોશીઆ કરી નામ રાખયું.

શેહનશાહની બેહન પલકેરીઆએ સાહેલી તરીકે જેવું હેત બતાવીઉં હતું તેવી લાએકી નરંદ તરીકે કીધી નહીં. એ રાજકનેઆ ઘણી લોભી હતી. તે યુડોશીઆને આગળ વધવા દેવાને મુતલગ ચાહતીતી નહી. એ આગસટાનો ખેતાબ ધરાવતી હતી. તે હવે યુડોશીઆને મલવો જોઇતો હતો. તે પલકેરીઆએ ઘણુ સુધી તેને મલવા દીધો નહી. એ બાબદ હરકત કરવામાં તે એટલું જ બાહનુ કાહડતી હતી કે યુડોશીઆએ કેટલીક મુદત સુધી છોકરાં જણીઆ નહી માટે રખેને તે વાંઝણી હોય. પણ પાછળથી એ રાણીને પેટે એક છોકરી થઈ એટલે પલકેરીઆનો વાંધો રદ થયો. યુડોશીઆને જે ખેતાબ ઘટતો હતો તે તેને મલીઓ.

યુડોશીઆએ રાણી તરીકેનો અખતીઆર ઘણી વખાણવા જોગ રીતે ચલાવીઓ. તેણે પેહલાંતો ભરથારની મારફતે પોતાના નીરદયાલુ ભાઈઓને તેડાવી મંગાવીઆ. તે લોકને શેહનશાહનો પેગામ પોંહતો તારે મનથી બીધા કે તેઓએ આગળ બેહનપર ગુજરેલા જુલુમ માટે હવે ઘટતી સજા ખમવી પડશે. પણ શેહનશાનાં મેહલમાં પોંહતેથી તેઓની ખાતરી થઈ કે સ્ત્રી જાતની મેહરબાનીઅને મેહનના યેઆરે તેઓને વાસતે જુદોજ લતીજો ત

ઈઆર કીવો હતો. ઉદાર દીલની યુડોશીઆએ બેરડા ભા ઈઓની આગળી જુલમાત ભરેલી ચાલ માફ કીધી એટ લુંજ નહી પણ બેહનોના મરતબાને માન મલે તેમ તે ઓને સારા ઓહદા અપાવી દરજજે વધારયા અને સુ ખી કીધા !

યુડોશીઆ જે હથીઆરે કરી બુજરગીએ પોંહતી હ તી તે ઉપરથી તેણે પોતાનુ ધેઆન કધી ખીસાડીઉં ન હી. મેહલની મોજ મઝા અને આરામને વખત વીદી આ એલમ હાંસેલ કરવાને મેહનત કરવાથી તેણે કધુ આલસ કીધી નહી. તેણે આગળની માફકજ અભીઆ સ ચાલુ રાખીઓ. ધરમ શાસતર, તથા રાજદોઆરી મામલા અને તવારીખ વીશે તેણે કેટલાંક મોબારત પુસ તકો લખીઆં. એ પુસતકોથી તેની તેના વખતમાંજ ન હી પણ પાછળા જમાનામાંબી તારીફ થઈ. વળી એ બા ઈ શેહનશાહની રાણી તથા વીદવાન ઓરત તરીકે આ જીંદગીમાં જે દરજજો તથા માન ભોગવતી હતી તેથીજ રા જી થઈ નહી. પણ બવીશ જીંદગીનાં સુખનો ખજાનો એક ઠો કરવાનેબી તેણે કોશેશ કીધી. તે પોતાના ધરમ શાસતર માં ફરમાવયા મુજબ ઈસ્વરની ભકતી તથા દાન ધરમ અ ને બીજાં પુનનાં કામો કરવાપર ચુસત રહી. એ પરમાં ણે એ રાણી પોતાના વખત તથા પઈશાનો ઘણો મોહ ટો ભાગ નેક કામોમાં વાપરી જીંદગી ગુજરતી હતી. તે ટલાં એક માઠો બનાવ બનીઓ જેથી આપણને કાંઈક દીલગીરી ઉપજેછે કે એવી નેક ઓરતના પાછળા દાહડા જેવી ધરે તેવી સારી હાલતમાં ગુજરયા નહી.

ઉપર જણાવીઆ મુજબ યુડોશીઆની નરંદ પ...

આ રાણીને ઘટતો દરજો ભોગવવા દેવામાં હરકત ના ખતી હતી. પોતાના ભરથાર થીઓડોશીઅસના મનપર એ નરંદને ઘણો અનઘટતો કાબુ ચલાવતી જોઈ પુહોશી આને બાએડી તરીકે ભાઠું લાગું. એ સબબથી એ બંધે ઓરતો વચે કાંઈક હરીફાઈ ચાલી. ખરૂં છે કે યુહોશી આ જેવી કાબેલ તથા નેક ખસલતવાળી હતી તેટલી મ કર ભરેલી નોહતી. તે પોતાની લોભી નરંદના જેટલાં ફે લ રમી જાણતીતી નહી. માટે તે અંતે હારી. પલકેરી આએ ફન ફરેબથી ભાઈને પોતાની તરફ કરી લીધો. પ છી રાજમાં જે અમલદારો રાણીની તરફ હતા તેઓને જીવથી મરાવયા અથવા બેહોરમત કરાવયા. યુહોશી આએ જોયું કે કાચી અકલથી ભરથારે તેનાપરથી બીલકુ લ હેત ઉતારી મેલીઉં હતું. એવુ થયા પછી તેણે મેહલ માં રેહવાને ઘટતું ધારયું નહી. જેરૂસલમની જતરા જ ઈ તાંહાં દાન ધરમના કામોમાં વખત પુરો કરવાને તેણે ભરથારથી રજા મેલવી. તે જેરૂસલમ ગઈ તાંહાંપણ તે ની વેરી નરંદના કપટથી તે છુટી નહી. જુઠું નીમીત કા હડી ભાઈને ભમાવી પલકેરીઆએ પોતાની ભોજાઈના બે વીસવાસુ અને પહરેનગાર સેવકોને બીનતકસીર મારી નખાવીઆ. એવાં દુષ્ટ કામથી એ રાણી ઘણી ગુસ્સે થ ઈ, માટે પેલાં બીનતકસીર માણસોને કતલ કરનારાઓને તેણે ઘટતી સજા કીધી. યુહોશીઆનુ એ કામ તેનો ના સ કરવાને પલકેરીઆના હાથમાં જોરાવર હથીઆર થઈ પડયું. તે બાહને તેણે ભાઈને ઉસકેરી ઘણો કરોધે ચહ ડાવીઓ અને રાણીની આબરૂ લેવારી. થીઓડોશીઅ સે યુહોશીઆનો સંધો દરજો ઉતારી પાડીઓ અને તેને

બેહોરમત કીધી. એ સંધુ તે દાનાવ ઓરતે સબુરીથી ખમયું. આ દુનીઆનો મામલો એવોજ છે અને આદ મીપર કણુ સુખ અને કણુ દુખ પડતુજ આવેછે એમ વીચારી પોતાની સોલ વરસ સુધીની બાકીની જીંદગી એ લમના અભીઆસ તથા ઇસવરની ભકતી અને પરોપકા રી કામો કરવામાં તેણે કાહડી. એટલા વખતમાં તેનો ભરથાર મરણુ પાંમીઓ તથા તેની એકની એક દીકરી જે રોમની રાણી થઈ હતી તે દુશમનોના હાથમાં કેદ પ કડાઈ. એ પરમાણે સંસારનાં તહરેવાર દુખ સુખ જોયા પછી નામીચી બુડોસીઆ સડસઠ વરસની ઉમરની થઈ આ નાપાએદાર દુનીઆંથી ઇ૦ સ૦ ૪૬૦) માં ગુજરી ગઈ. જેમ સઘલા ઇનસાફને ચાહનારાં તથા નેક લોકો ની ખાતર જમા હતી તેમ મરતી વખતે તે પોતાનાં અં તકરનથી એકરાર કરી ગઈ કે તેનાં વેરીઓએ તેને બદ નામ કરવાને ગમે તે કીધું હોય, પણુ તે પોતે નીરદોષપ ણુ તથા દોસતીની ફરજની હદની બાહેર કણુ ગઈ નોહતી.

---

## રોમેનસ આરજીરસની બાએડી.

કાનસટનટાઈન નામનો એક ગરીક શેહનશાહ મર વા પડયો તારે તેની પીડનો કોઈ છોકરો હતો નહી. તે ની તરણુ દીકરીઓમાંથી માતર એકજ પરણુવાને રાજી હતી. સરકારનો હુકુમ થયો કે એ રાજકનેઆને વાસતે કોઈ એવો ભરથાર જોઈ કાહડવો કે આગળ રાજને માટે કદાવર અને સંધી પરજાને પસંદ પડતો વારસ પેદા થાય.

ત મુજબ રોમેનસ આરજીરસ નામના એક સોહામના અને સેઆન સોગતમાં ખપનારા અમીરને ચુંટી કાહાડ વામાં આવયો. એ ધણીને રાજાનો જમાઈ કરવાની વા ત ઠરી. પણ તે કબુલ રાખવાને એ મરદે આનાકાની દીધી. અંતે તે જમાનાની રીત મુજબ તેને જણાવયામાં આવીઉં કે સરકારની વાત સાંભળે નહીતો તેને આંધળો કરવા અથવા જીવથી મારવામાં આવે. એ ધણી રાજાનો જમાઈ થવાને ના પાડતો હતો તેનુ કારણ એકે તેની બા એડી જીવતી હતી. તે બાએડી એનાપર એટલીબધી મે હરબાંન તથા ફીદા હતી કે તેના સદગુણો યાદ કરતાં તે ને એકાએક તલાક આપવાને એ ધણીએ નરસ લાગવા સરખું વીચારયું. પણ એની બાએડીતો મેહરબાંનીથી ભ રપુર હતી. હરેક પરકારે ભરથારપર ખુરબાન થવામાંજ તેને મઝા લાગતી હતી. તેણે ભરથારની સંકટની વાત સાંભળી તારે પોતાથી બનતી સંધી મદદ કરી તે સંકટ ટા ળવાને ઠરાવ કીધો. સંકટની વેળાએ રૂડી સ્ત્રીની બુધ્ધી ઘટતો ઈલાજ સોધી કાહડવામાં ઘણું કરીને વીલમ લગાડ તી નથી તે વાત ઘણાં જણાને ખબર હશે. ભરથારનો જી વ ઉગાડવાનો ઈલાજ કરતાં રોમેનસની હેતવંતી બાએડી ને ઝાજો વખત લાગો નહી. તે બાઈના વીચારવાળાં મ ગજે જે ઈલાજ બતાવીઓ તેપર અમલ કરવા સંબંધી તેનાં સખી દીલે કસી આનાકાની કરાવી નહી. તે ઈલા જ મુજબ ચાલતાં પોતાનાં સુખનો ભંગ થવાની એ ભ લી બાએડીએ બીલકુલ દરકાર કીધી નહી. તે ઈલાજ એ મ હતો કે એ સ્ત્રીએ ભરથારથી છુટી થવા સારૂ સંસાર તરક કરી વેરાગ લીધું. એ પરમાંણે એ પતીવરતા બાનુ

એ જે મરદની સાથે રહી તેને સદા મધન રાખીઓ હ તો તેને એટલાજ માટે છોડીઓ કે તેના શરીર તથા જી વનો બંચાવ થાએ. એક ઘડીના વચમાં પોતાના સંઘા એશ આરામનો નાસ એટલાજ માટે થવા દીધો કે તેથી ભરથારનાં સુખનો બંચાવ થાએ તથા તેનો દરજ્જો વધે.

રોમેનસ આરજીરસ બીજી બાએડી પરણીઓ. પ ણ તેની આગળી મેહરબાંન દોસતે તેનાથી છુટી પડીઆ પછી પોતાના પેદા કરનાર શીવાએ બીજા કોઈપર દીલ દોડાવીઉં નહી. તે સ્ત્રીએ પોતાની બાકીની જીંદગી દાન ધરમ તથા દેવ ભકતી કરવામાં ગુજારી. બાએડીનાં ઉત મ હેતનો એ આફરીન કરવા જોગ દાખલો આસરે ઈ૦ સ૦ ૧૦૨૮ માં બનીઓ હતો.

---

## અમલસોનથા.

શ્રી ઈટલીના ગાથીક વંસના પરખીઆત રાજા થીઓ ડોરીકની અમલસોનથા નામની એક દીકરી હતી. એ રા જા ઇસવી સને ૫૨૨ માં મરણ પાંમીઓ. ગાથીક લોક ના કાનુન મુજબ સ્ત્રીથી રાજની માલેક થવાએ નહી, મા ટે તેની વીધવા દીકરીનો દીકરો આથલરીક તેની ગાદી નો વારસ થયો. મમાવાના મરણને વખત એ કુવર ઘ ણો નાધલો હતો. તે પુરતી વયનો થાય તાંહાંસુધી રાજ કારોબારનું કામ તેની માને સોંપવામાં આવયું. એ વખત એ બાઈની અડાવીસ વરસની ઉમર હતી. એક કાબેલ તવારી ખ લખનારના જણાવીઆ મુજબ એ બાનુનાં શરીર તથા

મનના ગુણો પુરા બાહરમાં આવેલા હતા. તેની ખુબસુરતી હરેક શેહનશાહને વસ કરે એવી હતી. સારી સમજ તથા દાનાઈથી તેનું મગજ ભરેલું હતું. કેળવણી તથા અનુભવથી તેની જાતી બુધ્ધી વધારે ઝલકાટ પાંમી હતી. હીંમત તથા ઠરાવ અને વીદીઆને જોરે તે મોહટાં કામો કરવાને શકતીવાન હતી. તેણે એલમનો અભીઆસ સારી પઠે કીધેલો હતો. ગાથીક તથા ગરીક અને લાટીન ભાષા ઘણી પુખ્ત જાણતી હતી. એવી સંધી કમાલીઅત છતાં એ શાહજાદી*કસું ગુમાન રાખતીતી નહી. રાજદ્વારી કામકાજ સારૂ ભરાએલી સભામાં ડાહાપણ ખરચી પોતે કસું બોલતી નોહતી. એના મરનાર બાપમાં જે ખુબી હતી તેની નકલ કરી એ રાજ કનેઆએ પરજાના લોકને સુખી રાખેઆં. તે પીતાની ખામીઓથી દુર રહી તે મરનારનાં નાંમને બદનાંમીથી છોડવવાને ઘટતા ઈલાજ કીધા. થીઓડોરીકે બોઈથીઉસ નામના નામીચા અને માહાબુધ્ધીવાન ઉમરાવ તથા તેના સસરાને બીન તકસીર મારી નખાવી તેની મીરાસ લુટી લીધી હતી. તે સરવ એ બાનુએ તે મરનાર ઉમરાવના વારસોને પાછી સપુરદ કરાવી. એવા સારા ઈલાજોથી અમલસોનથાએ પરજાનો પેઆર મેલવીઓ: તે એવી દયાલુ હતી કે પોતાની રોમી પરજાને મારફાર અથવા દંડની સજા કરવા દેતીતી નહી. એ પરજાને શતરૂ અથવા ગુલામ સરખાં ગણી તેઓને હલાક કરાવવાને જંગલી ગાથ લોકો જે બકારો કરતા હતા તેપર એ સમજુ શાહજાદી કસું ધેઆન આપતી નોહતી. વડા પરધાનના ઓહદા સારૂ તેણે એવા પરમાણીક પુરૂષને પસંદ કીધેલો હતો કે તેથી તેના કા

•

રોબારને ટેકો મલતો હતો. નેક ચાલથી એ બાઇએં સ્ટમ બેલના શેહનશાહને તથા બીજા રાજવાળાઓને હેતુ મીતર સરખા કરી નાખીઆ; એ કાબેલ તથા લાએકીવાળી બા નુ પોતાની સંધી ફરજ અદા કરવાપર ખંતી હતી. તે જાણતી હતી કે જે પરજાપર તે અમલ કરતી હતી તેઓનાં કલાણનો આધાર પાછળથી તેના દીકરા આથલરીકપર રે હશે. માટે તે કુવરને સારી કેળવણી આપી વીદીઆ ભણાવવા તથા રાજ ચલાવવાના હુનરથી વાકેફ કરવા સા રૂ તરણ ગાથીક શીખશકોને હવાલે સોંપીઓ. પણ એ કુવર ઉછાછલો તથા બેરહો નીકળીઓ. તે પોતાની માનાં ખરાં હેતની કદર સમજીઓ નહી. વીદીઆ ભણવી અ ને કાએદામાં રેહેવું તેને નાપસંદ થયું. એક દીને શ્રી ર વેનાના મેહલમાં ગાથીક લોકની સભા મલેલી હતી. તે વ ખત એ કુવર આથલરીકે કાંઈ ઘણી માઠી ચાલ ચલાવી. તેની માએ એક ઠોંસો મારી તેને વારયો. તે ઉપરથી તે હુલડ જુવાને રડતો રડતો ગાથલોકની આગળ જઈ મા વીશે ફરીઆદ કીધી. એ રાજ કુવરની એવી ચાલથી કે ટલાક લુચ્ચાઓને પોતાની મતલબ હાંસેલ કરવાને ફાવ તું થયું. તેઓએ મકરથી તે કુવરની હીમાત કીધી કે તે કુવરને સ્ત્રીની બરદાશત તળે અને ઈતર શીખશકોના હા થ હેઠળ કેળવવાની કસી જરૂર નોહતી. તેઓ બોલી આ કે ગાથ લોકની રીત મુજબ તે કુવર એ ટોલાના લોક સાથે રહી જે કાંઈ શીખવાનું હશે તે લસકરી છાવણીમાં શીખીઆ કરશે. બીજા સુરખાઓ જેઓ એલમની કસી ક દર બુઝ જાણતા નોહતા તેઓએ એવાં બોલવાને ટેકો આપીઓ. તે સરવ જંગલીઓએ એક અવાજથી સોહ

ર ઉડાવીઓ, માટે તે કુવરને તેઓને હવાલે કરવાને તે
ની ભલી માને ફરજ થઈ. એ પછી પેલા લુચછાઓએ જુવા
ન શાહજાદાને ખાવા પીવા તથા બીજી નીચ મોજમાં રમતો
મેલી દીધો. અમલસોનથાની સેહજમાં ખાતરી થઈ કે કુ
વરને બીગાડી તેઓ પોતાની મતલબ હાંસેલ કરવા માંગ
તા હતા. તેઓ એ બાનુના એવા શતરૂ થઈ પડીઆ કે રા
જ મુકી દેવાને એણે મન કીધું. રવેનાથી સ્ટમબોલ જઈ
રેહવાને તાંહાંના શેહનશાહ સાથે તેણે બંદોબસત કીધો.
પોતાનો સંધો ખાનગી ખજાનો શ્રી ડીરાશીઅમ મોકલી
દઈ સ્ટમબોલ જવાને તઈઆરી કીધી. તેટલાં તેને એવું
લાગ્યું કે કુવરને બદસલાહ આપનારાઓની સગતથી છોડ
વવા સારૂ હજીરખી કોશેશ કરવામાં કસુર રાખવી નહી.
તદબીર કરી પેલા નાલાએક આદમીઓમાંથી મુખીઅ તરણ
જણાઓને છવથી મરાવયા. એ બાઈના શતરૂઓ તેની
વાજબી સતાનો ઈનકાર કરી, તેના નેક કામમાં હરકત ક
રી, પોતાની મતલબ સારૂ તેના કુવરને બીગાડી પરજાના
લોકની પાએમાલી કરવા માંગતા હતા તે વીશેનો, તથા
શતરૂઓથી તેને કેવું ખમવું પડીઉં તેનો આપણ વીચા
ર કરીએછ તારે આપણને ધારવાને બની આવેછેકે એ ત
રણ સરદારોને મરણની સજા કરવાને એ બાનુએ પરજા
હીતકારી હાકમ તથા ખરી ફરજ અદા કરનારી મેહરબાં
ન મા તરીકે, કદાચ જરૂર જાંણી હશે.

અમલસોનથાનો કુવર આથલરીક બદપહરેજી તથા
બદફેલીનો ભોગ થઈ સોલ વરસની વયમાં મરણ પાંમીઓ.
એ બનાવથી અમલસોનથાને ઘણું દુખ થયું. તેણે વી
ચારીઉં કે રાજનો જે નામનો વારસ હતો તે ગુજરી ગી

એ એટલે એના શતરૂઓ, જંગલી ગાથ લોકોને હુલકાવી, એના હાથમાંથી હકુમત છીનવી લઈ, મુલુકમાં બેદાદી અ ને ખરાબી ચલાવશે. વાસતે એણે પોતાની ફુઈના દીક રા થીઓડેટસને રાજા ઠરાવી તેની સાથે કારોબાર ચલા વવાને બંદોબસત કીધો. એ બંદોબસત તેના દાનાવ અ ને કાબેલ પરધાન કાસીઓડોરસે પસંદ કરી સરવને જાહે ર કીધો. થીઓડેટસે પેહલાંતો અમલસોનથાની એવી બખશીશ માટે આભારી હોવાનું ડોલ બતાવ્યું. પણ પા છળથી તે મરદે એ બાઈ સાથે વફાદારી કીધી નહી. લુ ટારા ગાથ લોકો સાથે મલી પરજાનાં તથા પડોસના મુલુ કનાં લોકોને તે ઘણી હલાકી પોંહચાડવા લાગો. પોતા ની પરજાનુ પરતીપાલન કરનારી તથા પારકાં લોક સાથે હકવાજબી ચાલનારી અમલસોનથાને એ પુરૂષની એવી માઠી ચાલ તદન નાપસંદ હતી. એ બાનુએ તેને ઘણી પરકારે સમજાવીને એવી ખરાબ ચાલથી પાછો હટવાને બલામણ કીધી. પણ થીઓડેટસ બુદ્ધીનો હીન હતો. સારી શીખામણ તેને કડવી લાગી. તેનાં ભલાં માટે તે ને ઉપદેશ કરનારીનો તે દુશમન થઈ પડીઓ. તેની આ ગેવાનીથી અમલસોનથાને દુખી કરવાનુ કાવતરૂં થયું. તે નેક ઓરત એ લુચા આદમીના તથા એના મલતીઆ ઓના ફાંદામાં ફસી ગઈ. તેઓએ દગાથી તેને કેદ પ કડી લીધી. તેને શ્રી બોલસીના ટાપુ ખાતે મોકલી દેવા માં આવી. તાંહાં નીમખહરામ થીઓડેટસની પરવાન ગીથી એ બીચારીને ફાંસી દીધી. ગાથીક લોકની ઉજડ મંડલીને રોશની આપનારો એ ઝલકતા શીતારાનો એ પ રમાંણે ઈ૦ સ૦ ૫૩૫) માં નાસ થયો.

# પાટેમીએના.

શ્રી સીંકદરાબાદ મધે પાટેમીએના નામની એક સ્રી હતી. નાધપણથી એને ઈસાઈ ધરમની કેળવણી મલી હતી. આગળ જતાં એ ધરમપર એનુ આકીન સુસત બેઠું. એના વખતમા ઈસાઈ ધરમ પાલનારાંઓપર સરકારથી અનેક પરકારની જાસતી ગુજરતી હતી. રૂમી લોકો પોતાનો અસલ ધરમ ચાલુ રાખવાને ખંતી હતા. ખરીશટીઆનોને પોતાનો દીલપસંદ ધરમ જાળવવાને ઘણી યુકતી કરવી પડતી હતી. તે ધરમ પાલનારૂં જો કોઈ આદમી પકડાતું તેના જાન માલને હાની પોંહચતી. પાટેમીએના બરજુવાનીમાં આવેલી હતી. તેનો હોસન તથા નખરાં સંધાં આદમીના દીલપર અસર કરતાં હતાં. ખુદરતે જેને એવી ઉંચી બખશીશ કીધી હતી તેની સંસારી હાલત હલકે દરજજેની હતી. તે બીચારી ગુલામી અવસથામાં અવતરેલી હતી. તેના તન મનના ગુણોપર તેનો સેઠ લલચાયો. તણે એ સ્રી સાથે નીચ પરકારની નીસખત રાખવા માંગી. પણ તે હાલત પકડવાને મોહટાં મનવાળી પાટેમીએનાએ સાફ નાપાડીઉં. ફોસલાવી ફરેબ આપવામાં નહી ફાવીઓ તારે તે નાલાએક સેઠે ફીતુર કરવા માંડીઉં. બીજા કપટી ચાડીઆઓની માફક તેણે તે જગોના રૂમી હાકમને ખબર કીધી કે પાટેમીએના ઈસાઈ ધરમ પાલતી હતી. એ ખબરપરથી તેને પકડી કેદ કરવામાં આવી. ઈસાઈ ધરમ પાલવાને લીધે તેને રાબેતા મુજબની સજા કરવાને હુકમ થયો. પેહલાં તો તે બીચારીને ઘાતકી રીતે રીબાવીને દુખ દીધું. એ

વે સમે તેના કરૂર દીલના સેડે તેને ફરીને જણાવીઉં કે એ મરદની મરજી રાખેતો મોતની સજાથી તે હજુરબી છુટે. એ પરમાણે કમકમાટ ભરેલું દુખ ખમી મરવાથી છુટવાને બેજ ઈલાજ હતા. તે એગ કે ઈઆતો પોતાને પસંદ પરેલો ધરમ છોડવો અથવાતો સેડની નાલાએક મરજી રાખવી. પાટેમીએના દરજજે હલકી તોબી વીચારની ઉંચ હતી. તેણે એ બેમાંથી એકબી ઈલાજ પસંદ રાખીઓ નહી. તેવો ઈલાજ અખતીઆર કરી જીવીઆ કરતાં મરવાને તેણે પસંદ કીધું. જે ધરમ તે પાલતી આવી હતી તેપર મકમ રેહવાનો તથા હરેક હાલતમાં પોતાની ઈજતનો બંચાવ કરવાનો પોતાનો પક્કો ઠરાવ તેણે બલતવારીથી જણાવીઓ. અંતે તેને ઉકળતા ડામરની કહુડામાં નાખી મારવાનો હુકમ થયો. એ અતીશે દુખદાએક મોત પાટેમીએનાએ સબુરીથી ખમીઉં. તેનુ ખુન કરનારાઓને તેણે કહયું, કે ઈજત તા'। એકીન બીગાડવા કરતાં, એવી જાલમીનેબી તે કેવી ગનીમત સમજતી હતી તે વીશે તેઓએ ખાતરી કરવી હોયતો, તેને કહડામાં એકદમ નાખી મારવી નહી. પણ તેને આસતે આસતે તેમાં ઉતારવી અને જોવું કે સંધુ ખમવાને ઈસવર તેને કેવી હીમત તથા શકતી આપતો હતો. પેલા નીરદયાલુ લોકોએ તે અખતરો કરી જોયો. પાટેમીએનાએ મરતાં સધી મુલાઝાથી રેહવાને ખબરદારી રાખી. તેણે જલાદો પાસેથી એટલીજ બખશીશ માંગી કે તેઓએ તેને ઝબા સમેતજ કહડામાં ઉતારવી. એ અરજ મુજબ તેઓએ કીધું. તેઓએ જોયું કે પાટેમીએના હીમત અને ધીરજ રાખી તે કહુડામાં બલી મુઈ. પોતાના શ

તરૂઓને કસું ળુરૂ ઇચ્છીઆ વગર અથવા એકબી કડવો સખુન બોલીઆ વગર એ નેક ઓરતે પોતાનો પરાણ હ કતાલાને હવાલે કીધો.

---

## ઝીનોબીઆ.

ઈસવી સનેની શરૂઆતમાં અરબસ્થાન મધે પાલમી રા નામનુ એક આબાદ શેહર હતું. એ શેહર ઈરોપ ત થા એશીઆ ખંડ વચે ચાલતા વેપારનુ મુખીઅ મથક થ ઈ પડયું. એ શેહરની ઇઆદમારી મુખીઅ કરી તેની રા ણી ઝીનોબીઆથી કાએમ રહીછે. એ રાણી અમરૂ ના મના એક સરદારની દીકરી હતી. તે નાધપણથી કોઈ અરબ સાથે પરણી હતી. પણ તે ઉમરે પોંહતા આગમ ચ તેનો ભરથાર મરણ પાંમયો. ઝીનોબીઆ રંગે શાંમલી હતી તોબી અરબસથાનમાં ઘણી ખુબસુરત ગણાતી હતી. તેના દેશની બીજી થોડીજ ઓરતો તેના સરખી સારી કા નતીવાળી હશે. તેનાં વાંકાં નેન, સફેદ દાંત, શોભીતાં શ રીર, નરમ સ્વભાવ અને મીઠા શબદોને લીધે ઓડીનેટ સ નામના એક અરબ હાકમે તેને પરણવાને ખાએશ કી ધી. એ બંધે જણાંનાં લગન થયાં. ઝીનોબીઆ બાલ પણથી એલમ પહડી હતી. લાટીન, ગરીક, સીરીઆક, તથા મીસરી ભાષાઓ તે જાણતી હતી. કેટલાક નામી આ ફીલસુફોનાં ગરંથો તણે સારી પડે પાઠ કીધાં હતાં. તે ણે પોતાના ઉપીઓગ સારૂ પુરવ પરાંતની તવારીખનો સા રાંઉશ ઘડી કાહાડીઓ હતો. શુધરાઈના હુનરો જેવા કે

બાંધકામ, ગાએન, ચીતાર પાડવા ઈતીઆદીથી એ બાઈ કાંઈ નાવાકેફ નોહતી. એવા ગુણવાળી બાએડી હરેક ભરથારને કીમતી દોલત સરખી થઈ પડયા વીના રેહે નહી. પણ ઝીનોબીઆ એ કરતાંબી વધારે કમાલીઅત વાળી હતી. તે જેમ સુંદર તેમજ હીમતવાન અને લડા એક હતી. લડાઈના હુનરમાં હરેક મરદની બરોબરી ક રવાને જુરરત રાખતી હતી. હરેક ઘોડાપર સવારી કર વાને તથા લડાઈના હરેક હથીઆર વાપરવાને પુર શકતી વાન હતી. તેનો ભરથાર પેહલાં રોમની શેહનશાતની તાબેદારી કરતો હતો. તેની સાથે રહી એ બાનુ-ઈરાણી ઓ તથા બીજા લોકની સામને લડાઈમાં જતી હતી. લ ડાઈનાં મેદાનમાં મરદાનગી કરી કીરતી મેલવતી હતી. લડાઈના કામથી ફુરસત મલે તારે તેનો ભરથાર જંગલના ફાડી ખાનારાં જાણવરોનો શેકાર કરવાનો શોખ રાખતો હતો. એ શેકારગાહને વખત સીંહ તથા ચીતા અને રીછ સાથે ઝીનોબીઆ એવી રમત કરતી હતી કે શુરા મરદો તેમ કરી શકેતો મગરૂર થવાને તેઓને ઘટતું કારણ મલે. ઝી નોબીઆ પાંઉ પેઆદી રહી લસકરની સાથે લાંબી મંજલ કરવાને કધી કંટાલતીતી નહી. થાક તથા થંડી ગરમીની હલાકી કેવી હોયછે તે જાણે એ સ્ત્રી સમજતીતીબી ન હી. ઘોડાની પીઠપર કલાકના કલાક સુધી સવારી કરવા નોતો એનો રાબેતોજ હતો.

ઝીનોબીઆ તથા ઓડીનેટસ એક બીજાંનાં આ શનાવ અને અરસ પરસ મદદ કરનારાં થઈ વખત કા હડતાં હતાં. તેઓની પરજા તેઓ થકી ઘણી મધન રેહતી હતી. રોમના શેહનશાહ તથા તેની સેનેટે તે

એોને ઘણું માન આપયું. તેઓએ ઝીતેલાં તથા જાળવે લાં પરગણાંઓ પર હકુમત કરવાને ઓડીનેટસને પરવા નગી મલી. બાએડીની સલાહ તથા હીમત અને બા હદુરીએ કરી ઓડીનેટસ ચો તરફ વખણાયો. કોઇબી દુશમનથી કસી ધાસતી રહી હોય નહી એવું તેને લાગું. પણ જારે આદમી પોતાને પુર સલામતીમાં જાણે તારેબી તેની જીંદગીનો ભરોસો નથી રેહુતો તે વીશેની નોતેબર સાબેતી ઓડીનેટસના હેવાલપરથી મલેછે. તે સંધી તરફ થી પોતાને નીરભય થએલો વીચારતો હતો તારે ન ધારે લે ઠેકાંણેથી તેનો જીવ લેનાર શતરૂ જાહેર થયો. એ શ તરૂ તેનો ભાણેજ હતો. એ મરદ એક શેકારગાહુંને વ ખતે બેઅદબ થયો. તેને જુજ સજા કરવાને ઓડીનેટસે ઘટતું વીચારયું. એ સબબથી તેણે કપટ રાખી દગાથી ઓડીનેટસનુ ખુન કીધું. પછી પોતે હાકમ થવાને તેણે મરજી કીધી. પણ ઓડીનેટસ જીવતાં જે બાએડીને પર તાપે બુજરગીએ પોંહલો હતો તે બાએડી તેના મરણ પ છી તેના ખુનનો બદલો લેવાને ચુકી નહી. પેલા નીમખ હરામ મરદને ઘટતી હાલતે પોહચાડયા પછી ઝીનાબી આ એકલી રાજ ચલાવવા લાગી.

ઓડીનેટસને હકુમત કરવાને રોમના શેહનશા હે જે પરવાનગી આપી હતી તે તેની વીધવાને આ પવાને ગાલીએનસ શેહનશાહે નાપાડયું. ઝીનાબીઆ એ તે શેહનશાહ તથા તેની સેનેટની કસી દરકાર કીધી નહી. પોતાની મરદાંનગીથી ઝીતેલાં તથા અ કલથી જાળવેલાં રાજનો કારોબાર તેણે સારી પઠે ચ લાવીઓ. તેના હરીફાએ જોઇ લીધું કે ઝીનાબીઆ

કાંઈ જેવી તેવી રાણી નોહતી. એ બાનુની સામને મોકલેલાં રોમી લસકરને એની મરદાનગીથી શીકસત ખાઈ શરમીંદગી સાથે પાછુ જવું પડીઉં. આસપાસના રાજવાળાઓ એ રાણીની દુશમની કરવાથી બીહવા લાગા. ભરથારના વખતથી મલેલા યુફરેટીસ નદીથી તે છેક બીથતીઆ સુધીના મુલુકની જાળવણી ઝીનોબીઆએ કીધી. તે ઉપરાંત પોતાના અમલદાર ઝબદસની સરદારી હેઠળનાં લસકરની મારફતે મીસરનો મુલુક્બી હાથ કીધો. એ ઓરત લડાઈમાં જેવી નામદાર હેવીજ દીવાની કારોબાર ચલાવવાની સુતરી રીતથી [illegible] હતી. [illegible] કાયદા સરસ કાનુનોથી ચલાવતી હતી. [illegible]

ઝીનોબીઆએ કેટલીક મુદત સુધી ઘણી જાહોજલાલી સાથે અમલ ચલાવીઓ. ગાલીએનસ પછી રોમમાં કલાડીઅસ શેહનશાહ થયો. તે ગાથ લોક સાથે લડાઈમાં ગુંથાયાથી ઝીનોબીઆનુ નામ લઈ શકીઓ નહી. પણ થો ડોવાર જતે તે મરણ પામયો. તેની જગોએ આરીલીઅન શેહનશાહ થયો પાલમીરા આગળ રોમને તાબે હતું તે રૂમરૂ સ્વતતર થયું તેથી તથા બીજાં પરગણાઓ ઝીનોબીઆને હાથ થઈ પડયા તેથી આરીલીઅન પુર નારાજી હતો તેણે એ રાણીને પેગામ મોકલયો કે આગળ જે પરાતો રોમને તાબે હતા તે એ રાણીએ છોડી દેવાં. ઝીનોબીઆએ એ દાવો ગેરવાજબી ધારી ધીકારી કાહડીઓ. શેહનશાહ મોહટી ફોજ લઈ રાણી તરફ ચઢાઈ કરી આવયો. તેની સાથે લડાઈ કરવાને ઝીનોબીઆએ લસકર તઈઆર કીધું. તે લસકરની સરદારી ઝીનોબીઆએ પોતે કીધી. પોતાની હકુમત જાળવવાને ઠરાવ રાખી તે દુશમનોની સામને ગઈ. ઝીનોબીઆ પોતાના લસકરની ઘણી સારી બરદાશત રાખતી હતી. સરવની એવી કદર ખાતી હતી કે જાહાં એ દેખાવ દેતી તાંહા સંધા શીપાહીઓ હરખના અવાજ કાહડી એને મુબારકબાદી દેતા હતા. બને બોરફનાં લસકરને પેહલી લડાઈ શ્રી આનટીઆક આગળ થઈ. તેમાં ઝીનોબીઆના લસકરની ચહડતી પેહલાં દેખાઈ. પણ નાહસતા દુશમનોનો દુબાઓ ધરતા એ લસકરે ઘટતી કવાએદ રાખી નહી. એવું જોઈ આરીલીઅને તઈઆર રાખેલી બીજી ફોજે તેઓપર તુટી પડી સખત હુમલો કીધો. એ વખત રાણીના સવારો એકતો થાકેલા અને વળી વીખરાઈ ગએ

લા હુતા. તેઓથી દુશમનનાં તાજાં લશકરનાં એકઠાં આદમીઓનો મારો ઝીલી શકાયો નહી. તોબી એ શી કસતથી ઝીનોબીઆએ હીમત છોડી નહી. તેણે શ્રી ઈ મીસા જઈ ઘણી મેહનતથી પોતાના આગળા શીપાહીઓ તથા નવાં આદમીઓની એક બીજી ફોજ ઉભી કીધી. પણ નસીબે તેને ઈઆરી આપી નહી. એ નવાં લસકર નેબી ઝીત થઈ નહી. અને એ બાહદુર ઓરતે મેદાન છોડી દેવાને ઘટતું ધારયું. પોતાનો છેલ્લો બંચાવ શ્રી પાલમીરાના કીલ્લામાં કરવાને તેણે ઠરાવ રાખયો. તાંહાં જઈ દરવાજા બંધ કરાવી દુશમનોની સામને લડાઈ કરવાની સંધી ગોઠવણ કરવા લાગી. આરીલીઅને તે શેહરની નાકાબંદી કીધી. પણ ઝીનોબીઆના હુનર તથા હીમતથી તે ઘણો ડર રાખતો હતો. એ લડાઈમાં એ શેહનશાહને આકેબત ઝીત થાય કે નહી તે વીશે તેને ઘણો શક હતો. એ વખતે તેણે શ્રી રોમ ખાતે એક કાગલ લખીઓ. તે કાગલમાં જણાવયું કે " હું સી સાથે લડાઈ કરૂંછું તે વીશે રોમી લોકો ધીકારથી બોલેછે. તે લોકો ઝીનોબીઆની કમાલીઅત તથા કાબુથી અનજાણા છે. તેણે ફતર, તીર તથા લડાઈમાં ફેંકવાના બીજા સામનની જે તઈઆરી કીધીછે તેનુ વરણન કરવું મુશકેલ છે. તેણે કોટ પર સંધે ઠેકાણે બબે તરણ તરણ જંબુરા ગોઠવેલાછે. લડાઈના ઈંતરોમાંથી તે આગ વરસાવેછે. સજાની ધાસતીથી તે જીવપર આવી હીમત કરેછે. મારાં કામમાં ફતેહ મલવી ઈસવરના હાથમાં છે." આરીલીઅનના એ પતર પરથી તથા તેણે ઝીનોબીઆને જે મીના કેહેવાડી તે ઉપરથી માલુંમ પડેછે કે તે શેહનશાહ પોતાની હારેલી હ

રીફ્થીબી ઘણી ધાસતી રાખતો હતો. તેણે ઝીનોબીઆને કેહવાડયું કે તે જો તાબે થાયતો તેને લાએકનું એક વત ન તેના ગુજરાણ સારૂ આપવામાં આવે તથા પાલમીરા શેહર અને તાંહાંના લોકને કસી હલાકી પોહચાડવામાં આવે નહી. ઝીનોબીઆએ પોતાના સેવકો સાથ મનસુબો કરી વીચારયું કે ખોરાકી ઘટી પડવાથી આરીલીઅનનું લસકર નબળું થતું ચાલતું હતું તથા ઈરાણનો શાહ શાપુર તેને સારૂ મદદ મોકલનાર હતો, જે સબબોથી દુશમનોને પાછુ ફરવાને ફરજ પડવાની. એવો વીચાર કરી શેહેનશાહની દરખાસને ઝીનોબીઆએ ધીકારી કાહડી. તે શેહનશાહને ચટકો લાગે એવો જવાબ પોતાના નામીચા મુનશી લાનજાઈનસ પાસે લખાવયો. પણ કેટલાંક લોક બોલેછે તેમ ઝીનોબીઆનો "દાહડોજ બીરગસતે થતો ચાળયો." એ બાઈ સંબંધી સંઘો મામલો ઉલટોજ બનવા લાગો. ઈરાણનો સેહનશાહ શાપુર મરણ પામયો. એ બનાવથી તે દેશમાં ચાલેલી ગરબરીને લીવે ઈરાણીઓની કસી મદદ આવી નહી. આરીલીઅને છુટે હાથે નાંણાં વેરયાથી તેનાં લસકર સારૂ ખોરાકી આવી લાગી. તે સાથે વળી તેણે મીસર ફતેહ કરવા મોકલેલું લસકર તે કામ કરી તેની મદદે પાલમીરા આગળ આવી લાગું. ઝીનોબીઆએ જારે જોયું કે દુશમનોનુ જોર અત્તીઘણું વધી ગયું, તારે પોતાની સલામતી સારૂ બાહેર જતી રેહવાને દરૂશત ધારયું. એક શીતાબ ચાલની સાણસીપર સવાર થઈ એ રાણી શ્રી ઈરાણ તરફ રવાને થઈ. પણ સાઠ માઈલની મંજલ કીધા પછી તેને કુંબાલે લાગેલા રોમી સવારોના હાથમાં તે કેદ પકડાઈ. એ બનાવ ઈ૦ સન ૨૭૩ માં બનયો.

ઝીનોબીઆને જારે આરીલીઅન શેહનશાહની ન જદીક આણી તારે તે મરદે ડમરથી એ ઓરતને ઘણા તાનાજાણી કરીને પુછયું કે એ પરમાંણે તેની સામને થ વાને એણે, તાકાત કેમ રાખી. ઝીનોબીઆએ સમો પી છાણી ધીરજ રાખી ટેકાવથીજ વાબ દીધો કે " આરીઓ લસ તથા ગાનીએનસ સરખા શેહનશાહોને હું ધીકારતી હતી. મગર હું તને મારો શેહનશાહ અને ફતેહ કરના ર ગણું છું." એ પછી ઝીનોબીઆ શ્રી રોમ ગઈ. તાંહાં નાઘલાં મનવાળા આરીલીઅને પોતાની ફતેહની ધુમધામ બતાવવાને એ સ્ત્રીને કેદી તરીકે તે શેહરમાં ફેરવયા પછી તેને એક મકાન આપયું. ઝીનોબીઆએ સબર અખતી આર કરી એ મકાનપર બાકીના દાહડા પુરા કીધા. ગએ લી જાહોજલાલી વીશે મનમાં લાવી દુખી થવાને બદલે જેમ બને તેમ પોતાનો વખત ઉપયોગીપણામાં ગુજારશો. આગળ જે બુધ્ધી અને ગતાન રાજપાટ ચલાવવામાં વાપ રતી હતી તે હવે પોતાનાં બચાંઓને સારી તરબીઅત આ પવામાં વાપરયાં. વખતસર જે નીપજીઉં તેની શુકર ગુજા રી કરી અંતે પોતાનો પરાણ દુનીઆના સરવથી મોહટા પાદશાહને સોંપીઓ.

---

## આયાનની બાએડી.

અરબ લોકોએ ઈ૦ સ૦ ૬૩૪ માં શ્રી ડમાસકસ શે હરપર ચડાઈ કરી તે શેહરની નાકાબંદી કીધી. એ વે ળા ટામસ નામના ખરીશટી પેહલવાંને તે શેહરને બંચા

વ કરવામાં ઘણી બાહદુરી બતાવી. તે તીરંદાજીમાં એક્કો હતો. તેના એ હુનરના ભોગ ઘણાક શુરા અરબ સરદારો થયા. એ પરમાંણે તેના હાથથી મરણ પામનારાઓમાં આબાન નામનો એક અરબ સરદાર હતો. એ મરદની બાએડી એનાપર અતીઘણું હેત રાખતી હતી. તે ભરથારની બરદાશત કરવા સારૂ તેની સાથે લડાઈની જગાએ આવેલી હતી. આબાનને મરતતોલ જખમી થયાની બીના સાંભળીને એ ઓરતને કસો ઘબરાટ કીધો નહી. ધીરજ અને હીંમત રાખી તે બાઈ લડાઈનાં મેદાનમાં ગઈ. આબાનને સોધી કાહડી તેનો છેલ્લો દમ જતો હતો તેટલાં ગલે લગાડી બોલી કે "મારા વાહલા ભરથાર તું ખરેખર સુખીઓ છે. ખરે સુખીઓ! કેમકે જે ઈસવરે આપણને જોડીઆં તેની હજુરમાં તું કીરતી સાથે જાયછે. હું તારાં મોતનુ વેર લઈશ અને મારાંથી બનતી કોશેશ કરી બીજી જાંહાંનમાં તારી શરીક થવાને લાએક બનીશ, કેમકે હું તને ઘણો ચાહુંછું. હવે પછી હું કોઈ સાથ લગન કરીશ નહી અને ઈસવરની સેવા કરવામાં વખત કાહડીશ." એવું બોલી રડવા કુંટવા અથવા દુખ જણાવવાને બેશુમાર પોકાર કીધા વગર તે બાઈએ ઘટતી કીરીઆ કરી આબાનને દુમીદા કીધો. તે સમજતી હતી કે મરનારની પછવાડે બેહદ માહતમ કરવી બેજા છે. વાસતે મરનાર તરફ પેઆર બતાવવાને કોઈ બીજો ફેજકારક ઈલાજ કરવાને તેણે બેહતર ધારયું. તુરત લડાઈનાં હથીઆર બાંધી એ સ્ત્રી રણનાં મેદાનમાં ગઈ. પેહલાંતો તેણે ટામસના ઝુંડાવાળાનો હાથ તી[illegible]ીઓ. બીજો તીર એવો તાકી[illegible] કે તે[illegible] પોતાની

• આંખમાં જખમ થયો. તેટલાં બીજાં માણશો તેની મદદે આવી લાગયાથી આબાનની શુરી બાએડી તેને વધારે નુકસાન કરી શકી નહી. પણ એ સ્ત્રીએ પોતાનાં કામથી બતાવયું કે મુવાં આદમી તરફ પેઆર હેત બતાવવાને ન કામો પોકાર શોર અને બેહદ રડવું પીટવું કરવાને ઠેકાણે બીજા વધારે સરસ અને વીચારમંદ લોકને પસંદ પડતા ઈલાજો થઈ શકેછે.

---

## કાલા તથા ઓરેરા.

ઈ૦ સ૦ ૬૩૩ માં અરબ તથા રૂમી લોકો વચે શ્રી ડમાસકસની નજીક એક મોહટી લડાઈ થઈ. એ લડાઈમાં અરબ લોકોને શીકસત મલી. તેઓની કેટલીક ઓરતો તેઓના હરીફોના હાથમાં કેદ પકડાઈ. તે જમાનાના રાબેતા મુજબ ગરીક લોકે તે ઓરતોને બાંદીઓ તરીકે વેંહચી લીવી. તેઓના સરદારને ભાગે કાલા નામની એક સુંદર સ્ત્રી આવી. તે અરબોના સરદાર દીરારની બેહન થતી હતી. એ વેંહેચણી કીધા પછી ગરીક લોક પોત પોતાના તંબુઓમાં આરાએશ કરવાને ગયા. તેટલાં પેલી સરવ ઓરતો એકઠી મલી. તે વેળા કાલા બીજીઓને કેહવા લાગી કે "બેહનો આપણ સું આ જંગલી લોકને આપણી ઈજત લેવા દઈશું અને બુદ મરશત લોકની બાંદીઓ થઈ રહીશું ? તમારી હીમત કાંહાં ગઈછે ? મારી વતીતો હું કહુંછું કે એ ગુલામોમાંના કોઈનેબી મારી પર હાથ નાખવા દેવા કરતાં હું મોતને વધારે પસંદ કરી

શ." એ વાત સાંભળી ઓફેરા નામની એક બીજી સ્ત્રી એ જવાબ દીધો કે "હમોએ ધીરજ પકડીછે તે કાંઈ રાજી ખુશીથી નહી પણ લાચારીને લીધે કરવું પડેછે. આપણ પાસે પોતાનો બંચાવ કરવાને તીર, કમાન, ભાલા, તલવાર કે બીજાં કાંઈ હથીઆર નથી." કાલા બોલી કે "તંબુના સાટકા લઈ આપણ પોતાના બંચાવ સારૂ સામાં થઈ શક શું નહી સું ? ઈસવર કરશેતો એમ કીધાથી આપણને ફતેહ મલી આપણો ઉગારો થશે. તેમ કરતાં આપણ મારયાં જઈશુતો નીરાંત થશે અને આપણ લોકની ઈજત જ ળવાશે." એ વીચાર સાંભળી ઓફેરા મોહટે સાથે બોલી કે "કાલા ઠીક કેહેછે." પછી તે સંધી જણીઓએ એકકી કાઠી હાથમાં લીધી અને કાલાને પોતાની સરદાર ઠરાવી. બંચાવને માટે કાલાએ તેઓને ફરમાવયુંકે "એક ચકરડું કરી ઉભા રેહવો. ખબરદાર તમો એક બીજાં વચે એવો ગાળો ન રાખતાં કે કોઈ વચે આવી આપણને નુકસાન કરે. તમારી કાઠી તેઓની તલવારપર મારજો અને તેઓના ભાલા તથા ભેજાંના ટુકડા કરજો." એ પરમાંણે બોલી કાલાએ છલંગ મારી એકજ ફટકાથી એક ચોકીદારનું માથું ચીરી નાખ્યું. એ ઓરતોના કામનો સંધે ઠેકાંણે ધોંધાટ થયો. ગરીકો તંબુઆથી બાહેર નીકળયા. પીટર આગળ આવી કાલાને પુછવા લાગો કે "પેઆરી આ સું કરેછે ?" કાલાએ જવાબ દીધો કે "મરને પીટીઆ તું અને તારાં જે હોય તે ! પણ એનો અરથ એટલોજ છે કે હમો પોતાની ઈજત જાળવવા તથા તમારાં ભેજાં કાહડવા માંગીએ છિએ. ચાલ આવને હવે તારી પેઆરી પાસે આવતો કેમ નથી ? વેહલો થા. તું નજીક આંવીશતો તે

પેચ્યારીના હાથથી તને કાંઈ લાભ જ થશે." એ બાનુનુ એ વું બોલવું પીટરે હસી કાહાડ્યું. તેણે પોતાના સવારોને હુકુમ કીધો કે તે સ્ત્રીઓને ઘેરી લઈ સલામત કેદ પકડ વી તથા કોઇને કસો જોખમ પોંહચાડવો નહી. તેમાં પોતે લેવા ધારેલી બાંદી (કાલા) ની ખુબ ખબરદારી રાખ વાને તાકીદ કીધી. સવારોએ તેનો હુકુમ બજાવવાને ચે રથ કોશેશ કીધી. કેમકે તેઓ નજીક જતા તેવામાં પેલી ઠરાવવાળી ઓરતો જોરથી તેઓના ઘોડાના પગમાં લા કડાં મારતી તેથી ઘોડા તુટી પડતા. ઘોડા નીચે પડે એ ટલે સવારોનો અંત આણવાને કાંઈ મુશકેલ જેવું રેહતું નું નહી. પીટરે જ્યારે ઓરતોને એવું કામ કરતો જોઈ ત્યારે ઘણો ખીજવાયો. તે પોતાના ઘોડાપરથી હેઠો ઉતર યો. સઘલા માણશોનેબી તેમ કરવાને તથા હાથમાં તલ વાર પકડી તે સ્ત્રીઓપર હુમલો કરવાને કહ્યું. તે સ્ત્રી ઓ પણ પાસે પાસે ઉભી રેહી, અરસ પરસ બોલીકે "આ લો હીનપસતીમાં જીવયા કરતાં આબરૂથી મરીએ." પીટ રે જરા વખત મુગો મુગો ઉભો રહી કાલા તરફ જોયું. તે બાહાદુર સ્ત્રીનો સુંદર ચેહરો તથા નાજુક અને સોહામનુ શરીર જોઈ ઘણો દીલગીર થવા લાગો કે એવી સારી સ્ત્રી તેના હાથમાં આવતી નોહતી. તેણે ફરીને નરમ શબ દોથી કાલાને સમજાવી કે તે ઘણો તવંગર હતો અને ઘ ણા બાગ બગીચાનો માલેક હતો. તે સંધાપર કાલાને સુ ખતીઆરી આપવાને તઈઆર હતો વાસતે એ બાનુએ પોતાના જીવને નકામો બરબાદ કરવો નહી. કાલાએ તે ને પકકા ઠરાવથી જવાબ દીધો કે "રજાલા કુકર તું મારી નજીક આવ કે તારૂં ભેજું કાહડી નાખું." અંતે પીટરની

ખાતરી થઈ કે તેણે જે વરતાંન કીધું હતું તે કરતાં કા
લા તથા તેની સાહેલીઓ ઘણી વધારે ઈજત તથા મરદા
નગી વાળી હતી. સ્ત્રીઓથી ખાંડયા જઈ આખા મુલુક
માં રૂસવા થવા સરખુ બનવા દેવાને તેને ઠીક લાગું ન
હી. તેણે લડાઈ કરવાને ઠરાવ કીધો. પેલી ઓરતો ખુ
બ છાતી રાખી તેઓની સામને થઈ. ગરીકોની સંખી
આ બેહદ વધારે હોવાથી એ બીચારીઓ છેક સંકટમાં
આવી ગઈતી તેટલાં તેઓની હીમતે અને લાએકીનો બ
દલો તેઓને મલી ગયો. તેઓનો નામીચો દેશી સરદા
ર ખાલદ, પીટરના ભાઈને હરાવી તે તરફ આવી લાગો.
તેની સાથે કાલાનો ભાઈ ડીરાર પણ હતો. તેઓને આ
વતાં જોઈ કાલા બોલીકે "જીવો બેહનો ઈસવરે આપણ
સારૂ મદદ મોકલીછે." અરબોનાં મોહટાં લસકરને આવ
તાં જોઈ પીટર બીધો. તેણે નાહસી જવાને વેતરણ કીધી.
ખાલી ડમરથી તે કાલાને કેહવા લાગો કે "જા હવેતો હું
તને તારા ભાઈને હવાલે કરૂંછું." કાલાએ ઠઠા કરી જવા
બ દીધો કે "તું એમ સું કરેછે ? ઘડીકમાં મારાપર બહુ
હેત તથા કાલજી બતાવેછે અને ઘડીકમાં મને મુકી દઈ
મારા ભાઈ પાસે મોકલવાની વાતો કરેછે. એતો તારા
માં કાંઈ સારા ઢંગ દીસતા નહી!" પીટર બોલીઓ કે
"હવે તને મારાં પાસે રાખવાને હું પસંદ કરતો નથી."
કાલાએ ઉતર વાળયો કે "હશે, પણ હુંતો તને વીહલો મે
લનાર નથી." એટલું કહી તે પીટર પછવાડે દોડી. દી
રાર તથા ખાલદ તેની મદદે રહયા. કાલાએ પોતાની લા
કડીથી પીટરના ઘોડાના પગ ભાંગ્યા. તે હેઠો પડયો તે
ટલાં દીરારે તેને ભાલા વડે ભોકી નાખયો. તેનું માથું

વખત ગુમાવેછે તેમ એ બાનુ કરતીતી નહી. માહોમા હેના તંટા બખેડાથી ઘરની સુલેહનો બીગાડ કરવાની એ બથીએ દુર હતી. ઉગમન પરાંતના ઘણાખરા દરજાજાવા ળા તથા દરવવાન પુરૂષોની માનીતીઓ કેફ કરવા, અથ વા કાહનીની વાતો સાંભળવા અથવા રાગશગરોના ખેલ જોવામાં જીંદગીનો ઘણોખરો ભાગ ગુમાવેછે તેમ ઝોબેદા કરતી નોહતી, એ બાનુનો પોતાનો વખત પરઉપકાર કરવામાં ગુજારવાથીજ ખુશી રેહતી. લોકનુ કલાણ કરવા માં પોતાનો કાબુ વાપરયાથી તેને ઘણી મઝા લાગતી હ તી. દાંન ધરમ કરવા, ગરીબોને સુખી કરવા, નબલાઓ ને આશરો આપવા, નીરપરાધીઓનો બંચાવ કરવાના કામોપર સદા તેનુ લખશ લાગેલું રેહતું. એવા સદગુણો એ કરી એ બેગમે જીવતાં લોકોનો પેઆર અને મુવેથી અમર નામ મેલવયું. એના સદગુણોપરથી ઘણીક રસી લી વાતો જોડાએલી કેહેછે.

---

## મીન.

શ્રી ચીનનાં યુ અથવા હીયા વંઉંશનો શેહનશાહ ટીસી આંગ રાંક તથા મીલનસાર સવભાવવાળો આદમી હ તો. તેનો બેવફા પરધાન ગે કાવતરૂં કરી પોતે મુખતીઆ ર સરખો થયો. સાત વરસ સુધી અમલ ચલાવયા પ છી હાંતસાંઉ નામના એક અમલદારે તેને મારી નાખ યો. એ ધણીએ ખુન કરવાનો અપરાધ મુનકેર ગયો એટલુંજ નહી પણ મરનારના પુતર કયાઓ સાથે મલી

જઈ આગળા શેહનશાહ ટીસીઆંગની સામને થયો. તીસીઆંગ પોતાના વફાદાર સેવકોનુ લસકર એકઠું કરી લડવાને તઈઆર થયો. તે બીચારો લડાઈમાં હારયો અને બે વીસવાસુ દોસતો સાથે મારયો ગયો. ફતેહ કરનારાઓ રાજધાણી તરફ ધસારો કરી ગયા. તેઓએ મેહલમાં દાખલ થઈ સરવને કતલ કીધાં. તે એવી મતલબથી કે પુ અથવા હીયા વઉંપનું કોઈબી આદમી રાજપર ફરીને દાવો કરવાને જીવતું રેહે નહી. પણ એક હીમતવાન સ્ત્રીનાં દાનાઈ ભરેલાં કામથી તેઓ એ મતલબમાં નીસફલ થયા. મરનાર શેહનશાહ ટીસીઆંગની મીન નામની એક રાણી હતી. તે ઘણી ધીરજવંત અને હીમતવાન તથા દુરઅંદેશાવાળી ઓરત હતી. તેના ભરથારના કુટુંબને કતલ કરનારા જલાદો જારે મેહેલમાં દાખલ થયા તારે એ રાણી ચીત ઠેકાંણે રાખી તદબીર કરી તેઓના હાથમાંથી નાહસી ગઈ. ટીસીઆંગના કબીલામાંથી જીવતી રેહનાર એકલી એજ હતી. એ વખત તે હમેલદાર હતી. રંજ અને સખતી ખેંચીતે એક ફુરના શેહરમાં ગઈ. તેણે જાંહાં સંતાવાને ઘટનું ખાંચરૂં પસંદ કીધું તાંહાં તેને પેટે એક પુતરે જનમ લીધો. મીન જેવી હીમતવાન તેવીજ ડાહી હતી. ઘટતો વખત આવે તાંહાંસુધી તેના કુવરને કોઈ ઓળખે નહી તો સારૂં એમ તેણે વીચારયું, એ કુવરનુ કુલ છુપાવવાને તેને પાસેના ડુંગરોપર ચરતાં મેઢાંઓની નીગેબાંની કરવાની ચાકરી રાખ્યો. મીનમાં હરેક બીના લાંબો વખત છુપી રહી શકતી નથી તે વાત ઘણું જણાંને ખબર હશે. કેટલીક મુદત ગુજરને મીનના કુવરનો ...

યાતી વીશેનો શંસારો હાંતસાંઉના કાનપર ગયો. તે કુવરને જીવતો પકડીને અથવા મારી નાખીને તેના પાસે લાવવાને હુકુમ થયો. એ વીશેની ખબર મીનને પડતાં વેતજ તે દુરઅંદેશાવાળી બાઈએ તેને દુર કરવાને ઠરાવ કીધો. ભરવાડને તાંહાંની ચાકરીથી કાહડી પાસેના પરગણાના હાકમને તાંહાં બબરચીની ચાકરીમાં તેને રાખયો. એ હાકમને પોતાના કુવરનો સેક ઠરાવતી વખત મીને લાંબો વીચાર કીધો હતો. તેણે પોતાની અથવા કુવરની કસી ઓલખ તે હાકમને આપી નહી. પણ તે ધણી મરનાર ટીસીઆંગનો વીસવાસુ મીતર હતો એમ એ બાઈએ પોતાની ખાતર જમા કરી લીધી હતી. સબબ કોઈ પરકારથી તે કુવર વીશેની ખરી બીના તે મરદને જાહેર થાયતો તે વેળા તેનાથી ધાસતી રાખવાને કારણ રેહે નહી. મીનનો કુવર બબરચીના ઓહદાપરતો રહયો. પણ તેનાં ઉતમ લોહી અને માની રૂડી શીખામણ મુજબની ચાલે કરી તે બબરચીના લેબાસમા ઝાઝો વાર છુપો રહી શકીઓ નહી. સેઠે જલદીથી પીછાણી લીધું કે તેના નવા ચાકરનો દબદબો, હુશીઆરી, તથા સલુક કોઈ ઉંચી ખુનીઆદનાં આદમી સરખાં હતાં. એ પરમાંણે તે સેઠને શક ઉપજીઓ. વાસતે તે કુવરને સંમજાવી પટાવીને તેનો ખરો હેવાલ જાણી લીધો. મીને આગળ ખાતર જમા કરી લીધી હતી તેમ એ ધણી મરનાર ટીસીઆંગનો ખરો મીતર હતો માટે એ બીનાં કોઈને જાહેર કીધી નહી. પણ તેની વીરૂધ તે કુવરને તેના વડવાઓની ગાદી પાછી અપાવવાની તક સોધવા તથા તદબીર કરવા લાગો. એ કુવરનુ નામ ચાઉકાંગ કરી હતું. તેને એક નાથલાં પ

રગણાનો કારોબાર સોંપવામાં આવ્યો. પોતાની જાતી બુધ્ધીનાં કવત તથા ડાહી માની શીખામણના પરતાપે કરી ચાઉકાંગે એ કારોબાર અચ્છી રીતે ચલાવીઓ. તેની ઉમર આસરે તીસ વરસની થઈ તાંહાંસુધી તે માની બરદાશત તળે રહી સંધી પરકારે હુશીઆર થયો. તેટલાં તેના મીતરે કેટલાક બીજા સરદારોને સમજાવી તે કુવરની તરફ ખેંચીઆ. તે સંધા એક મોટી ફોજ એકઠી કરી હાસાંઉની સામને ગયા. બંને તરફનાં લસંકર વચે મોહટી લડાઈ થઈ. તે લડાઈમાં ચીનના કુવર ચાઉકાંગ તથા તેના પુતરે ઘણી મરદાનગી બતાવી. એ જુવાન અને લડાએક પુતરે બાપના શતરૂઓપર જબરદસત હુમલો કરી હાંટસાંઉને કેદ પકડયો. તે કેદ પકડાયા પછી તેનુ લસકર રાખેતા મુજબ ચારે તરફ નાહસી ગયું. કેટલીક બીજી પરચુરણ લડાઈ થયા પછી ચાઉકાંગ પોતાની લાએકી વાળી અને મેહરબાંન મા ચીનની સાથે. પોતાના વડવાઓના મેહલમાં દાખલ થયો. એ પરમાંણે એક સ્ત્રીની મેહનત, સબુરી, સાવચેતી અને દાનાઇથી ચીનના એક રાજવડંપની જાહોજલાલી કાએમ રહી.

---

## હેલીના કોરનારો.

હેલીના કોરનારો શ્રી વેનીસ મધે ઈ૦ સ૦ ૧૬૪૬ મ જનમી હતી. એનો બાપ ઉંચે દરજ્જેનો ઓહદેદાર હતો એ સ્ત્રી એલમ તથા ખુબીની એક ખાણ કેહવાઇછે. પોતાની દેશી ભાષા સાથે સ્પાનીશ, ફરેંચ, લાટીન, ગરીક

પુરાણી અને એના વખતની હીબરૂ, અરબી તથા બીજી ભાષાઓ પુખત પહડી હતી. ફીલસુફી, ગણીત શાસતર, ધરમ શાસતર, ખગોલ વીદીઆ ઈતીઆદીનુ તારીફ લાએક ગનાન ધરાવતી હતી. ગાવા અને વજીંતરો વગાડવાના હુનરમાં પુરવીણ હતી. એટલીબધી કાબેલીઅત સાથે કસી પાંતીએ ઈતર નોહતી. નમરતા રાખી સદા એવું માંગતી કે ઇસવર કરેને તે કદી કસુંબી અભીમાન કરવાનાં પાપમાં પડે નહી. ઈસવરની સેવા કરવાને તેણે નાધપણથી માનતા લીધી હતી. તે મુજબ આખી જીંદગી સુધી અમલ કીધો. તેની કાબેલીઅત માટે સરવ કોઈ વખાણ કરવા લાગા. શ્રી પાડુઆની મદરેસા વાળાઓએ તેને એ મદરેસાની ડાકટર (પંડીત) નો ખેતાબ આપયો. એ ખેતાબ આપવા આગમચ તેની વીદીઆ એલમ વીશે પરીખશા થઈ. તે વખત લોકોની મોહટી ભીર મલી હતી. તમારાગીરોએ તેની કાબેલીઅ તપર આફરીન કીધી. એવું કેહવામાં આવેછે કે, પાડુઆનો વડો પાદરી કારડીનલ બારબારીગો ખાલી અદેખાઈથી વાંધો લેતે નહીતો એ સ્ત્રીને ઉપલા ખેતાબ ઉપરાંત ડાકટર આવ ડીવીનીટી (ધરમશાસતુરી) નો ખેતાબબી મલતે. વીદીઆ ભણવા તથા એલમ હાંસેલ કરવા પછવાડે સ્ત્રીનુ મગજ કેટલું કરી શકે તે વીશેનો આ એક જાણવાજોગ દાખલો છે. હેલીના કોરનારોની કમાલીઅતનું અંદાજ કરનારાંઓએ શ્રી પાડુઆના વડા પાદરીની અદેખાઈ અને અનપટતા વાંધાની વાત ઇઆદ રાખવી. જારે મોહટા કાબેલમાં ખપનારા અને ધરમ ગુરૂઓની સફમાં પેહલી પદવી ધરાવનાર પુરૂષો સ્ત્રીઓની એવી અદેખા

ઈ કરતા હતા તારે ઘણાએક મરદ ઓલમાઓ કરતાં ચાર ચાસની સરસ નીકળયા વગર હેલીના કોરનારોને પાડુઆની નામીચી મદરેશાની ડાકટરનો ખેતાબ મલી શકીઓ હોય નહી, એમ આપણને ધારવાને બની આવેછે. એ કાબેલ સ્ત્રી ઈ૦ સ૦ ૧૬૮૪ માં મરણ પાંમી.

## મરાયા આગનેસી.

આ પરમાણીક સ્ત્રી શ્રી મીલાન મધે ઈ૦ સ૦ ૧૭૧૮ નાં વરસમાં ઉંચી તોખમના તવંગર કબીલામાં જનમી હતી. વીદીઆ અલીઆસપર તેણે જલદીથી દીલ લગાડયું. કેહછેજે નવ વરસની ઉમરમાં તેણે સ્ત્રી પંચની તરફેનમાં એક નીબંધ બનાવયો. તે ઘણો સારો હોવાવી છપાયો. પંદર વરસની ઉમરે પોંહચતાં સુધીમાં હીબરૂ, ગરીક, લાટીન, ઈટાલીઅન, ફરેંચ, જરમન તથા બીજી બાપાઓની તારીફ લાએક માહીતકારી મેલવી. એ ચંચલ અબલાએં તેર વરસની વયથી એ બાપાઓમાં તરજુમા કરવા તથા ગરંથો લખવાને શરૂ કીધું. ગણીત શાસતર સીખવામાં મરાયા પછાત રહી નહી. ચઉદ વરસની થઈ એટલાં જુમીતી તથા ખુદરતી વીદીઆનું સારૂં ગનાન મેલવયું. વીસ વરસની ઉમરે પોંહતી એટલાં એ શાસતરની જુદી જુદી બાબદો વીશે ટીકા કરી પુસ્તકો રચ્યાં. ચોવીસને વરસે ગણીત શાસતર સંબંધી એક [illegible] બનાવયો. તે ગરંથપર ટીકા કરનાર. ફરેંચ [illegible] જ વીદીઆરથીઓએ તે પુસતક ઘણું માનાવ [illegible]

બંધે લોકની ભાષાઓમાં તે ગરંથના તરજુમા થયા. તે પુસતકની મદદથી એના દેશીઓને બીજગણીતનો અભી આસ સારી પડે કરવાની ઉલટ છુટી. એની કાબેલીઅ ત માટે મરાયા થરીસા રાણીએ એને કીમતી જડાવની એક દાબડી તથા વીટી ભેટ આપી. એના દેશીઓ એ ને ઘટતું માન દેવાને પછાત રહયા નહી. એને શ્રી બો લોગનાની ઈનસ્ટીટયુની એક મીંજલશી ઠરાવી. પોપ ચ ઉદમા બેનીડીકટે એજ શેહરની મદરેશામાં ગણીત શા સતરની શીખશાગુરૂની જગો તથા એક બીજો માન ભ રેલો ઓહદો એને આપયો. શ્રી મીલાન મધે એના બા પના ઘરમાં એને મલવા આવનાર કાબેલ તથા દરજજા વાળાં લોકની ઠઠ મલવા લાગી. એના હોસન, ઉમદા બુધ્ધી મોંહટાં ગનાન તથા રૂડી રીતભાતથી સરવ કોઈ એનીપર ખુરબાંન રેહતાં.

મરાયા આગનેસીએ જેમ એલમનો અભીઆસ કીધો તેમ એલમથી સુજ પડતી ફરજો બજાવવાનો કસદ રાખયો. એ બાઈએ એક વખત ખેઆલ કીધો કે એવી ફરજો બરોબર અદા કરવાને સંસાર છોડી એકાંત બેસવું જોઈએ. તે મુજબ વેરાગ લઈ ઈસવરની ભકતી કરવા તથા ગરીબ લોકનાં સુખ ચેનમાં વધારો કરવાની કોશેશ કરવામાંજ બાકીની જીંદગી ગુજારવાને એ બાઈએ મરજી જણાવી. પણ એના બાપે તેમ કરવા દીધું નહી. સારી પડે એલમ પહહેલી સીઓ દીકરી, બાએડી તથા મા તરી કેની સંધી ફરજો બજાવવાને સારી પડે લાયક થાયછે. મ રાયાએ એવી ફરજો બજાવવાને કસુર રાખી નહી. તેણે બાપના સખુનને તુરત માથે ચહડાવયો અને પોતાની મ

રજીને પડતી મેલી. એની માંના મરણ પછી બાપના ઘરના સંઘા ખટલાનો કારોબાર એને માથે પડયો. તે સરવ કારોબાર મરાયાએ .દીલબરીથી અને પીતાને પુરતો રાજી રાખવા જોગ રીતે ચલાવયો. એ પીતા જીવતો હતો તાંહાંસુધી મરાયાને ઉપર જણાવેલી પોતાની ખાસ ઈચ્છા પરમાંણે કરવાને બનયું નહી. પણ તેના મરણ પછી એ બાઈએ ધરમ શાસતરનો પુખ્ત અભીઆસ કીધો. એ શાસતરમાં તે ખુબ પુરવીણ થઈ. એ બાબદ એની માહીતગારી વીશે સરવ લોક સારૂં મત આપવા લાગાં. તેની એક મીશાલ અતરે ટાંકીછે. શ્રી મીલાન મધે એક પુસતક પરગટ થયું. ધરમની કોઈક બાબદ સંબંધી એ પુસતક કેટલાએક પાદરીઓને વાંધા ભરેલું દીસયું. એ વીશેનો ચુકાદો કરવાનું કામ વડા પાદરીએ મરાયા આગનેસીને સોંપયું. એ બારીક બાબદનો ચુકાદો કરતાં કાબેલ મરાયાએ એલમ સાથે દાનાઈ વાપરી. દુરઅંદેશાથી એ ચુકાદો એવી સારી રીતે કીધો કે પાદરીઓ નાખુશ થયા નહી તથા તે પુસતકનો બનાવનાર જંજાલમાં પડવાથી બંચી ગયો. એ પરમાંણે ધરમ શાસતર પહડયા પછી મરાયા ધરમાતુ કામો કરવા લાગી. એણે પોતાનાં પરગણાંમાંની તથા શ્રી મીલાનની મોહટી હાસપીટાલમાંનાં માદાં લોકની ખબરદારી કરવા માંડી. પોતાનુ ઘર નાવારસ તથા દુખીઆરાં લોકનુ મકાન બનાવયું. કેટલીક લાચાર તથા દુરબલ સીઓને લઈ જઈ તે મકાનમાં પોતાના આશરા હેઠળ રાખી. ગરીબ આદમીઓને પાલવા તથા તેઓને સુખ આરાંમ આપવા સારૂ એ બાઈ પોતાની સંઘી આવક વાપરવા લાગી. જારે તે આર્યે

ક એવાં કામ સારૂ પુરી પડી નહી તારે સખી વજુદ મ
રાયાએ પોતાનુ સંધું વીત વેચવા માંડયું. તેમાં મરાયા ઘ
રીસા રાણી પાસથી આબરૂ તરીકે ભેટ મલેલી જડાવની
દાબડી તથા વીટીબી વેચી ! એને આશરે પડનારાં લા
ચાર દુખી લોકની સંખીઆ વધી ગઇ. તેઓ એના ઘર
માં સમાઈ શકીઆં નહી. તારે એ બાનુએ ભાડાંની જગો
લીધી. તાંહા પોતાને હાથે જાતે તેઓની ખીદમત કર
તી રહી. કોઇબી દરદની ધાસતી અથવા નજીસાતને લી
ધે દરદી આગળથી તે પાછી હટતીતી નહી.

ઈ૦ સ૦ ૧૭૭૧ ના વરસમાં પરીનસ ટરીવલઝીએ
મીલાન મધે ઘરડાં દુબલાં લોકને વાસતે એક હાસપીટા
લ કાહડી. એ હાસપીટાલમાં આશરા લેનારી ઓરતો
નાં ખાતાંનો કારોબાર મરાયા આગનેસીને સોંપવામાં
આવયો. તે રૂડી સ્રીએ એ કામ જીગરથી બજાવયું. પો
તાનો ખરચ ઘટાડી ફાજલ પડતી આવક એ ખાતાંની
લાચાર સ્રીઓના ફાએદા સારૂ વાપરવા માંડી. એવું દયા
લુ કામ એ બાઈએ પંદર વરસ સુધી કીધું એ ખરી ધરમાતુ
સ્રી તા૦ ૯ મી જાનેવારી સને ૧૭૯૯ માં મરણ પામી.

---

## સમય સુચકતા વાળી મા.

સતરમી સદીની આખરીમાં શ્રી ઈટાલી દેશ મધે ફ
લારેનસના ડયુકને તાંહાં રાખેલો એક સીંહ પાંજરાંમાં
થી છુટો પડી રસતામાં દોડીઓ. એ સીંહને છુટો જો
ઈ ગામમા ધબરાટ થઈ ગયો. વારે જતાં લોકો પોત પો

તાના જીવ બંચાવવા સારૂ નાહસેવા લાગાં. તેઓમાં એક સ્ત્રી પોતાનાં બચાંને લઈ નાહસતી હતી. ઘબરાટ માં તેની બગલમાંથી બચું સરી પડયું. સીંહ પછવાડેજ હતો. તેણે ઝડફથી તે બચાંને પોતાની ચુંગાલમાં ઉંચ કી લીધું. એ સમે તે સ્ત્રી ધાસતી ખાઈને નાહડી નહી. મોહટી આફતે ગોયા તેને હીમત તથા અકલ આપી. તે ને વીચાર આવયોકે સંધાં જાનવરોને માનો પેઆર અ ને માનુ દુખ ખબર હોયછે. માટે પોતાનુ દુખ જણાવી તે સીંહનાં દીલમાં દયા ઉપજાવવાને એ ઓરતે તદબીર કીધી. તે ગુકણુ મંહીએ બેસી ગઈ. દુખ ભરેલો ચેહેરો બતાવી, ગમનો અવાજ કાહડી, હાથથી મીનત ભરેલી નીશાન કરી તેણે પોતાનાં બચાંના જાનની સલામતી ચા હી. એવો સંધો વીચાર અને કામ તે સ્ત્રીએ એક પલ કારામાં કીધું. પણ તેનો ફેજ જેવો ધારયો તેવોજ નીકળ યો. પેલો સીંહ તેને જોઈ જરા ઉભો રહયો, થોડોવાર તે ઓરતની તરફ ઘોરયા દીધું. અંતે તે ઉંચા ખવાસના જા નવરના દીલમાં રેહમ આવી. તેણે પેલાં બચાંને કાંઈબી દુખ દીધા વગર પાછું જમીનપર મેલયું. તેની મા તેને ઝડફથી ઉપાડી લઈ ખુશી થતી ઘર ગઈ. ભયને વખત ઘ બરાટ કરવા કરતાં ચીત ઠેકાંણે રાખી ભય ટાળવાને વી ચાર કીધો હોયતો છુટકારો થવાનો ઈલાજ ઘણી વેળા સુ જ પડેછે. તે વીશેનો ઈઆદ રાખવા જોગ દાખલો આ સમય સુચકતા વાળી સ્ત્રીનાં કામથી મલેછે.



## હેજ્વઈન.

શ્રી પોલંડ દેશનો રાજા લુઈ ઈ૦ સ૦ ૧૩૮૨ માં મ રણ પામયો. તેના તખતના વારસા બાબદ તે દેશમાં ગ રબર ચાલી. કેટલીક મુદત સુધી માહોમાહેની લડાઈ ચા લયા બાદ સંધી ટોલીવાળાઓએ મરનાર રાજાની દીકરી હે જ્વઈનને હકુમત આપવાનો ઠરાવ કીધો. એ ઠરાવ સા થે એવી શરત કરવામાં આવી હતી કે પરજાને પસંદ પ ડતા એક ઉમરાવ અથવા હાકમ સાથે લગન કરી એ રા જ કનેઆએ તે ભરથાર સાથે રાજ ચલાવવું. એ વેળા હેજ્વઈન માતર ચઉદ વરસની હતી. તેની માની એવી મરજી હતી કે તેની વડી દીકરી મરાયા તથા તેના ભર થાર સીજીસમંડને રાજ મલે. વાસતે હેજ્વઈન વીશેનો ઠરાવ એ વીધવા રાણીને જણાવવામાં આવયો તારે તે પ સંદ રાખવાનું ડોલ બતાવી યુકતીથી બોલી કે "એ કને આ નાધલી છે માટે એની વતી સીજીસમંડને કારોબાર ચલાવવા દેવો." એવી દરખાસત કરવાની મતલબ એ હતી કે સીજીસમંડના હાથમાં એક વાર કારોબાર આવયો પ છી તે લોક સાથે પરોટાઈ જાય એટલે તેના તથા વડી દીક રીના હાથમાં રાજ આવે. પણ પોલ લોકો એ મતલબ ઉતાવળે સમજી ગયા. તેઓએ સીજીસમંડને દેશમાં દાખ લ થવા દીધો નહી. વીધવા રાણીને જણાવવામાં આ વયું કે બે માસની અંદર હેજ્વઈનને તે લોકને હવાલે ક રવામાં આવે નહીતો રાજ માટે બીજાં આદમીને પસંદ કરવાની ફરજ થવાની. એ ધાસતી વેરથ ગઈ નહી. હેજ્ વઈન જલદીથી પોલંડમાં આવી. તેને તાજ પેહરાવવા

ની ફીરીઆ શ્રી કરાકો મધે થઈ. તારબાદ આગળી ગો ઠવણ મુજબ તેને વાસતે લાએક બરધાર ચુંટી કાહડવાની તાકીદ થઈ. હેન્જઉઈન ઘણી રૂપાળી, રાંક સવભાવની ચપલ મનવાળી નેક ઓરત હતી. તે સાથે તેનો દરજ્જો ઘણો ઉંચો હોવાથી ઘણા કાબુવાળા ઉમરાવો તથા સરદારો તેને પરણવાને હરીફાઈ કરવા લાગા; તેઓમાં શ્રી લુથી એનાનો ડીઉક જગેલોબી હતો. એ ડીઉકે જણાવીયુંકે એ નાં લગન હેન્જઉઈન સાથે કરવામાં આવેતો એ પોતીકો બાપીકો ધરમ છોડી ખરીસટી ધરમ પકડે તથા એ ધરમ પોતાના અસલ મુલકમાં ચલાવે તથા એ મુલક (એટલે શ્રી લુથીએના, સીમોજીસીઆ અને રૂશીઆતુ એક પ રગણું) પોલંડ સાથે મેલવી નાખે તથા સીલીસીઆ અ ને પોમેરેનીઆનાં પરગણાં જે આગળ પોલંડને તાબે હતાં તે પાછાં જીતી આપે. એટલીબધી કબુલાત પોલ લોકને ઘણી ફાએદેમંદ લાગી. તેઓએ એ ડીઉકને હે ન્જઉઈન સાથે પરણાવાનો ઠરાવ કીધો. બીજા હાથપર હેન્જઉઈનતો શ્રી આસટરીઆના ડીઉક ઉઈલીઅમને પ સંદ કરતી હતી. એ અમીર સાથે તેને બચપણથીજ ઓ ળખાણ તથા પરીતી હતી. તેઓ એક બીજાં સાથે પ રણે એવી સમજણી લોકમાં ચાલેલી હતી. એ બીનાની પોલ લોકને સારી પઠે ખબર હતી, વાસતે જારે હેન્જઉ ઈને ઉઈલીઅમને તેડવા મોકલયો તારે તે લોકે રાત દીન એ રાણીપર ચોકી રાખી. એ રાણી તથા ઉઈલીઅમ વચે કાગલ પતરનો સંદેસો ચાલવાનો અટકાવ કીધો. તેઓએ હેન્જઉઈનને નજર કેદ કરી લીધી. ઉઈલીઅમ આવી પોં હતો તારે તેને હેન્જઉઈન આગળ જવા દીધો નહી. એ

બાનુએ એકવાર તેની મુલાકાત કરી છેલલી સલામ કરવા ને ઇચ્છા બતાવી તેખી પોલ લોકે કરૂરપણે નામનજુર રાખી. એ લોકની એવી ચાલથી હેન્જઇન એટલીતો રી સે ભરાઈ કે એક વેળા પોતાના હાથમાં કોવાડી લઈ લોહ ડાંનાં બારણાં ભાંગી ડીઉક ઉઈલીઅમને અંદર તેડવાની હઠ લીધી. એ કામથી પાછી હટવાને તેને ફરજ પાડતાં ઘણી મેહનત પડી હતી. ભવનુ સુખ ઉઈલીઅમ સરખા ભરથાર વીના મલે નહી એમ વીચારી હેન્જઇન એ પ રમાંણે હઠ કરતી હતી. પણ જાતે એ રાજકન્યા ઉંડી સમજવાળી હતી. જારે એને ખોલાસાથી જણાવવામાં આવયું કે ઉઈલીઅમ સાથે પરણવાથી એને પોતાને સુખ મલતે ખરૂ પણ જગેલો સાથે પરણવાથી એની પરજાને અ તીઘણો લાભ થતો હતો, તારે એ રૂડી અબલાએ પોતાની મરજીને રદ કીધી. પરજાનાં ભલાં સારૂ પોતાનાં સઉથી અગતનાં સુખનો ભોગ આપવાને એ દેશહીતકારી બાનુ એ ઠરાવ કીધો. જગેલો સાથે એના લગન થયાં.

હેન્જઇને ગોયા એક જાતની બાહદુરી કરી પોતાનુ દીલ ઘણી બારીક બાબદમાં મારી જેને આભારી કીધો તે કાંઇક નબલાં મગજવાળો પુરૂપ હતો. જે હાલતમાં એ બાઈએ જગેલોને કબુલ કીધો હતો તે વીશેનો વીચાર ક રી પોતાની ચાલથી એ બાઇને સંધાં સુખ આપવાનાંતો એક કોરે રહયાં. પણ સામો એ બાઈની દેઆનતદારી પર તે અવાર નવાર શક લઇ ગયો. એ મુરખાની પા સે રેહનારા લુચ્છાઓ વાહલા થઇ પોતાનો સવારથ સાં ધવા સારૂ એને ખોટો વેહમ આપતા રહયા—તે એમકે ડીઉક ઉઈલીઅમ સાથે એની રાણીને છુપી નીસબત હ

તી. હેજઉઈન જે બીજી સંધી પરકારે લાએકી વાળી હ
તી તે પોતાની દામનનેબી ચોખ્ખી રાખતી હતી. પોતા
ની ઈજતપર સખુન પડતો જાણી તે ઘણીજ નાખુશ થ
ઈ. પોતાનુ નીરદોષપણું સાબેત કરી આપવાને તેણે તુ
રંત ઈલાજ કીધો. તેણે બજીદ થઈને માંગયું કે તેની ઈ
જતપર સખુન લઈ જનારાઓનાં બોલવા વીગે તલાસ ક
રવામાં આવે. એ પરમાંણે એ વાતની તલાસ થઈ. એ
કામ કરનારાઓએ છુટથી સંધી પરકારની પુછપરછ કી
ધી અને સાખશી ગુવાઈ લીધી. હેજઉઈનના મુદઈઓ
ની સંધી વાત સાંભળી લીધી. ગેવટે સચાઈ ફતેહ પાંમી.
હેજઉઈન નીરદોષ ઠરી. તેનીપર ખોટું તોહમત મેલના
રાઓને-પોતાના ગુનાહની ઘટતી તોજસ કરવી પડી. ત
દેશની તે જમાનાની રીત પરમાંણે તે ગીલ્લાખોરોને ટેબ
લ તળે ભરાઈ કુતરાંનાં સરખો અવાજ કાહડી કબુલ કર
વું પડયું કે તેઓ "કુતરાંની માફક જુઠું બોલીઆ હતા."
જગેલો રાણી સાથે પાછો સલાહ સંપથી ચાલવા લાગો.

હેજઉઈન ઈ૦ સ૦ ૧૩૭૯ ના વરસમાં મરણ પાં
મી. તે મુવા પછી જગેલો તેની સંધી પરકારની ખુબી
ઈઆદ કરી ઘણો વીલાપ કરવા લાગો. સંધી પરજા મ
રનારની લાએકીની ઈઆદ કરવા લાગાં. એ નામદાર રા
ણી અતીઘણી દયાલુ હતી. કોઈનેબી કસું દુખ થયલું તે
નીથી જોઈ શકાતું નોહતું. કોઈનીપર કસી બેદાદી ગુજ
રેલી સાંભળવાથી તે અતીશે ગમગીન થતી. એક વેળા
શાહજાદા વુદીસલાસના હુકમથી કેટલાંક ટોર ગેરવાજ
બી રીતે જપત કરવામાં આવયાં. એ બીના સાંભળી હે
જઉઈન ઘણી નાખુશ થઈ. અંતે તે ટોરો ધણીઓને પ

છાં આપવામાં આવીઆં. હેન્જઉઈનને ખુશી કરવાને એક સેવક તે વીશેની ખબર પોંહુચાડવાને એ રાણી આ ગળ આવયો. તેની વાત સાંભળી લઈ એ ખરી દયાલુ સ્ત્રી બોલી કે "ઢોરનો પાછા વળયાં. પણ તેઓનાં ગરીબ બાલેકોને દુખનાં આંશુ ગયાં તે કોણ પાછાં વાળી આપ શે વારૂ !" એ રૂડી રાણીની સંધી પરકારની ખુબીનુ અંદા જ કરીને એક અપખશપાત તવારીખ લખનારે મત આ પયુંછે કે "જે ઘણા જણાઓને પોલંડ દેશમાં પીરનો દર જ્જો મલયોછે તેઓ કરતાં હેન્જઉઈન એ દરજ્જાને ઘણી વધારે લાએક હતી."

---

## કાંઊટેસ પોટોકા.

ક્લાડાઈન ઝીઓલીનસકા શ્રી પોલંડ દેશ મધે ઈ૦ સં૦ ૧૮૦૮ નાં વરસમાં જનમી હતી. કાંઉટ ઝીઓલી નસકા નામનો નોઝીચો ઉમરાવ એનો બાપ થતો હતો. સોલ વરસની ઉમરે એ ઉમરાજાદી કાંઉટ પોટોકા સાથ પરણી. એ જોડાંએ ૭ વરસ સુધી અરસ પરસના પે આરમાં પરઉપકારીપણે જીંદગી ગુજારી. તારબાદ સને ૧૮૩૦ ના વરસની આખરીમાં એઓના દેશી પોલ લો કે સવતંતર થવા સારૂ રૂશીઆન સરકારની સામને બ લવો કીધો. એ વેળા એ નેક જોડું ગરાંડ ડચી આવ પોસન મધેનાં પોતાના વતનમાં વસતું હતું. તાંહાં બલ વાની ખબર આવતાંજ કાંઉટ પોટોકા પોતાના દેશી પોલ

લોકને મદદ કરવાને શ્રી ઉઆરસા નગર રવાને થયો. ૫
ણી સ્વદેશના હીતનાં કામ સારૂ રવાને થયા બાદ કાંઉટે
સ પેરોસ્કાને ઘરમાં નીરાંતથી બેસવાને ઠીક લાગ્યું નહી.
એ સ્ત્રીએ પોતાની બરજુવાનીના વખત દેશીઓના ભ
લાં સારૂ વાપરયો. કાંઉટ પેરોસ્કા જારે દેશના ફાએદા
સારૂ લડાઈ કરતો હતો તારે તેની સાથે લડનારાઓની
માવજત કરવાનાં કાંમમાં તેની સદગુણી બાએડી રોકાઈ.
જખમ અને કોલેરાથી દુખી થતાં લોકને સાજાં કરવા ત
થા સુખ આપવા સારૂ સાત સાત મહીના પઇસા ખર
ચી ખરે પગે મેહનત કીધી. ઉઆરસા શેહેર રૂશીઆ
નોએ લીધું તારે પોલ લસકર સાથે એ બાઈ શ્રી મોડલી
ન ગઈ. એ કાંઉટેસે રાહમાં સાધારણ શીપાહીની સખ
તી અને વેદનાં ખમી. એને સુવાને બીછાંણાં સારૂ એ
ક ઘાસની સાદરી માતર એની પાસે બાકી રહી હતી. ત
વદીક એક જખમી થયેલા અમલદારને આપી અને
એ નાજની ધોતે ભોએપર સુતી! અંતે રૂશીઆનો સંરે
હેકાંણે ફાવયા. પોલ લોકને કસી ઉમેદ રહી નહી. કાં
ઉટેસ પેરોસ્કા સ્ત્રી હતી માટે જાહાં ગમે તાહાં જવાને
તેને પરવાનો મલયો. એ બાઈએ જોયું કે એની આસ
પાસ કેટલાક એવા પુરૂષો હતા કે જેઓ ઘણાં જોરથી રૂ
શીઆન સરકારની સામને થયા હતા. તેઓને ...
બંચાવવાને નાહસી જવાનો મારગ રહયો તો નહી ...
ઓને બંચાવવાની કોશેશ કરનાર પોતે જોખમી ...
આવી પડે એવું હતું. પણ પરોપકારી ...
ઘાસતીની તમા કીધી નહી. તેણે પોતા ...
તરીકે સાથે લીધા. પોતાને મલેલી પર ...

તેઓને કોઈ સલામતીની જગોએ પોંહચાડવાને હીમત કીધી. એક વેળા, પુરૂશીઆની સરકારે તેઓ વીશે બુરૂં ગુમાન લાવી તેઓને બંદીવાન કરવાને ધાસતી આપી. તે સમે તેઓની સારી ચાલની જામીનગીરી આપવાને એ દેશહીતકારી હીમતવાન કલાડાઇન આગળ પડી. તેઓની ખાતર પોતાના જાન તથા મીલકતને એ બાઈએ તે સરકારના અખતીઆરમાં સોંપીઆં ! તાર પછી એ બાનુ શ્રી ડરેસડન જઈ રહી. તાંહાં આગળાં ભલાં કામો ચાલુ રાખયાં. દેશના લાભ સારૂ લડનારા પોલ લોકો પોતાના દેશમાં હતા તારે કાંઉટેસ પોટોકાના પઈશા તથા મેહનતથી તેઓને જેમ આશરો મલતો હતો તેમજ તેઓ દેશનીકાલ થયા પછી મલતો રહયો. એ કાંઉટેસ પાસે જે કાંઈ મીલકત બાકી રહી તે એ માઠાં બાએગના લોકના ફાએદા સારૂ વાપરતી આવેલી કેહવાયછે. કેટલીક વખત પોતાંના ઘરેણાં વેચીનેબી તેઓને મદદ કીધીછે, એટલુંજ નહી, પણ એનુ દસખત ઘણું સારૂં હોવાથી નકલ કરનારીનું કામ કરી તેની પેદાસ એ દુખીઆરા દેશીઓને સુખ આપવાને ખરચવાને એ ચુકી નથી. કેવી રૂડી સ્ત્રી !

---

## એક રૂશીઆન શાહજાદી.

ગઈ સદીમાં માઈકેલ સુપાક નામનો એક સુઈસ વઈધ શ્રી પારીસમાં આવી રહયો. એ શેહરના પરખીઆત વઈધોથી જે દરદો સારાં નહી થયલાં તેવાં કેટલાંકનો

ઈલાજ એણે કીધો. એવા હુનરથી એ બેગાનો વઈધ શ્રી પા
રીસમાં ઘણો વખણાયો. તેનાં ઘરમાં મોહટાં આદમીઓ
ની ભીર થવા લાગી. એક દીને કેટલાંક ઉંચે વાપેનાં લો
ક તેના ઘરમાં એકઠાં મલયાં હતાં. તે સમે એક ફરેંચ
મારકેસ તે સુઈસ વઈધનાં ઓપઠ તથા હુનરપર ટોળ ક
રવાનુ કામ લઈ બેઠો હતો. પણ તેની રોઝના ઉતરમાં
સુઈસ વઈધ એવુ બોલતો હતો કે મીજલસમાં વધારે હસી
ફરેંચ મારકેસની થતી હતી. એટલામાં એક બીચારા
ગરીબ ઘરડા આદમીએ અકળાતો ઘભરાતો આવી પોતા
ની બાએરીને વાસતે દવા માંગી. તેની ગરજ ઘણી જા
ણીને સુઈસ વઈધ તે બીચારાનુ કામ કરી આપવામાં રો
કાયો. પેલો ફરેંચ મારકેસ વઈધને છોડી તેના એ ઘરડા
ઘરાકને લઈ બેઠો. તેણે એ ઘરડાના ચારા પાડવા માંડ
યા. તેની લાંબી દાહેડી તથા બીજા દેખાવ વીશે મશખ
રી કરીનેબી એ ફરેંચ ધરાયો નહી. ડોસાનુ વધારે પાક
વવા સારૂ મારકેસે મીજલસને કહયુંકે તે જગોએ હાજર
રેહનાર કોઈબી સ્ત્રી એ ડોસાના ગાલપર બોસો દીએતો
એ મારકેસ બાર લુઈડોર (સુનાના સીકા) હારે. એવા
ધીકાર ભરેલા શબદોથી ડોસો ઘણો કચવાયો. બીચારો
ગરીબ પડયો તેથી કાંઈ બોલી શકીઓ નહી. મારકેસની
ચાલનો કોઈ બીજા પુરૂષેબી અટકાવ કીધો નહી. પણ
તે મીજલસમાંની એક સ્ત્રીને તે મરદની નીચ વીદીઆ ગ
મી નહી. તે બાઈ જુવાન, ઘણી ખુબસુરત અને ઉંચી
તોખમની અબલા હતી. તે પોતાના બાપની સાથે એ
વઈધનો હુનર જોવાને આવેલી હતી. એ અબલા જે રૂ
શીઆન શાહજાદીનો દરજજો ધરાવતી હતી તે દરજજા

જુનબનાં સલુકબી રાખતી હતી. મારકેસની આડી આ લ મારે તેને કાંઇ ચકુનમ લગાડવાને એ શાહજાદી એ ઠરાવ કીધો. મારકેસની બાર લુઇડોરની શરતની વાત સાંભળી એ રાજકનેઆ પોતાની જગોએથી ઉઠી. પોતાની ખીદમતગારને ઇશારત કરી એક રકેબી મંગાવી. પોતાના ખીસામાંથી બાર લુઇડોર કાહડી તેમાં મેલયા. પછી એ રકેબી તે શાહજાદીએ પેલા મારકેસ આગળ ધરી. તેણેબી તેટલી રકમ તેમાં મેલી. તોબી તે મરદે ધારયું કે એવી રૂપાળી તથા દરજજા અને દબદબાવાળી જુવાન અબલા પેલા ઘરડા અને બદસુરત આદમીને બોસો દેવાને કણુ મન કરવાની નહી. પણ એવાં ગુમાનમાં તે ઠગાતો હતો. કેમકે તે સદગુણી શાહજાદી પાધરી પેલા ઘરડાની પાસે ગઇ: તેણે તે ડોસાને કહયું કે "ખાવા મારાં દેશની રીત પરમાંણે તમોને સલામ કરવાને મને રજા આપો.". એમ બોલી તે મોહોટાં દીલવાળી રાજકનેઆએ માનથી તેને કોટી કરી બોસો દીધો." એવી રીતે ડોસાને મારકેસના ઠઠાની ચુંગાલથી છોડવયો એટલુંજ નહી. પણ એમ કરતાં જે રકમ પોતે જીતી હતી તે તથા પોતાના ખીસામાંથી કાહડી હતી તેબી તે ગરીબ આદમીને આપી. એ પરમાંણે ચોવીસ લુઇડોરની મોહટી બખશીશ કરતાં એ લાએકીવાળી બાઈ બોલી કે "મારી તરફની ઇઆદગારીની તથા રૂશીઆન અબલાઓ ઘરડાંઓને માન આપવાને પોતાની ફરજ જાણેછે તેની નીશાની તરીકે આ (નાણું) તમે લેવો." એ દાનાવ જુવાન સ્ત્રીનું એવું કામ જોઇને મીજલસનાં સંધાં આદમીઓનાં મોહડાંપર ઘંભીરાઈ સાથેની આફરીન ઝ

મક્તી નજર આવી. પેલો ચીબાવલો મારકેસ એવો લ જવાયો કે તુરત આરૂ પકડીને મુગો બેઠો.

## પરાસકોવી લોપોલોપ્ર.

પરાસકોવી લોપોલોફનો બાપ હંગરી દેશનો એક ઉમરાવ હતો. તે શ્રી આસટરીઆની સરકારનાં લસકર ખાતાંમાં ચાકરી કરતો હતો. તે જારે એક રૂશીઆન ઉમરાજાદી સાથે પરણ્યો તારે તે દેશમાં જઈ વસીઓ. હીયાં તેની સદાચરણી દીકરી પરાસકોવી જનમી હતી. રૂશીઆન સરકારની ચાકરીમાં કેટલાંક મરદાનગી ભરેલાં કામો કરી લોપોલોફે ઘણી શાબાશી મેલવી. એક વખત તેને કસી ખબર નહીં તેવા સબબ ઉપરથી તેને કેદ કરી ચુપચુપ તજવીજ કરી, તેને સાઈબીરીઆનાં જાંહાંનમ સરખાં પરાંતમાં મોકલી દીધો. એ પરાંત એશીઆ ખંડની ઓતરમાં આવેલુંછે. એ ઉજ્જડ અને રોગીલા મુલુકમાં દેશનીકાળ કીધેલાં આદમીઓના વધારે ઓછા અપરાધ મુજબ તેઓને વધારે ઓછી ખરાબ જગોએ રાખવામાં આવેછે. તેમજ તેઓને વધારે ઓછી સખત મજુરી કરવી પડેછે. કેટલાંક લોકનેતો કસી મજુરી કરવી પડતી નથી તથા પોતાના કબીલા સાથ રેહવાને છુટ મલે છે. લોપોલોફપર ગમે એવો અપરાધ મેલવામાં આવયો હોય પણ શ્રી સાઈબીરીઆનાં સરવથી થોડી પીડાકારક પરાંત ઈસચીમમાં તેને કુટુંબ સાથે રાખયો હતો. તેનાં ગુજરાણ માટે દરરોજ આપણા દેશનુા સવા આના જેટલો લ

વાજમો મલતો હતો. એવી આફતને સમે લોપોલોફને બાએડી તથા દીકરીથી ઘણી મદદ તથા દેલાસો મલતો હતો. પરાસકોવી ઘણી નાધલી તથા નાજુક હતી. તોબી માંબાપને આશરો આપવા સારૂ ખેતરમાં કામ કરવા, ઘોબીને તાંહાં કપડાં ધોવા, તથા તેવી બીજી મજુરી કરવાને જતી હતી. એવી મજુરીના બદલામાં તે રોકડ પઈસા, એદાં, તરકારી વીગરે લાવતી.

લોપોલોફ આગળી સારી હાલત વીશે ઈઆદ કરી ઘણી વેળા વીલાપ કરતો હતો. કેટલાંક વરસ જતે તેનો એક ઓળખીતો અમલદાર તેના તરફ કાંઈ કામ સારૂ આવયો. લોપોલોફે તેને શેહનશાહ જોગની એક અરજી કરી આપી.. તે અરજીને ટેકો આપવા પોતાનો વગ ચલાવવાને એ અમલદારે કબુલ કીધું. પણ પાછળથી વરસોનાં વરસ ગુજરી ગયાં તોબી કસો જવાબ મલયો નહી. પરાસકોવી એક દીને મજુરીપરથી ઘર આવી. તેણે માને રડતી તથા બાપને ઉદાસ બેહેલો જોયો. એવું જોઈ એ છોકરીનેબી રડવું આવી ગયું. બાપનાં પાસાંમાં ભરાઈ કાલાવાલા કરી તેઓની ગમગીનીનું કારણ પુછયું. તેના મીઠા શબરો સાંભળી તથા પેઆરનાં આંશું ભરેલી આંખો જોઈ બાપનુ દીલ પીગળી ગયું. એ વખત સુધી તેણે દીકરીને જે હેવાલથી અનજાણી રાખી હતી તે સંઘો કહી દીધો. તે બોલયો કે "આજ દીનેબી એક હલકારો આવયો પણ મારી અરજીનો કસો જવાબ મલયો નથી. હું નહી કહી શકતો કે આ દુખથી આપણો છુટકારો કારે થશે." માબાપના નશીબામાં થયેલા ફેરફાર વીશે પરાસકોવી જારે વાકેફ થઇ તારે તેઓને થતાં

દુખનો ભાર એ છોકરીનાં મનપરથી પડયો. એ વેળા તે છોકરીની ઉમર માતર પંદર વરસની હતી. દુનીઆં તે સું અને દેશના કાએદા તે સું તે વીશે તેને કસી સમજ હતી નહી. પણ બાપનો છુટકારો કરવાનો અંદેશો તેણે કીધો. એ કારણ સારૂ સેંટ પીટરસબરો જવાને અગત જાણી. એવી લાંબી અને મોહટી રંજ ભરેલી મુસાફરી કરવાને તેની પાસે પઈસાતો હતાજ નહી. કોઈની મદદ મલવાની આશાબી નોહતી. પગે ચાલવા અને વખતસર જે મલે તે ખાવાપર તેનો સંધો આધાર હતો. એ વાત જારે માબાપને કહી તારે તેઓ ચમકીઆં, અને તે વીશેનો ખેઆલ મનમાંથી કાહાડી નાખ્વાને તેને ફરમાવયું. પણ પરાસકોવી પાછી હટી નહી. ઉપળાં કારણસર કાલાવાલા કરી માબાપની રજા માંગતી રહી. હર વખત ઇસવરની જનાબમાં ભકતી કરી એવી અરજ ગુજારતી હતી કે તે સાહેબ એનાં માબાપને એવી તોફીઅત આપે કે તેઓ એને સેંટ પીટરસબરો જવાને રજા આપે. તેઓએ જારે જેયું કે સમજાવયાથી દીકરી પાછી હટી નહી તારે ઠઠા મસખરી અને તે પછી ધમકી વાપરી. તે બીચારીએ મુસાફરી કરવાને ટોબોલસકના હાકમ પાસેથી મેલવેલો પરવાનો બાપે અટકાવી રાખ્યો. -માબાપની એવી મનાઈથી તે ઘણી ગમગીન થઈ અને ઇસવર પાસે ઉપર જણાવયા મુજબની અરજ કરતી રહી. સદા ગમગીન અને અંદેશામંદ રહયાથી તેની તનદરોસતીમાં બીગાડ થયો. છેક મરતતોળ થઈ તારે બાપે તેને સમજાવીકે સેંટ પીટરસબરો જવાનો રસતો તે જાણતી નોહતી. કોઈ ભોમીઓ લેવાની શકતી

તેને હતી નહી. બીઆબાન જંગલો, ડરામણા પાહડો, મોહટી નદીઓ વટાવવી અતીશે મુશકેલ હતું. એમ કરતાં દઈવ જોગે સેંટ પીટરસબરો પોહચે તોબી શેહનશાહને મલાઈ શકે નહી. મેહલપર ચોકી કરનાર દર એક પેહરાગીર તેને અટકાવે. ચીથરેહાલ તથા દરીદર જોઈ કોઈ તેને મદદ કરે નહી. તેમ કરતાં રાહમાં કેથી અટવાઈ જાય તો માબાપનાં દુખમાં વધારો થાય. એ પરથી તેણે એ છોકરીને પોતાની પાસેજ રેહવા કહયું. એવી સંધી તકરારના જવાબમાં પરાસકોવી આંખોમાં આંશુ લાવીને બોલી કે "બાપા મને જવાને રજા આપો." એનો એવો પકકો ઠરાવ જોઈ લોપોલોફે વીચારયું કે એ છેક દાંડા જેવી થઈ ગઈતી. એને જવાને રજા આપવી ઈઆતો બલાપાથી મરવા દેવી, એવા બેજ ઈલાજ માતર રહયા હતા. વાસતે તેણે લાચારે હા કહયું. બાપની રજા મલેલી જાણી પરાસકોવી ઘણી ખુશી થઈ. તે બોલી કે "બાપા તમે સત કરી જાણજો કે મારી એ અરજ કબુલ રાખયાથી તમોને કબુ પસતાવો થશે નહી. હું સેંટ પીટરસબરો જઈ આપણા શેહનશાહની ખીદમતમાં અરજ ગુજારીશ. જો પરવરદીગારે એ કામ કરવાનો મને વીચાર બખશીઓ, જેણે એ બાબદમા મને રજા આપવાની તમોને તોફીઅત બખશી, તે સાહેબ આપણા શેહનશાહના દીલમાં રેહમ ઉતારયા વીનાં રેહશે નહી."

પરાશકોવીએ સેંટ પીટરસબરો જવાનો દીવસ ઠરાવયો. બે પડોસીઓ શીવાએ કોઈ બીજાંએ તેને અથવા તેનાં માબાપને હીમત આપી નહી. એ પડોશીઓએ

કહયું કે ઘણાં મોહટાં કામો નજીવા ઈલાજોથીજ બની આ વેછે, માટે પરાસકોવીને જવા દેવી. લોપોલોફ પાસે મા તર (આ દેશના સાડા સાત આનાની કીમતનો) એક રૂપાંનો રબલ હતો. તે તેણે પરાસકોવીને આપયો. પે લાં બે જણાં પાસ કાંઈ પઈસા હતા તે પણ પરાસકોવી ને આપવા માંગયા. તે લેવાને એ છોકરીએ નાપાડયું. તે ભાગ્યેજે બાર આના જેટલી રકમ હતી. મગર તે બી મારાંઓનાં ઘણા દીવસ સુધીનાં ગુજરાણનો આધાર તેપ ર હતો. તે બંધે જણાંએ ઘણી બોહસ કીધી. પણ પરા સકોવીએ એટલોજ જવાબ આપયો કે "તમારૂં હેત છે એ ટલે હું તમારો ઘણો આભાર જાંણુંછું. જો ઇસવર મારાં માબાપને બંદીખાનેથી છોડવશેતો તેઓનાં સુખમાં તમો ભાગીઆં થશો."

ઠરાવેલે દીવસે પરાસકોવી સેંટ પીટરસબરો જવાને નીકળી. પેલાં પડોસીઓ એક મંજલ સુધી તેને મેલવા ને ગયાં. તેઓ પાછાં ફરયાં તારે પાસેનાં ગામની થોડી એક સ્ત્રીઓ તેને મલી. તેઓની સાથે તે આગળ ચાલી. રાતને વખત એક જણીનાં ઘરમાં રહી. પરાસકોવીને દેહેશત લાગી કે એ એક આશરા વગરની જુવાન સ્ત્રી હતી. પણ મા બાપની હાલત યાદ કરી તેણે પાછી હી મત પકડી. થોડા કલાક રાહ કાપયા પછી સેંટ પીટરસ બરો જવાનો રસતો કીઓ તે વીશે કેટલાક રાહદારીઓને પુછયું. તેઓ એવો સવાલ સાંભળી મસખરીમાં બોલયા કે "ગમે તે રસતે જાવો દુનીઆં સંધી તરફ ખોલલી છે." પરાસકોવી બીચારી શરમાઈને પોતાની સમજ મુજબ ચા લી. પણ પરવરદીગારે તેને ખરોજ મારગ બતાવયો. જે

રસતો તેણે લીધો તે સેંટ પીટરસબરો જવાનોજ હતો. તે શ્રી કેમોઈએફ પોંહચે તે આગમચ એકાએક તોફાન થઈ આવયું. એ દીને લાંબી મંજલ કીધાથી પરાસકોવી ઘણી થાકી ગઈ હતી. તોબી તોફાંનથી બનચવાને ગામ માં જવાને તે ઉતાવળી ચાલી. પણ તેનું કસું વળયું નહી. તોફાન ઘણું વધી ગયું. એક મોટાં ઝાડ હેઠળ ખોટી રેહવાને તેને ફરજ થઈ. તાંહાં આખી રાત પવન તથા વરસાતમાં હેરાનગતીથી રહી. સહવાર પડતાં એક ગામડીઓ પોતાનું ગાડું હાંકી એક ગામમાં જતો હતો. તેણે દયાએ કરી પરાસકોવીને ગામ સુધી ગાડાંમાં બેસાડી લીધી. તોફાનમાં બાહેર રેહયાથી તેનાં કપડાં સંધાં ખરડાઈ ગયાં હતાં. થાક શરદી અને ભુખથી તેનો ચેહરો સંધો સોહડાઈ ગયો હતો. તેનો સંધો દેખાવ અનગમતો હોવાથી ગામનાં સરવ લોકે તેને કોઈ લુચ્છી સમજી બારણાં આગળથી હાંકી કાહડી. તે બીચારી નીરાશ થઈ એક દેવલ આગળ ગઈ. તેબી બંધ હતું માટે ધુજતી કાંપતી એક સીહરીપર બેઠી. તાંહાં કેટલાંક ઉછાછલાં છોકરાંએ તેના મારા પાડી હલાક કીધી. પરાસકોવી બે કલાક સુધી અતીઘણી દુખી થયા પછી એક દયાલુ સ્ત્રી તેની આગળ આવી. તેણે ગામના ફોજદારને બોલાવયો. તેને પરાસકોવીએ સંધો હેવાલ કહી મુસાફરી કરવાનો પરવાનો બતાવયો. તે પછી પેલી ઓરત એ બીચારીને પોતાને ઘર લઈ જવાને તઈઆર થઈ. પણ એ જાંહાં બેઠી હતી તાંહાંથી ઉઠી શકી નહી. આગળી રાતનાં તોફાનમાં તેના જોડા નીકળી ગયા હતા. પગ સંધા સુજી આવીઆ હતા. એક ડગલું ઉંચકવાની તાકાત તે

નાંમાં રહી નોહતી. માંરે એક ગાડું મંગાવી તેમાં બેસાડી પેલી ઓરત એને પોતાને ઘર લઈ ગઈ. તેણે એને થોડા દીવસ રાખી નવા જોડા અપાવી રવાને કીધી. પરાસકોવી આગળ જતાં એક સાંજને વખત એક ગામમાં પોંહતી. તાંહાં એક હોસાહોસીનાં ઘરમાં ઉતારો કીધો. તેઓ ચોર લોક હતાં. તેઓએ દરવાજો બંધ કરી પરાસકોવીનું ગજવું ખાલી કરવા માંગયું. પરાસકોવીએ જણાવયું કે થોડાં ફદીઆં શીવાએ તેની પાસે કાંઈ હતું નહી. એ વાત તેઓએ માંની નહી. સુતા પછી તેઓએ તેના ઝાડા લીધા. પણ તેનાં ગજવાંમાંથી અથવા જોડામાંથી કસું નાણું મલયું નહી. અંતે તેઓ પાછાં ફરયાં. એ વખત પરાસકોવીની સારી ચાલે તેઓનાં મનપર એવી અસર કીધી કે તેઓએ સહવારના એને સારૂં ખાનુ ખવાડી, વીસ કોપેકને આસરે પઈસા આપી પોતાની આગળી રાતની ચાલ વીશે માફ માંગી આબરૂથી રવાને કીધી.

ચોમાલાની મોસમ શરૂ થઈ. મોહટાં તોફાન તથા રસતામાં પડતાં બરફને લીધે ઘણા દીવસ સુધી પરાસકોવીને વાટમાં રોકાન થઈ. તે ઈકાથેરીનેમબરગ પોહતી. તાંહાં પેહલાં દેવલમાં જઈ ઈસવરની બંદગી કીધી. એ જગોએ મડમ મીલીન નામની એક પરોપકારી સ્ત્રી સાથ તેને પીછાંણ થઈ. તેણે પરાસકોવીને ઉતારો આપી ઘણી માવજત કીધી. એ બાઈ પાછળથી પરાસકોવીની મુરબી થઈ રહી. એની મદદથી પરાસકોવીને મુસાફરી કરવાનું કામ કેટલેક દરજજે સેહલ થઈ પડયું. તેણે સંધોસર સામન અપાવી નીજેની સુધી ભોટનુ નોર આપી

પોતાના એક વેપારી મીતર સાથે પરાસકોવીને રવાને કી
ધી. ખાડી વટારયાપછી તે વેપારી માંદો પડયો. પરાસ
કોવી એકલી આગળ વધી. નદીમાં બોટ ઉંધી વળયા
થી એ બીચારી પાણીમાં પડી. પણ ખલાસીઓની મેહ
નતથી એને પાછી કાહડવામાં આવી. નીઝની પોંહતે
થી એણે એક દેવલમાં જઈ બંદગી કીધા પછી એક વે
રાગણને તાંહાં વાસો કીધો. ઘણા દીવસની થાક, જંગલ
તથા તોફાંનની સખતી તથા અનેક પરકારની મુશકીલી
ઓત તથા ચીંતાના બોજાએ તેનાં તન મનપર ઘણી અસ
ર કીધાથી તેને જોરમાં તાવ આવયો. જારેબી તાવ દુ
ર થતો તારે પરાસકોવી તે મંઠની વેરાગણો સાથ દેવ
ભકતી કરવાનાં કામમાં રોકાતી. તે ખાતાંના સંઘા કાએ
દા પરમાંણે તે ચાલતી. એ જગોએ પહરેજગારી તથા
ભકતીનો દેખાવ તેને એવો પસંદ આવયો કે માં બાપનો
છુટકારો થયા પછી પોતે વેરાગણ થવાનો તેણે ઠરાવ કીધો.

પરાસકોવી તદન સાજી થઈને આગળ વધી. તેને
પેલી રૂડી વેરાગણે શ્રી માસકો મધેની એક ઉમરાજાદી
સાહેલીપર ભલામણનો કાગલ આપયો. માસકો પોંહતે
થી એ બાઈએ પરાસકોવીને થોડા દીવસ પોતાની સાથે
રાખી. પછી એક ઓળખીતા ઘરસથ સાથે શ્રી સેંટપી
ટરસબરો ખાતે મોકલી. એ પરમાંણે ડરામણાં જંગલો,
ઉજાડ પાહડો, તોફાની નદીઓ તથા ખાડીઓ ઓળંગી,
મસખરા તથા ચોર લોકોનાં ફેલનો ભોગ થઈ, થાક અને
માંદગીથી આઠ આઠ મહીના સુધી બેજાર થયા પછી બા
હદુર પરાસકોવી સેંટ પીટરસબરો પોંહતી. હીઆં સલા
હ મલયા મુજબ પરાસકોવીએ બાપની તપાસ કરીને ક

રાવવા સારૂ એક અરજી કોઈ લાએર પાસે તઈઆર ક રાવી. તે અરજી પોંહચાડવાને પોતેજ ગઈ. એ કારણ સર ઘણાં અડવાદીઆં સુધી ધકા ખાધા પણ કોઈએ તે અરજી હાથ ધરી નહી. એ બીચારીની કસી દાદ લાગી નહી, તેથી ઘણી ઉદાસ રહી. તેટલાં નદીપરથી બરફ પી ગળી ગયો. એક ઓળખીતીપર આપેલો મડમ મીલીન નો પતર લઈ પરાસકોવી તેને ઘર પેલેપાર ગઈ: તેટલાં મડમ મીલીને ડાકની મારફતે સરવ બીનાં એ ઓળખી તીને લખી વાળી હતી.

તેણે પરાસકોવીને જોતાં વેતજ ઘણાં હેતથી ખબર અંતર પુછીને પોતાને તાંહાં રાખવાનો નીસચય જણાવયો. તે ણે એક બીજી સ્ત્રીની મારફતે પરાસકોવીનુ કામ કરી આ પવાનો વીચાર કીધો. તેટલાં પેલી માસકોવાળી ઉમરાજાદી જેણે પરાસકોવીને ઉતારો આપયો હતો તેણે શેહનશાહના કબીલાની એક શાહજાદીને સંધી બીનાં લખી વાળી. તે ઉપરથી તે શાહજાદીએ પરાસકોવીને બોલાવી મંગાવી. પ રાસકોવીની સાદાઈ તથા શેઆણ સોકત જોઈ તે બહુ ખુ શી થઈ. તે શાહજાદીએ પોતાનો વગ લગાડી પરાસકો વીના બાપનો છુટકારો કરાવવાને ઠરાવ કીધો. પેહલો પા લ જે ઈ૦ સ૦ ૧૮૦૧ નાં વરસમાં મરણ પામયો તે શે હનસાહ એ વખત રાજ કરતો હતો. તેની માને એ શા હજાદીએ સંધી ખબર કીધી. તેના તેડાવયાથી સાંહાંજ ના છ કલાકને અમલે પરાસકોવી રાણીની હજુરમાં ગઈ. આવતાં વેતજ રાણીએ તેને દેલાસો આપી ઘણાક સવા લો પુછયા. પરાસકોવીએ મનપતીજ થાય એવો બોલા સો કીધો. શેવટે એ સદાચરણી દીકરી બોલીકે "મારા

બાપને વાસતે હું કાંઈ માફી માંગતી નથી. હુંતો એટલું જ માંગુંછું કે જેબી અપરાધ તેનાપર મેલવામાં આવયો હોય તે વીશે ફરીને ચોકસાઈથી તજવીજ કરવામાં આવે કેમકે મારો બાપ નીરદોષ છે." પરાસકોવીએ બાપ સારૂ ખેંચેલી રંજ તથા તેના છુટકારા સારૂ બતાવેલી હીમંત અને ધીરજપર રાણીએ આફરીન કીધી. તેણે પરાસકોવીને તુરત રૂપાંનાં તરણસો રબલ ખરચ સારૂ અપાવયા. સંધો હેવાલ શેહનશાહને જાહેર કરવાની કબુલાત આપી તેને મકાને પાછી મોકલી. થોડા દીવસ ગયા પછી એ જ રાણીએ પરાસકોવીને જનમ સુધીનો, બેઠો મુસારો બાંધી અપાવયો તથા શેહનશાહની મુલાકાત કરાવી. શેહનશાહે સંધી બીના સાંભળી લીધી. પરાસકોવીના બાપનો મુકદમો ફરીને તપાસવાને એક પરધાનને હુકુમ કીધો. એ પરધાન ભલો માણુશ હતો. તેણે એ કામ બને તેમ ઉતાવળે કીધું. એ કામ ચાલતું હતું તેટલાં દરબારનાં સંધાં લોકે પરાસકોવીને પોતાની મેહમાન ગણી સારી પડે તેની બરદાશત કીધી. સંધી જોવા લાએક ઈમારતો તથા કારખાનાંઓ તેને બતાવયાં. અંતે એક દીને શેહનશાહે પરાસકોવીને જણાવયું કે એના બાપનો છુટકારો કરવાને હુકુમ મોકલી તેની મુસાફરીનો ખરચ આપવાને બંદોબસત કરાવયો હતો. એ ખબર લાવનાર આદમીએ કહયું કે પરાસકોવી પોતાને સારૂ કાંઈ માંગવાને ઈચ્છતી હોય તો તે બખશવાને શેહનશાહ તઈઆર હતો. એ અબલા પોતાના સારા વખતમાં પેલાં બે દુખીઆરાં પણ લાએકીવાળાં પડોસીઓને ભુલી ગઈ નહી. શેહનશાહ પાસે પોતાને સારૂ કાંઈ માંગવાને બદલે

તે પહોસીઓનો છુટકારો કરાવવાને અરજ કીધી. પરાસકોવીની એવી ઉદારતાથી શેહનશાહ તેનીપર વધારે મધન થયો. તેણે ઘણી ઘણી આફરીન કરી એ અરજ ખુશીથી કબુલ રાખી.

પેલી તરફથી પરાસકોવીનાં માબાપેનો ધારયું હતું કે લાંબો વખત ગુજરી ગયો અને દીકરીની કસી ખબર મલી નહી માટે તે કેથી અટવાઈ ગઈ હશે. વાસતે એક દીને એકાએક સરકારી હલકારો તેઓના છુટકારાનું હુકમ નામુ લઈ તેઓની આગળ ગયો તારે તેઓ ઘણાં અચરત અને મધન થયાં. પાછળથી પેલાં પહોસીઓને માફી મલયાનો પતરખી તેઓની મારફતે પોહતો તારે સંધાની ખુશી ખુશાલીમાં વધારો થયો. પરાસકોવીના લખયા મુજબ લોપીલોફ તથા તેની બાએડી એ સદગુણી દીકરીને શ્રી નીજનીમાં મલયાં. તાંહાં થોડા દીવશ સાથે રહયા પછી પરાસકોવીએ આગળ ઠરાવ કીધા મુજબ સંસાર તજીઓ. વેરાગ લઈ ઈસવરની બકતી કરવાને એ બાહદુર અબલા એ જગોનાં મઠમાં રહી. લોપીલોફ તથા બાએડી શ્રી લાડમર જઈ રહયાં.

રૂડી પરાસકોવી તા૦ ૮ મી દીસેમબર ૧૮૦૯ ને દીને મરણ પામી. તેનાં મોહટાં અને પુનવંતાં પરાકરમ ઉપરથી કેટલાક રસીલા કીસ્સા લખાયાછે જે વાંચવાને સરવ કોઈ સોખ રાખેછે.



## મડમ ગરોશીઅસ.

ઈ૦ સ૦ સતરમી સદીની શરૂઆતમાં શ્રી નધરલાંનડસનાં લોકમાં ધરમ સંબંધી વાંધો ચાલયો. એ વાંધો ચલાવનારાઓમાંથી એક ટોલી કાલવીનીસટને નામે તથા બીજી આરમીનીઅનને નામે ઓળખાતી હતી. કાલવીનીસટ ટોળીવાળા ઘણા વધારે તથા જુરરતવાળા હોવાથી હરીફોપર ફાવયા. ધરમની જનુનથી નીપજતો અનેક પરકારનો જુલુમ આરમીનીઅનોપર ગુજરવા લાગો. તેઓના આગેવાનો નામે બારનીવેલડટ, ગરોશીઅસ તથા હગરબીટસને પકડી કેદ કીધા. પેહલાને જલદીથી ફાંસી દીધો. બીજા તથા તીજાને જનમ સુધી બંદીવાન રાખવા તથા તેઓનો માલ મીલકત જપત કરવાનો ઠરાવ થયો.

ઉપલા તરણ ધણીઓમાં હયુગો ગરોશીઅસ તે જ માતાનો નામીચો વીદીઆરથી હતો. એ માહાબુધ્ધીવાન પુરૂષ ઈ૦ સ૦ ૧૬૦૮ નાં વરસમાં મેરી રીગેરસબરગ નામની એક કુલવાન સ્ત્રી સાથ પરણયો હતો. એ પતીવરતા બાએડીની હીમત, કલા, તથા કોશેશથી ગરોશીઅસ બંદીખાનાની પીડાથી છુટો થયો. તેને હાલંડનાં દખણ પરાંતમાં શ્રી ગોરકમની પડોસમાં લોવસ્ટેનના કીલ્લામાં કેદ રાખયો હતો. એ જગોએ તેની સાથ કેદખાનુ ભોગવવાને તેની બાએડીએ રજા મેલવી. એ બંદીખાનામાં ગરોશીઅસને સારૂ કીતાબો લાવવા લઈ જવાની છુટ હતી. તે કીતાબોનો ઉપયોગ થઈ રેહ એટલે પેટી ભરીને પાછી શ્રી ગોરકમ મોકલી દેવામાં આવતી હતી. એ

પરમાંણે બે વરસ સુધી એસઝના અલીઆસ તથા બા એડીની બરદાશતથી ગરોશીઅસનાં કેદખાનાંનુ દુખ ન રમ પડયું. જે પતીવરતા સ્ત્રીએ બરથારની સંકટનો ભા ગ લેવાને ઠરાવ રાખપો હતો તે બાઇ તેને તે સંકટથી છોડવવાને તદબીર કરવામાં પછાત રહી નહી.

ગરોશીઅસને વાસતે જે કાંઇ ચોપડી તથા બીજો સર સામાન આવતો જતો તેની ચોકીદારો પેહલાં ખુબ તપાસ રાખતા હતા. પાછળથી એ સાહુચેતી તેઓએ કમતર કીધી. અંતે તેઓ મુતલગ તપાસ કરવા વગર સ ઘી વસતુ બંદીખાનામાં આવવા જવા દેવા લાગા. એ વો મામલો જોઇ ગરોશીઅસની બાએડીએ તેનો છુટકા રો કરવાનો ઇલાજ સાંધપો. એ બાઇએ કીલ્લેદારની બાએડીને કહયું કે એનો બરથાર બંદીખાનામાં વાંચવા લખવાપર ઘણુ ધેઆન આપતો હતો તેથી તેની તંદરોસ તી બીગડતી હતી, તે વીગેનો અટકાવ કરવા સારૂ તે ન જાણે તેમ તેની પાસની સઘલી કીતાબો એક મોહટી પે ટીમાં ભરી એકદમ બાહેર મોકલી દેવાનો એનો વીચાર હતો. એ વાત કીલ્લેદારની બાએડીનાં ધેઆનમાં રહી. એક દીને તે અમલદાર બાહેર ગએલ હતો તેટલાં મધ્યે ગરોશીઅસે બરથારને ખુબ સમજાવી એક પેટીમાં સંતા ડયો. તે પેટીમાં હવા ફરી વળવા સારૂ કેટલાંક છીદ્રો કરેલાં હતાં. તે પેટી ચોપડીથી ભરેલી કહી કીલ્લાની [illegible] હેર કહડાવી. જે શીપાહી તે ઉંચકી બાહેર લઇ [illegible] મસખરી કરી બોલયા કે તે આનીવલી ભારી [illegible] તી માટે તેમાં કોઇ આરમીનીઅન હશે ! [illegible] ની બાએડીએ સીન ફેરીંગ રાખી ફીરજથી કહ[illegible]

આરમીનીઅન આદમીતો નહી પણ આરમીનીઅન પુ સતકો હતાં ખરાં. એવા ખોલાસાથી રાજી ન થતે રી પાહીએ તે ભારી પેટી વીશે કીલ્લેદારની બાએડીને ખબ ર કીધી. તે સ્ત્રીએ વીચાર્યું કે આગળ મડમ ગરોશી અસ બોલી હતી તેમ હવડાં એનો બરથાર ન જાણે તે મ સંધી કીતાબો તેના પાસથી મોકલી દેવાને એણે તદ બીર કીધાથી તે પેટી ભારી થઈ હશે. એવો એઆલ ક રી તે લઈ જવા દેવાને હુકમ કીધો. કીલ્લા બાહેરથી તે પેટી ગરોશીઅસની એક વફાદાર ચાકરડીએ.પોતાના સ વાધીનમાં લીધી. તે પેટી તે ઓરત શ્રી ગોરકમ લઈ ગઈ. ગરોશીઅસનાં ઘરમાં તે પેટી ખોલી તેમાનો કીમતી મા લ બાહેર કાહડયો. એ વફાદાર ચાકરડીને પાછળથી પો તાનો-બંચાવ કરતાં ઘણી મેહનત પડી. ગરોશીઅસ ઘ ણીક તદબીરથી પોતાના દેશની હદ બાહેર ગયો. તેણે ફ્રાંસમાં જઈ વાસો કીધો.

ઉપર જણાવયા પરમાણે મેરી ગરોશીઅસે વાહલા બ રથારને કેદખાનેથી બાહેર કાહડયો. તેની પેઆર ભરે લી તદબીર પાર પડવામાં કસી હરકત નહી થવા દેવાની મતલબથી એ બાઈ પેલી પેટી ગયા પછી ઘણે વાર સુધી ભરથારનાં કેદખાનાની કોઠરીમાં બેઠી રહી. તાંહીં કોઈ ને આવવા જવા દીધું નહી. સઉને જણાવયું કે તેનો બ રથાર બીમાર થયાથી તેને આરામની જરૂર હતી માટે કો ઈથી અંદર અવાએ નહી. જારે એ બાનુને ખબર મ લી કે ગરોશીઅસ ભયથી વેગળો થયો તારે એણે પોતા નુ કામ કીલ્લેદારને જાહેર કીધું. બાએડીના પેઆરે જે ઉતમ કામ કીધું હતું તેથી ગરોશીઅસના શતરૂઓ પેહ

લાં ઘણા ખીજવાયા. તેઓએ તેને ઠેકાણે તેની નેકખાહ બાએડીને જનમ સુધી કેદ રાખવાને ઠરાવ કીધો. પણ તેઓએ ગુસ્સાને વખત જે વીચાર કીધો તે વીશે પાછ ળથી જોર કરતાં તેઓને શરમ લાગી. મેરી ગરોશીઅસ ને કસીબી સજા કરવાને તેઓને ઠીક લાગ્યું નહી. દુની આના ફીટકારનો ભય રાખી તેઓએ તેને છોડી દીધી. છુટી થયા પછી મેરી ઉતાવળે પોતાના ભરથારને જઈ મ લવાને તઇઆરી કરવા લાગી. એ ધણી ધણીઆણી શ્રી પારીસમાં મલયાં. ફરેનચ રાજા તેરમાં લુઇએ ગરોશીઅ સને તરણ હજાર લીવરનુ સાલીઉં આપતું કીધું.

ઉપર જણાવયા પરમાણે જે સ્ત્રીએ સંધાં સુખ છોડી ભરથારનાં બંદીખાનાનાં દુખનો ભાગ અખતીઆર કી ધો, પોતાનાં શરીર તથા જીવને ધાસતીમાં નાખો તેને છુ ટો કરવાની ગોઠવણ કીધી, જનમદેશ તથા સગાં વાહલાં મેલી ખુશીથી દેશનીકાળ થઈ તે માઠાં ભાગ્યેગના ભરથા રની બરદાશત કરવા તેની સાથે રેહવાને ગણીમત ધારયું, તે લાએકીવાળી સ્ત્રી અને પતીવરતા બાએડીની સારી સ મજ, મોહટી હીમત, ફાએદેમંદ સલાહ અને ખંતી ભરે લી કોશેશથી ગરોશીઅસ સરખા માહા બુધીવાન મરદને બી અંત સુધી કીમતી મદદ મલી. એ કાબેલ સખસ કપટી શતરૂઓની ચુંગાલથી છુટયા પછી ઘણું સુધી જીવ યો. તે પાછો દરજજે અને દોલતે પોહતો. તે આદમી જાતને ફાએદો કરનારાં કામોપર કલમ કસતો રહયો.

જે પુરૂપની સારી વીદીઆ સાથે સારી બાએડી હો ય તે આફતથી છુટવા અને દુખને દુર કરવાને કેવો શ કતીવાન થઈ શકેછે, તે વીશે આ વાતથી સમજ પડેછે

## મેડમ બારનીવેલડટ.

ઉપલી વાતમાં જણાવેલા બુજરગ મરદ બારનીવેલડટ ને તેના ઘાતકી શતરૂઓએ જારે ગરદન મારવાનું કાવ તરૂં પુરૂં કીધું તારે તેના મુખીઆ વેરી પરીનસ મારીસે જણાવયું કે તેને વાસતે જો માફી માંગવામાં આવેતો તેના જીવનો ઉગારો થાય. પણ તે બુજરગ નીરપરાધી મરદે અથવા તેના કોઈબી અતલગના ખેશીઓએ તેમ કરવાને નાપાડયું. તે એંતેર વરસના બુજરગ મરદનો જાન તા૦ ૧૬ મી મેએ ૧૬૧૯ ને દીને તેના દુશમનોનો ભોગ થયો. તારપછી તેના બે દીકરાઓએ તેના ખુનનો બદલો લેવા સારૂ પરીનસ મારીસને મારવાને સપ કીધો. પણ તે કોશેશમાં તેઓ ફાવયા નહી. વડા ભાઈને દેશ બાહેર નાહુસી જવું પડયું. નાહનોબી તેમ કરવાની વેતરણમાં હતો તેટલાં કેદ પકડાઈ ગયો. તેની તપાસ કરી તેને ગરદન મારવાને હુકમ થયો. એ વખત તેનો જીવ બંચાવવાને તેની માએ મારીસ પાસે માફી માંગી. એવું જોઈ તે હાકમ અચરત થયો. તેણે મડમ બારનીવેલડટને પુછયુંકે ધણીનો જીવ બંચાવવાને માફી માંગવા તેણે ના પાડયું હતું તે છતાં દીકરાને વાસતે તેમ કરવાને સું સબબથી મન કીધું. મડમ બારનીવેલડટે સાફ જવાબ દીધો કે તેનો ભરથાર બીનતકસીર હતો. એવું છતાં તેને વાસતે માફી માંગી હતેતો તેને તકસીરવાર ગણાવયા જેવું થતે માટે તેને વાસતે માફી માંગવાની વાતનો ઈનકાર કરવામાં આવયો હતો. પણ એ બાનુનો દીકરો કાંઈક અપરાધી થયો હતો. માટે તેને વાસતે માંફી માંગવામાં

એ બાઈને કસું અનઘટતું દીસતું નોહતું. પરીનસ આ રીસે મડમ બારતીવેલડટની અરજ કબુલ રાખી નહી. મ ગર તે ગુજરગ ઓરતે પોતાની ચાલથી બતાવયું કે ઘટતુ અનઘટતું શું છે તે પીછાણવાની શકતી અને નોહટી આ ફત ખમીનેબી ઘટતી રીતે ચાલવાની હીમત તથા ઠરાવ સ્ત્રીઓમાં હોયછે.

---

## ઈસાબેલા.

શ્રી સ્પેન દેશના કાસટીલ પરાંતના રાજા બીજા જ નની દીકરી ઈસાબેલા ઈ૦ સ૦ ૧૪૫૧ માં જનમી હ તી. તે પોતાના પસંદ કરેલા શ્રી આરેગોનવાળા રાજકુવ ર ફરડીનાંનડ સાથે ઈ૦ સ૦ ૧૪૬૯ માં પરણી. એ ધ ણી ધણીઆણી પોત પોતાના બાપીકાં રાજીનાં માલેક થે યાં તારે શ્રી કાસટીલ તથા આરેગોન પરાંતો એક અમ લ તળે જોડાયાં. ઈસાબેલા નાધપણથી ચબરાંક, ડાહી ત થા દયાલુ હતી. શ્રી કાસટીલ પરાંતની મુખતીઆર એ રાણી રેહે એમ એ પરાતના રાજકારોબારીઓએ કરેલી ગોઠવણથી નારાજી થઈ એક વેળા ફરડીનાનડ રૂસાઈ જવાની તઈ આરીમાં હતો. તે વેળા ઈસાબેલાએ એવી દાનાઈથી કામ કીધું કે ભરથાર સાથ સલાહ રહી તથા પરજાનાં લો કની મરજી જળવાઈ. એ રાણીએ વરને પેઆરથી કહયું કે એનાં લોકની ગોઠવણથી તેણે નાખુશ થવું નહી બા એડીના ઈલાકો કાંઇ ભરથારથી જુદો હોય નહી એમ એ જાણતી હતી. ભરથારની જે નેક મરજી તે પરમાણે આ

લવાને એ તઈઆર હતી. એકવાર મુખતીઆરી એના નામની હોય તોબી અમલ સંધે ફરડીનાંનડના હાથમાંજ રે હવાનો. એવી સમજાવતથી ફરડીનાનડ રાજી થયો. એ રાજા રાણીનો સપ કાએમ રહયો. એઓ મુવાં તાંહાંસુધી તે સપમાં કસી ખલલ થઈ નહીં.

ઈસાબેલાના મરનાર ભાઈ હેનરીની એક દીકરી નામે જોઆના જે મોહરદાર રાણીને પેટની નહી હોવાનો હેનરીએ પોતે એકરાર કીધો હતો તેણે રાજપર દાવો કીધો. કાસટીલમાં લડાઈ ઉઠી. એ લડાઈને સમે ઈસાબેલાએ ઘણી શાબાશી મલવા જોગ રીતે કામ ચલાવયું. તેણે જુદાં જુદાં નગરોમાં ફરીવળી લોકોને પોતાની તરફ઼ મકમ કીધાં. લડાઈના સરનજામને લગતી ખબરદારી જાતે કીધી. બનેતો દાહડાને વખત નહીતો સારી રાત બેસીને કાગજો તથા હુકમો લખયા. ભરથારની સાથે રણમાં સામેલ રહી મરદાનગી ભરેલાં કામો કીધાં. એ પરમાણે થયાથી લોકો ઈસાબેલાપર કુરબાન રેહવા લાગાં. તેની હરીફને શીકસત ખાઈ દાવો છોડવો પડયો.

ઈસાબેલા તથા ફરડીનાંનડે જોઆનાના દાવાથી મોકળાં થઈ મુસલમાન લોક સાથે લડાઈ કરવાને કમર બાંધી. સ્પેન દેશ મધે એ વેળા શ્રી ગરેનેડા પરાંત મધેજ મુસલમાનોની હકુમત રહેલી હતી. તે છીનવી લેતાં ઘણાંક વરસ સુધી ભારે ખુનરેજી ભરેલી લડાઈઓ થઈ. એ સંધે વખત ઈસાબેલાએ પોતાની ટેવ મુજબ ઘણી ખબરદારી તથા બાહાદુરીથી કામ કીધું હતું. મુસલમાનો સંધે ઠેકાણે આજેજ થયા. તેઓના રાજાની છેલલી ઉમેદ ઈ૦ સ૦ ૧૪૯૦ ના વરસમાં બરબાદ થઈ. એ વરસ-

ના ફેબરવારી મહીનામાં પોતાની રાજધાનીના દરવાજાની કુંચી ફરડીનાનડ તથા ઈસાબેલાને હવાલે કરી તે મુસલમાન હાકમ અબદલા શ્રી મોરાકો દેશ તરફ જતો રહયો. એ ફતેહથી ફરડીનાનડ તથા ઈસાબેલાની તારીફ શ્રી સ્પેન દેશમાંજ નહી પણ આખાં ઈરોપમાં થઈ. સંધાં ખરી શટીઆંનો એ ધણી ધણીઆંનીને આશીરવાદ દેવા લાગાં.

ઈસાબેલા રાણી લડાઈના કામમાં હુશીઆરી તથા બાહદુરી માટે નામદાર થઈ એેટલુંજ નહીં. દીવાની કારોબારના શુધારા તથા દેવ ધરમ અને પરોપકારી કામો કરવા માટે એ બાનુ ઓર વધારે વખણાઈ. લડાઈના કામ સારૂ રોકાએલાં લસકરની છાવણીમાં હાસપીટાલો રાખવાની શરૂઆત કરવાનુ માન એ રાણીને આપવામાં આવયુંછે. લડાઈની જગોએનાં જખમી તથા કાહેલી આદમીઓને સારૂ નાણાં તથા કપડાં વીગરે એ રાણી પોંહચતાં કરાવતી. મુસારેદાર વઈધોની સલાહ તથા આરામ કરનારી દવા રાણીને ખરચે તેઓને મલતી. તેઓની આવજાત કેવી થતી હતી તે વીશે પોતે ફરીને સંધાં જણાંની ખબર લેતી હતી.

ઈસાબેલાની એક મુખીઅ રીત એ હતી કે દેશમા હેલા દસતવાળા લોકોના જુલુમથી નબલા તથા ગરીબ લોકોનો બંચાવ કરવો. જો કોઈ આદમીને એ રાણી વાજબીની રાહે પોતાની પહનામાં લેતી હતી તેનો વેરી તે આદમીને કાંઈબી ઈજા પોંહચાડે તો તે માટે તેવા ધણીને ઘરતી સજા કરવાને એ ચુકતી નોહતી. સંધી પરજાને અદલ ઇનસાફ અપાવવાને તે સદા ઈંતેજાર હતી. દર સુકરવારે અદાલતમાં તે બીરાજતી અને અગતના તથા

ને બંદ પહરેજીથી દુર રેહવા, સાદાઈ તથા સલુકથીં ચાલ વા, પહરેનગાર તથા પરોપકારી રેહવા અને તેવીજ બીજી બાબદો વીશે શીખવવાને ખંતી હતી. કેળવણી પુરી થ યેં બાદ જારે તેઓનાં લગન થાય તારે તેઓને સારી બ ખશીશ આપવાને એ રાણી હાથ લંબાવતી હતી.

સ્પેન દેશમાં વીદીઆ હુનરના ફેલાવાને ઇસાબેલા થી આશરો મલતો હતો. છાપખાનાંનો હુનર જે થોડું પર જાહેર થયો હતો તે એ બાનુની મદદથી વેગલો નો હતો. એણે છાપખાનાંઓને ટેકો આપયો. પુસ્તકો આ શકારાં કરાવયાં. વીદવાન લોકોને વરતાવી તેઓનો મ રતબો વધારયો.

ઉપર જણાવયા સરખા સદગુણવાળી રાણી હરેક લોક માં નામીચી થયા વીના રેહ નહી. પણ ઇસાબેલાની નામ દારી કાંઈ એવા ગુણોપરજ મચેલી નથી. એ બાનુએતો કાંઈ ઓર તહરાંનાં કામથી સંધી દુનીઆને આભારી કી ધીછે. ઉદીઓગ તથા હુનરને ફાએદેમંદ કરવા સારૂ પુરૂ થવીનો એક મોહટો ભાગ દુનીઆના શુધરેલા લોકોને ઈ સાબેલાની મદદથી મલયોછે. વાંચનારાંઓને ખબર હ શે કે અમેરીકાનો મોહટો અને ફલવંત ખંડ તથા તેની આસપાસના બેહદ ઉમદા જંજીરા પંદરમી સદીની આખ રીમાં કોલંબસ નામનો કાબેલ નાખોદાએ સોધી કાહડીઆ હતા. એ વીદવાન સખસને ઘણા સબબોથી ગુમાન ગ યું કે દુનીઆનાં પરખીઆત લોકને માલુમ હતા તે ઉપરાંત બીજો મોહટો ખંડ આ પુરૂથવીપર જોઈએ. એ ખંડ યૂરોપ ની પસચમ તરફ હોવાની સારી નીશાનો દીસી. તેની સોધ કરવાને કોલમબસે ઠરાવ કીધો. એ ઠરાવ અમલમાં લાવવા

ને કોઈ કાબુવાળા રાજા અથવા સરકારની મદદની જરૂર હતી. તે મદદ મેલવવાને કોલંમબસે પોતાના મુલુક જીનોઆની તથા ઈંગલંડ અને પોરટુગલ દેશોની સરકારોને અરજીઓ કીધી. સ્પેનના બે તરણ મોહટા કાબુવાળા તવંગર ઉમરાવોનેબી એ કારણસર એલતેમાસ થઈ હતી. તેઓમાંથી જે કોઈએ સોધનાં કામને મદદ આપે તેને નવો ખંડ જાહેર થયાથી બેહદ ફાએદા થવાના હતા. તે ફાએદાઓનુ વરણન કરી કોલંબસે અનેક પરકારની દલીલોથી બતાવયું કે તેણે કલપણાં કીધા મુજબનો દેશ ખચીત જાહેર થવો જોઈએ. અટાર અઢાર વરસ સુધી એ પરમાણે જુદે જુદે મુલુક રાજાઓ અને અમીરોની પછવાડે એ કાએલ નાખોદા ફરયો. પણ ઘણાખરા લોકોએ એ ધણીને ચરેલો, વેહમી, અનસમજ વીગરે કહી હસી કાહડયો. કોઈબી કાબુવાળા પુરૂષે એની વાતને ઉંચકી લીધી નહી. એની ગણતરી કોઈબી ઉંચે દરજજેનો મરદ સમજી શકીઓ નહી. એને મદદ આપવાને કોઈ તઈઆર થયો નહી. મગર જે વાત કોઈ શકતીવાળા પુરૂષના મગજમાં ઉતરી નહી તે એક સ્ત્રીના મગજમાં ઉતરી. તે સ્ત્રી ઈસાબેલા રાણી હતી. એના ભરથાર વટીકે જે કામ કરવાને છાતી ચલાવી નહી તે પોતે કરવાને એણે બીડું ઝડફયું. કોલંબસને પુરતો ખરચ આપી આબરૂથી પોતાની હજુરમાં બોલાવયો. તેની તકરાર સોંધી સાંભળી લીધી. તેનુ મત એને સારા આધારનું લાગ્યું. તે મુજબ સોધ કરાવવાને દરૂસત વીચારયું. તે સોધ કરવાનો ખરચ આપવાને એ તઈઆર થઈ. ઉલટમાં આવી એ દુલ્લી રાણી બોલી કે " એ કામ હું મારાં દાસદીલનાં રા

જને વાસતે કરીશ અને અગતનો ખરચ મારાં ઘરણાં ગાહાં મેલીનેબી આપીશ !" ઈસાબેલાના એ ઉતમ સ ખુનો સંધી ખાનુઓના દીલમાં કોતરી રાખવા લાએક છે. તેણે કોલંબસને પોતાની સોધ કરવા સારૂ રવાને થવાને ઉતાવળે શકતીવાન કીધો. એ સોધનુ પરીણામ કેવું ની કળયું તે દુનીઆનાં લોકને ખબર છે.

અમેરીકાની સોધને લગતી એક બીજી બીનાથીબી ઈસાબેલાને ઘણું માન મલેછે. તે એમકે એ ખંડમાંથી કેટલાંક વાંહનો ભરી તાંહાંનાં રેહવાસીઓને ગુલામો ત રીકે સ્પેન દેશ મોકલવામાં આવયા. પણ તેઓને એ વી હાલતમાં નાખવાને દયાલુ ઈસાબેલાએ તદન નાપ સંદ કીધું. તેઓને પોતાની પરજા સરખાં ગણી એ મા તા રૂપી રાણીએ તેઓને સ્વતંતર કરયાં. તે બીચારાંઓ ને પાછાં પોતાને મુલુક મોકલવાને હુકુમ થયો.

ઈસાબેલા રાણી સંઘી પરકારે વાખવાખી ભરેલી જીંદગી ગુજારી ઈ૦ સ૦ ૧૫૦૪ માં મરણ પાંમી. એ નાં મરણથી સરવને અતીશે સંતાપ થયો. એની પરજા નીતો જાણે મોહટી રખવાળ કરતા માતાજ ગુજરી ગઈ. એના સદગુણો સઉના હઈડામાં રહી ગયા. એની કીર તી સંધે ઠેકાણે ફેલાએલીછે. ઈરોપ ખંડમાં એના સરખી પરતાપી રાણીઓ બીજી થોડીજ થઈ હશે. એ સારા બાં ધાની, વચલાં કદની, દબદબા ભરેલી કાનતી તથા મીઠી જુબાંનવાળી સાલેસ સ્ત્રી હતી. હીમત અને ઠરાવમાં કસી પાંતીએ ઓછી નોહતી. ભરથાર કરતાં ઘણી વ ધારે ખુબસુરત, ટેકવાળી, બુધીવાન, સખી, અને પરજા ની માનીતી હતી; તોબી ભરથારનો તરીકો રાખવા તથા

તેનાં સુખમાં વધારો કરવાને કસી ખામી એ બતાવતી નો હતી. એ રાણી તે ભરથારનાં અનઘટતાં કામોની સામ ને થતી ખરી. પણ તેમ સામને થતી વખત એકખી ક ઠણ શબદ કબુ બોલતી નોહતી. કરડી નજર કબુ બ તાવતી નોહતી. શાંતીથી સમજાવત કરી પોતાના મા યાલુ ગુણો તેનામાં ઉતારતી હતી. ઈસાબેલા જીવતાં ભ રથાર સાથ એવી લાએકીથી રહી. મરતાં અરજ કરી ગઈ કે તેણે ઠરાવેલી એક કબરમાં તેની લાસને મેલવી ત થા વખત જતે તેના ભરથારની લાસને તેની જોડેજ મેલ વી. એમ કરતાં ભરથારની મરજી પોતાની કબર બીજે ઠેકાણે કરાવવાની હોયતો એનાં હાડકાં અસલ કબરમાંથી કાહડી લઈ જઈ તેની જોડે મેલવાં કે જેમ જીવતાં તેઓ એકજ હતાં તેમ મુવા પછીબી સાથે પડે. એવી પતીવર તા બાએડીની એ મરજી મુજબ ફરડીનાનડ રાજાને તે ની જોડે ડાટયો હતો.

---

## આગસટાઈના.

ઈ૦ સ૦ ૧૮૦૯ નાં વરસમાં શ્રી સ્પેન દેશ મધે સારાગોસા નગરપર ફરેંચ લોકે કરેલી નાકાંબંદીને વખ ત તે દેશની આગસટાઈના નામની એક સ્ત્રી નામીચી થ ઈ. એ સ્ત્રી ગરીબ પણ ઘણી ખુબસુરત તથા હુશીઆર હ તી. લડાઈમાં ગુંથેલાં સ્પાનીશ લસકરને વાસતે એક દીને નાસતો લઈને તે જતી હતી. પોરટીલ્લીનો નામની જગોની બરેરી આગળ તે આવી પોંહતી તારે તેણે જોયું કે ફરેંચ

લોકોના મારથી તે બટેરીપરના સંધા તોપચીઓ સાફ થ ઈ ગયા હતા. એવા સખત મારાથી સંધા જણાના દીલ માં ભારી ધાસતી ઉપજી હતી. તે બટેરીપરની તોપો આ ગળ કામ કરવા જવાને કોઈની હીમત રહી નહીં. લ શકરના શીપાહીઓ તથા શેહરમાના બીજા લોકો મનથી બીહને દુર ઉભા રહયા. એ સમે આગસટાઈનાએ તા રીફ લાએક મરદાંનગી બતાવી. ઘણા લડાએક મરદો જે કામમાં પગલુ ભરવાને બીહતા હતા તેપર એ સ્ત્રી હીમ તથી દોડી ગઈ. એક મરણ પામેલા તોપચીના હાથમાં થી એ સ્ત્રીએ દીવાસળી ખેંચી લીધી. પોતાનેજ હાથે સંધી તઈઆરી કરી છવીસ પાંઉડના ગોલાવાળી એક તોપ દુશમનોપર આબાદ ચાડી. પછી કુતકો મારી તે તો પપર સવાર થઈ એ બાઈ શપત લઈને બોલી કે તે જી વતી રેહે તાંહાંસુધી એ નાકાંબંદીને વખત તે તોપને છોડી જનાર નહી. એ પરમાંણે એ હીમતવાન ઓરતે ખુબ કામ કીધું. તેનાં કામ તથા ઉસકેરણીથી પેલા શી પાહીઓને પાછી હીમત આવી. તેઓ નવેસરથી ઉલટ પકડી લડાઈ કરવા લાગા. તેઓએ તે બટેરીપરથી ફરે ચોપર પાછો મારો ચાલુ કીધો. એ વખત આગસટાઈ નાએ બતાવેલી બાહાદુરી માટે તેને "સારા ગોસાની અ બલા" એવો માન ભરેલો ખેતાબ મલયો. સરકારે તેને આ રટીલરીના શીપાહી જેટલો મુસારો તથા બીજો બેદો લવા જમો બાંધી આપયો. તેનાં શરીરને શીનગાર આપનારા મેડલો તથા મરદાનગી દેખાડનારી બીજી નીશાનો તેને મલી. એ સ્ત્રીએ પોતાના દેશીઓને બારીક વખતે કરે લી મદદ માટે મેલવેલી નામદારી તેણે ઘણું સુધી ભોગવી.

## એક દેઆનતદાર વીધવા.

પોરટુગલ દેશમાં લીસબન શેહર મધે ઈ૦ સ૦ ૧૭૫૫ ના વરસમાં મોહટો ધરતીકોપ થયાથી ઘણી ઈમારતો તુ ટી પડી. તે ઈમારતોમાંનો માલ અરધો બાહેર રહયો અ ને અરધો જમીનમાં ડટાઈ ગયો. એ બનાવને આસરે એકવીસ વરસ ગુજરયા પછી એક ગરીબ ડોસી એ ખ રાબીની જગોએ ફરતી હતી. તાંહાં કચરો ખોળતાં કી મતી ઝવેરાંતનો એક દાબડો તેને હાથ લાગો. "પાયો માલ પાદશાહનો" કરી એ ડોસીએ તે દાબડો ઉંચો કીધો નહી. તે ઘણી ગરીબ હાલતમાં હતી. તેને પેટે છ છો કરાં હતાં. તેઓ સંધાંનાં ગુજરાણનો આધાર એ એોર તની મેહનત મજુરીપર હતો. આહતતો વગર હરકતે તે કીમતી દાબડો એ સ્ત્રી હજમ કરી શકત. પણ પાર કે ધને તવંગર થવાને એ ગરીબ પણ દેઆનતદાર વી ધવાએ નાસુનાસેબ ધારયું. તે લાગલી રાજાના મંદીર તરફ ગઈ. પણ બીચારીને ચીથરેહાલ જોઈ તેને કોઈએ રાજા પાસે જવા દીધી નહી. બીજા હાથપર તેણેખી પો તાની ખરી વાત કોઈ અમલદારને કહી નહી. તે નહી કે હવાનો સબબ એમકે જેને તે વીશે ખબર કરે તે રખેને ઉપરનો ઉપર તે માલ જમી જવાની તદબીર કરે. એ પ રમાંણે વેરથ ધકા ખાતાં ઘણા દીવશ ગુજરી ગયા. અં તે એક દાહડે તક જોઈ તે રાજા પાસે દોડી ગઈ. તાંહાં પેલો દાબડો હાજર કરી સંધી ખીના કહી સંભળાવી. તે બોલીકે "એ માલ જેનો હોય તેને હવાલે કરાવો. અને માતર મારી મેહનત જેટલી બખશીશ અપાવો." રાજા

એ તે દાબડો ઉંગડાલી લોયો. તેમાં ઉંમાં પાણીનુ ઘણું કીમતી ઝવેરાંત હતું. તેમાથી કસાંને એ ડોસીએ આંગ ળી લગાડેલી નહી. એવું જોઈ એ ગરીબ સ્ત્રીની દેઆ નતદારી વીશે રાજા ઘણો મધન થયો. તેણે તુરત એ બાઈને નાણાંની સારી બખશીશ અપાવી, અને હુકમ કી ધો કે એ માલનો કોઈ હકદાર માલેક મલી આવેતો તે જ, નહીતો તે વેચી જે ઉપજે તે એ બલીડોસીને તેના પોતાના તથા છોકરાંઓના ખરચ સારૂ આપવું.

---

## રાણી એલીએનાર.

આસટરીઆનો શેહનશાહ પેહલો લીઓપોલડ ઈ૦ સ૦ ૧૬૭૭ માં નેબોરગના ડીઉકની દીકરી એલીએનો ર સાથે પરણયો. એ ઉમરાજાદી તા૦ ૬ ઠી જાનેવારી ૧૬૫૫ ને દીને જનમી હતી. એ કાંઇ ઘણી ખુબ શુરત નોહતી. પણ એનો બાંધો એવો મજબુત હતો કે જે બોજો ઉંચકવાને ઘણા મરદોની તાકાત નહી તે એ ઉ પાડી શકતી. ચાલવામાં એવી ચીતાબ હતી કે સરવ સાથને પછાત મેલી જતી હતી. તેમજ મનની ચપલ, ત થા હઈડાંની ઉદાર હતી. એ રાણી લીઓપોલડની બેહદ મે હરબાંન બાએડી હતી. એ રાજા, રાણીનાં કરતાં અર ધે હીસ્સેબી હુશીઆર તથા હીમતવાંન નોહતો. એની બાએડીએ પોતાની સરસ કમાલીઅત ભરથારનાં કલા ણમાં હુમેશે કરવાને વાપરી. તેની મરજી મુજબ ચાલવા ને સદા આરજુમંદ રેહેતી. ઘરનો કારોબાર સારી પદે ક

રવા ઉપરાંત એ રૂડી રાણી રાજ્યામલાપર ધ્યાન આપ
તી. એ કામ એવી રીતે કરતી કે તેથી કોઈ પરધાનને
કસો કરોધ આવતો નોહતો તથા રાજાને કસું માઠું લા
ગતુ નોહતું દેશાવરો ખાતેના પરધાનોએ ભેદમાં લખી
મોકલેલા પેગામોની નીશાંનીના અરથો ઘણી વેળા આખી
રાત બેસીને એ રાણી ઉકળાવતી હતી. જારે વીએના
શેહરપર ટરક લોકની જપતી થઈ તારે લીઓપોલડ સંધા
કબીલા સાથે નાહઠો. એ સમે એલીએનોર વીઆવાની
તઈઆરીમાં હતી. એણે રસતામાં જણીઉં. એને મે
લી આગળ ચાલવાને રાજાને ફરજ થઈ. એવે સમે રા
ણીને કેટલી કપટી ખમવી પડી હશે વારૂ ! પણ એલી
એનોર એલમ પહડેલી હતી. એ બાનુ દુખ સુખનો ખે
આલ જાહજે મનમાં લાવતી નોહતી. એણે સબુરીથી
સંધું ખમયું. અંતે પોલ લોકની મદદથી એના રાજનો દુશ
મનોની ચુંગાલથી બંચાવ થયો. એનુ કુટુંબ આબરૂ સા
થે પાછું વીએનામાં આવી વસયું. તાંહાં એલીએનોરે
આગળની માફક ભરથારની સેવા કરવા માંડી. ભરથાર
પર એનુ હેત દનપર દન એટલું વધતું ગયું કે લીઓપો
લડ વારેવાર બોલતો હતો કે " મારા રાજના માઠા વખ
તમાં મને દેલાસો મલવા સારૂ ઈસવરે આ રૂડી બાએ
ડી મને બખશીછે." એ રાજા ઈ૦ સ૦ ૧૭૦૫ માં મર
વા પડયો. તેના મરણની છેલ્લી ઘડી સુધી એલીએનોર
તેની પાસે રહી. બાએડી, દાઈ, તથા ખીદમતગારનાં સં
ધાં કામો એણેજ કીધાં. એ પરમાંણે રાત દાહડો ખરે
પગે વેઠ કીધાથી એને બે તરણ પરકારના પીડાકારી મર
જો થયા. પણ ભરથારની ખીદમત કરવામાં એને બરી મ

જાહ લાગતી હતી. માટે પોતાને ગમે તે થયું તોબી એ કામ કોઇ બીજાંને કરવા દીધું નહી. ભરથારની એ છે હલી જાદગીને વખત દાહડાના ચોવીસ કલાકમાંથી માત ર બે કલાક ઉંઘવા શીવાએ બીજો કસો વીસામો એણે લીધો નહી. ભરથારનો પરાણ જતી વખત તેનુ માથું એ ણે છાતી સાથે ધરયું. જારે દમ આખ્ખર થયો તારે આ સતેથી ઉડી તેના સીતલ હાથપર પેઆરથી બોસા દીધા. જે બાઈ ભરથારને જીવતાં એટલો બધો ચાહતી હતી તે ણે તેનાં મરણ પછી ગાજું રડાપીટ કરવું મુનાસેબ ધારયું નહી. દીલમાં અલબતાં તેને અતીઘણો સંતાપ તથા ગ મગીની ઉપજી. તેવા સંતાપ તથા ગમથી ભરાઈ આવેલી છાતીને એકાંતમાં પેઆરના આંશુથી ખાલી કીધી. આ દુનીઆથી સરવ કોઇનિ એકવાર જવુંછે એમ ઇઆદકરી ખુદાના કાએદાથી બનતી બીનાપર સબુરીથી રાજી રેહવા ને એલીએનોરે દરૂસત જાણયું. તેણે ઘણેવાર માહતમ અથવા રડાપીટ કીધું નહી. તેવું કરવાને બદલે દરરોજ બે કલાક ઇસવરની જનાબમાં બંદગી કરી એવી દુવા માં ગતી રહી કે કુદરતનો સાહેબ મરનારને સારી હાલતે પોં હચાડે. એ પરમાંણે એલીએનોર જાહેરમાં રડાપીટ અ ને પોકાર કરતી નોહતી. પણ ભરથારની જુદાઇનાં દુ એ તેની તનદરોસતીપર ઘણી માઠી અસર કીધી. અંતે તેનો બંચાવ કરવા સારૂ તેના મનમાંથી ભરથારને વીસ રાવવાને વઈદોએ જરૂર જાણી. તેઓ ઘણી મુશકેલીઅ તથી એ મતલબમાં થોડા ઘણા ફાવયા.

એલીએનોર ભરથારની હયાતીમાંજ ભકતીવાન તથા ધરમાતુ હતી. પણ મુખીઅ કરી તે ભરથારનાં મરણ પ

ણી એવા સદગુણો માટે પરખીઆત થઈ. દરરોજ ઈસ વરની બંદગી કરવામાં કેટલાક કલાક સુધી એ દાનાવ રા ણી મશગુલ રેહતી. બાકીનો વખત ગરીબ નાચાર લોક ની હાલત શુધારવામાં રોકતી. એ બાનુ સંઘાં આદમીઓ ને ભાઈ બેહન સરખાં ગણતી. તેણે પોતાના એવા ખ વાસ વીશે મોહડેથીજ મીઠી વાતો કીધી નહી. મેહનત તથા પઈસાના ખરચથી બતાવી આપયું કે તે ગરીબ આ દમીઓની માતા હતી. નાણું, કપડાં, તથા બીજી વસતુ કમરે લટકાવી તથા હાથમાં ઝાલી એ રાણી મેહલમાંથી બાહેર નીકળતી. ઘટટી બખશીશથી હાજતમંદ લોકને ખુ શી કરતી. એ પરમાણે સંઘા દેશ અને સંઘી જાતનાં લોકને આશરો આપવાનાં કામમાં એલીએનોરની આવ કનો ઘણો ખરો ભાગ વપરાતો હતો. નાચાર હાલતમાં આવી પડેલાં આબરૂદાર લોકો જેઓ જાહેરમાં માંગવાને શરમાએ તેવાં ઘણાં લોકને એ રાણી છુપી મદદ કરતી. ફુરસતનો વખત ગરીબ આદમીઓને ઉપીઓગી થાય એ વી વસતુ બનાવવામાં ગુજારતી. એ બાઈ વખતને એ વી અમુલ્ય વસતુ સમજતી હતી કે એક ઘડીબી સારૂં કામ કરવા વગર ગુમાવવી નામુનાસેબ વીચારતી. જે ઓ એનો આશરો લેવાને શરમાએ તેઓને વાસતે એ વી રીતે મદદ મોકલતી કે લેનાર જાણેબી નહી કે તે કાંહાંથી આવતી હતી. એ પરમાણે કેટલાંકને બખશી શ આપીને, બીજાંઓને ચાકરી ધંધે લગાડીને તથા તેવી બીજી અનેક પરકારની મદદ કરીને સેંકડો આબરૂદાર કબીલાઓને એ નામદાર બાનુએ દરીદરીપણાંની ચુંગાલ મી છોડવયાં. પણ એનાં મરણ સુધી તે લોકોએ જાણ્યું

નોહતું કે તેઓનુ અકસમાત ભલું કરનારતો એલીએનોર રાણી હતી. ગરીબ નાવારેસ છોકરીઓને કેળવણી તથા પલ્લાં આપી તેઓને આબરૂદાર મારગે રાખવાનુ પુન લેવાને એ બાઈ એકબી જોગવાઈ જવા દેતી નોહતી. એજ પરમાંણે દવાખાનામાં પહેલાં દરદીઓને આરામ આપવા તથા બંદીખાને પડેલાં કેદીઓનો છુટકારો કરાવવાને એ નેક સ્ત્રી જર તથા મેહનતનો ખરચ કરતી. એટલાં બધાં ધરમનાં કામોમાં પઈસા વપરાયાથી એલીએનોરને પોતાના જીવ સાથે ઘણીજ કર કસર કરવી પડતી. ઘણી વેળા ફાટેલાં લુગડાં પોતાને હાથે સીવી તથા ડીંગરાં મારીને તે પેહરતી. જારડાં લુગડાં અને સાદુ ખાનું નેઆમત ગણતી. કોઈ નાધલી કીમતની વસતુબી નકામી ખરીદતી નોહતી. એવી દીન દયાલ બાઈના દરવાજાપર જે કોઈ આવતું તેનો હેવાલ સાંભળવાને અને દાદ પોહચાડવાને એ કસુર કરતીતી નહી. તેવા લોકના હેવાલપુર રાત દાહડો ધેઆન આપતી. તેઓને વાસતે પોતાથી જે બનતું તે જાતે કરતી. નહી તે દીકરા તથા તેના કારોબારીઓ પાસે કરાવતી. જે સ્ત્રી દુનીઆનાં લોકપર એટલી મેહરબાંન હતી તે પોતાના સેવકોપર કાંઈ ઓછી રેહમ નજર રાખતીતી નહી. સંધાં ચાકર લોક એલીએનોરપર ખુરબાંન હતાં. પોતાની ખીદમતગારોને તે દીકરીઓના સરખી ગણતી. બીજાં ઉતરતે દરજ્જેનાં ચાકરોની ખરી મુરબી હોય તેમ ચાલતી. સરવને માયા તથા સખાવતને જોરે મઘન રાખતી. જે ચાકર અથવા ચાકરડીનો કબીલો મોહટો હોય તેનુ રાખેતા મુજબના મુસારાથી પુરૂં થાય નહી. તેવાં આદમીને છુપી રીને

નવાજીને નચીંત રાખતી હતી. જારે તેઓ માદાં પડે તારે પોતે તેઓની આગળ જઈ દેલાસા ભરેલી વાતો ક રતી. તેઓને સુખ આપવાને પોતાને હાથે તેઓની મા વજત કરતી. માદાં તથા રોગી લોકોની ચાકરી કરવી એ બાનુની મોહટી હોંસ હતી. તે હોંસ પુરી પાડવાને પો તાની દીકરીઓ તથા ખીદમતગારોને લઈને એ રાણી વી એનાની હાસપીટાલમાં જતી. તાંહાં દરદીઓની દવા દા રૂ કેમ થતાં હતાં તે વીશે પુછપરછ કરતી. જાંહાં ઘટે તાં હાં હાથે મેહનત કરી તથા ગાંઠેથી પઈસા આપી તેઓ નુ ભલુ કરતી. એજ પરમાણે આસટરીઆના બીજા શેહરોની હાસપીટાલમાં પહેલાં લોકોનીબી કદર ખાતી. એ બાનુ વારેવાર ગરીબ લોકોની ઝુંપડીઓમાં જઈ તે લોકની ખબર અંતર લેતી. કોઈનેબી જે જરૂરીઆત ચીજ જોઈએ તે અપાવતી. સંતોષ રાખવા તથા ઉદયો ગ કરી ઈમાનથી ચાલવાને તેઓને એ મીઠી જુબાન ત થા નેક અકલવાળી રાણીથી ઉપદેશ મલતો. એવી સદ ગુણી સ્ત્રી ઈ૦ સ૦ ૧૭૨૦ નાં વરસમાં મરણ પામી.

---

## બવેરીઆની ડચેસ.

જરમનીના શેહનશાહ તીજા કોનરડના વખતમાં શ્રી બવેરીઆના ડીઉક ગેલફે દંગો કીધો. શેહનશાહ એક ફો જ લઈ તે ડીઉકની સામને ગયો. એ વેળા ગેલફ ઉએ નસ પરગણાનાં એક કીલ્લામાં પોતાનો બંચાવ કરી બેઠો હતો. તે કીલ્લાપર શેહનશાહનાં લસકરે ઘેરો નાખયો.

ડીઉક ગેલફ્ બનતાં સુધી લડયો અને પોતાનો બંચાવ કી ધો. પણ શેહનશાહનું લશકર વધી પડયાથી તેની બાહદુ રી તથા હુનર કસો ફાએદો કરી શકયાં નહી. અંતે લ ડાઈ બંધ કરવાને શેહનશાહ સાથ કોલકરાર કરવાને તે ણે એક વકીલ મોકલયો. તેને આદરમાન આપી શેહ નશાહે શરત કીધી કે ડીઉક જો કીલ્લો છોડી જાયતો તે ને તથા તેનાં લશકરને શેહનશાહના લશકરમાંથી થઈ સ લામત જવા દેવામાં આવે. એવી શરતથી ડીઉક કાંઈ ક ખુશી થયો. પણ તેની દુર અંદેશાવાળી બાનુને શેહ નશાહની વાતપર ભરોસો આવયો નહી. એ ડચેસે ધા રયું કે શેહનશાહ દગો કરશે. માટે તેણે એક ઘરસથને તે શેહનશાહ પાસે મોકલયો. તે ઘરસથે જઈ જણાવયું કે કીલ્લો લેવો હોયતો કોનરડે ડચેસની એક અરજ કબુ લ રાખવી. તે એમકે એ બાનુ પોતે તથા એની સાહે લીઓને પોતાને તથા તેઓ પોતાની સાથે જે કાંઈ કીમ તી વસતુ લઈ જવા માગે તે શેહનશાહના લશકરમાંથી કોઈ સલામતીની જગોએ જવા દેવાને શેહનશાહે પોતાનાં ખ રાં ઈમાનથી પરવાનગી આપવી. એ અરજ કોનરડે તુર ત કબુલ રાખી. તેણે ધારયું કે તે સ્ત્રીઓ પોતાની સાથે જર જરીઆન તથા બીજી તેવી કીમતી વસતુ લઈ જશે. મગર ડચેસેતો કાંઈ વધારે સરસ માલ સારૂ તે રજા મં ગાવી હતી. જારે શેહનશાહના ખરા વચન સાથની પ રવાનગી આવી તારે, શેહનશાહની સામને બલતવારીથી લડાઈ કરનારા સરદારોની બાએડીઓને એ સ્ત્રીએ પોતા ની આગળ બોલાવી. તેઓને કહયું કે "આપણે પોત પોતાના ભરથારોને ખાંધપર લઈ કીલ્લામાંથી બાહેર ની

કળી ચાલતાં થવું!" એ પરમાંણે કોનરડ શેહનશાહ જોઈને ઘણો અચરત થયો કે પેહલાં ડચેસ આવ બવેરી આ, પછી કાંઉટેસો, પછી બારનેસો તથા બીજી નાજુક બા નુઓ મોહટી મેહનતથી પોત પોતાના ભરથારોને ખાંધ ઉપર ઉપાડીને એક પછી એક જવા લાગી. જેઓને સ ખ્ત સજા કરવાને શેહનશાહ વીચાર રાખતો હતો તે ઓતો એ પરમાણે છટકી જતા હતા. પણ કોનરડ પો તાના કોલથી મજબુત બંધાએલો હતો તેટલાજ મારે ન હી, પણ એ સ્ત્રીઓની આવી રૂડી રીત જોઇને, તેઓના ભરથારોને દુખ આપવાથી અચકયો. તેણે દીલથી આ ફરીન કરી એવી બાએડીઓના હેત અને હીમતની ખા તર તેઓના ભરથારોને માફી બખશી. તેઓની સરદાર ડચેસ આવ બવેરીઆની દાનાઇ તથા તદબીરની ઘણી તારીફ કીધી. તે બાનુને તથા તેની સાહેલીઓને માન દેવાને શેહનશાહે એક મોહટી જેઆફત આપી. તારપ છી ડીઉક ગેલફ સાથે સુલેહ કરવાના કોલ કરાર ચલાવ યા. એ પરમાણે એ ડીઉકનો તથા ઉએનસ પરગણાના કીલ્લા અને નગરનો ઉગારો થયો.

---

## મડમ કલાપસ્ટાક.

જરમનીના નામીચા કવી કલાપસ્ટાકની મીટા નામ ની બાએડી હતી. મીટા સુલર ઈ૦ શ૦ ૧૭૨૮ મા હાં મબર મધે જનમી હતી. એ સ્ત્રીને નાધપણથી વીદીઆ એલમપર પેઆર હતો. તે ઈંગરેજી, ફરેનચ તથા ઈટા

લીઅન ભાષા શીખી હતી. ગરીક તથા લાટીન એલમ થી વાકેફ હતી. પોતે વીદવાન હોવા સાથે બીજા વીદ વાન લોકને ઘણી ચાહાતી હતી. મીટા પરણી તેની આ ગમચ કલાપસ્ટાકનુ બનાવેલું "મીસાયા" નામનુ કવેત તેના હાથમાં આવયું. તે વાંચી તેના બનાવનારની બુ ધ્ધીપર એ મોહીત પડી. જેમ ચકમક અને લોહડું મ લે અને આતશ ઝમકે તેમ એક બુધ્ધીવાન આદમીના મનની ઉમદા બનાવટ બીજાં બુધ્ધીવાન આદમીના મન સાથે મલયાથી મોહબતની ચીનગારી ઝમકી. મીટા મુ લરે કલાપસ્ટાકને મલવાને ખાએશ કીધી. સારાં ભાગ્યે ગે કલાકપસ્ટાકે કોપનહેગન નગર જતાં હાંમબરનો રસ તો લીધો. તાંહાં એક ઘરસથની મારફતે એ કાબેલ પુરૂષ તથા સ્ત્રીની મુલાકાત થઈ. એ મુલાકાતને વખતથી બંધે જણાની દોસતી ચાલી. એ ભલી દોસતીએ આગળ જ તાં વધારે બારીક રૂપ લીધું. શેઆણી મીટાએ જોઈ લી ધું કે કલાપસ્ટાક જેવો બુધ્ધીવાન તેવોજ સોહામનો ત થા સંધી પરકારે પરમાણીક જુવાન પુરૂષ હતો. તેના મનમાં આવયું કે લગન કરવાંતો એવાજ લાએકીવાળા મરદ સાથે કરવાં કે સંસારના ઉતમ સુખ સારી પડે ભો ગવવાને બની આવે. એઓની પેહલી ઓળખાણ ઈ૦ સ૦ ૧૭૫૧ માં થઈ, તારપછી તરણ વરસે એઓનાં લગન થયાં. તેટલાં બંધે જણાં એક બીજાના સદગુણોપ ર દનપરદન વધારે ફીદા થતાં ગયાં. મીટાની આએ તેને એમ પેગાના મરદ સાથે પરણાવવાને અટચણ લીધી. ... કરતાં તેનો ભરથાર મરણ પામયો. એ બનાવથી આધાર ને કેટલોક વારસો મલયો. આપર તેનો આએ

હયો નહી. પણ માની મરજીની વીરૂધ ચાલી લગન ક
રવાને એ રૂડી અબલાને ગમયું નહી. માટે કાલાવાલા
કરી મીટાએ માને ફુસલાવા માંડી. અંતે મીટાની ટક
રારનુ વાજબીપણું સમજી લઈ તેને કલાપસ્ટાક સાથે પર
ણવાની પરવાનગી તે માએ આપી. પરવાનગી આ
આપી એટલુંજ નહી પણ તે ઇસવરનો ઉપકાર માનવા
લાગી કે તે સાહેબની મેહરબાંનીથી તેની હુજત ઘણો
વાર ટકી નહી બાકી કલાપસ્ટાક સરખો કીમતી જમાઈ
ખોવો પડત.

ઉપર જણાવયા પરમાણે મીટા તથા કલાપસ્ટાકનાં
લગન થયાં. સદાચરણી મીટાએ ખુબ વીચાર કરી જે
ભરથાર લીધો તેનાથી તેનુ દીલ કણુ આજુરદા થયું નહી.
તેને સદા એવું વીચારવાને સબબ મલતા કે તેના સર
ખી સુખી બાએડી દુનીઆમાં બીજી કોઈ હોય નહી.
એવી બાએડીથી ભરથારને પણ બહુ સુખ મલતું. એ
ધણી ધણીઆણી એક બીજાનાં સુખનાં ભાગીઆં તેમજ
કામકાજમાં અરસ પરસ મદદગાર થઈ પડયાં. તેઓ એ
ક બીજાને કેવાં અગતનાં હતાં તે તેઓના હાથનાં લખે
લાં પતરોથી સારી પડે સમજાએછે. એટલા માટે તેઓ
ના લખેલાં પતરોમાંથી બે ફકરા અતરે ટાંકયાછે. એ
ઓનાં લગન થયા પછી ચાર વરસે એટલે ઈ૦ સ૦ ૧૭૫૮
નાં મેએ મહીનામાં મીટાએ એક મીતરને લખેલાં કાગ
લમાં જણાવયું કે "મારા ભરથારના કવેતા સંબંધી તમોને
વાકેફ કરવાનુ કામ મને આનંદકારક છે. એ કામ કોઈ
બીજું આદમી મારા કરતાં વધારે સારી પડે કરી શકે ન
હી કેમકે તે કવેતાનો જે ભાગ છપાયો નથી તે વીશેખી

હું જાણીતીછું. તે કવેતોના જુદા જુદા ભાગો જોડતી વ
ખત હું સદા હાજર રહુંછું. હમો ધણી ધણીઆણી એ
ક બીજાંને ઘણાં ચાહીએ છઇએ માટે તમો વીચારી થ
કશો કે હમોને બે ઓરડાની જરૂર નથી. હમો સદા
એકજ ઓરડામાં રહીએ છઇએ. હું મારૂં કામ હાથમાં
ઝાલી ભરથારનો મીઠો ચેહરો જોયા કરૂંછું. તે કેવો સા
રો લાગેછે ! મારો ધણી પોતાનાં કવેતો મારી આગળ વાં
ચેછે. તે કવેતોપર હું જે ટીકા કરૂંછું તે સરવ તે ધ્યા
નમાં લેછે." એ ટીકા કેવા મોતેબર તથા તેનાં કવેતમાં
સુધારો કરાવનારા હતા તે કલાપસ્ટાકના પોતાના શબ્દો
થી સમજી શકાશે. તેણે બાએડી વીશે લખ્યુંછે કે "તે
નો સવાદ કેવો સંપુરણ ! તેની સમજ કેવી સારી ! તે સંધી
બીનાં તપાસતી. હરેક વીચારની દરએક વક્રણપર ધ્યા
ન આપતી. હું માતર તેના ચેહરા તરફ જોતો એટલે
મને માલુમ પડતું કે કોઈ હરફ વરીક તેને ગમતો અ
થવા અનગમતો હતો. તેણે લીધેલા વાંધાનો હું સબબ
પુછું તારે તે ખોલાસો કરતી. ને ખોલાસો એવો મોતેબ
ર દલીલોથી અને ખુબી ચેત કરતી કે તેના વીચારના
વાજબીપણા વીશે મારી ખાતરી થતી. જારેથી હમો
એક બીજાનો ખોલાસો કરવા બેસતાં તારે અમને કશો વાં
ધો રેહતો નોહતો. એવો હમારો સ્નેહ હતો." [illegible]
રૂડી બાએડીનાં ક વખતે મરણથી તેના ભરથારને [illegible]
બતાં અતીઘણું દુખ થયું હશે. [illegible]
વાવને વખત ... [illegible]
૧૭૫૮ ના નવેમ્બર મહીનામાં મરણ.

# કારોલાઈન હરશેલ.

એ કાબેલ સ્ત્રી નામીચા ખગોલ શાસ્ત્રી સર ઉઈલી અમ હરશેલની બેહન થતી હતી. એ સ્ત્રી ભાઈપર અ તીઘણો પેઆર રાખતી હતી. જારે તે પોતાની મોહટી દુરબીન બનાવવામાં રોકાતો હતો તારે ઘણીવાર જમવા નેબી વીસરી જતો હતો. તેવે સમે કારોલાઈન તેની ન જીક ખાનુ લાવી જેમ બચાંને ખવાડે તેમ ખવાડતી હ તી. એ પરમાણે હાથમાંનુ કામ ચાલુ રેહતાં તેનુ પેટ ભરવાનુ કામબી થતું હતું. એ પરમાણે જે ભાઈને પેઆ રથી જમાડતી તેને સુખ આપવાને બીજી અનેક પરકા રની મેહનત પણ કારોલાઈન કરતી. વીદીઆ સંબંધી જે ઉતમ સોધ કરવાના કામમાં એ કાબેલ પુરૂપ ગુતેલો હતો તેમાં એ બેહન શાંમેલ થઈ. સર ઉઈલીઅમે ખગો લ શાસ્ત્રમાં કરેલા વધારાનાં કામમાં તેની બેહન કારોલા ઈન તેની મુખીઅ મદદગાર હતી. એ બેહન કાંઈ ફર માવેલું કામ કરીનેજ રાજી થતીતી નહી. પણ ભાઈ જે મતલબથી મેહનત કરતો હતો તે મતલબ સારી પડે પાર પાડવાને તદબીર રાખતી હતી. નવી સોધોને માટે તે જે કાંઈ કરતો હતો તેમાં મદદ કીધાબાદ પોતાની જાતે બી તેવી સોધ કરવાપર ચીત લગાડતી હતી. તારા વરત વાનાં કામ સંબંધી એ નામદાર બાનુની આખી દોરને વ ખત એ નામીચી સ્ત્રી શીતારાઓની ચાલ તપાસવા અ ને તેઓની ગણતરી કરવામાં મસગુલ રેહતી. એણે પો તે ચાર ધુમકેતુ સોધી કાહડેલા કેહવાએછે. તેઓમાંનો એક તા૦ ૧ લી આગસટ ૧૭૮૬ ને દીને. બીજો તા૦

૨૧ મી ડીસેંબર ૧૭૮૮ ને દીને. તીજો તા૦ ૭ મી જાનેવારી ૧૭૯૦ ને દીને. ચોથો તા૦ ૮ મી અકટોબર ૧૭૯૩ ને દીને. કારોલાઈનના ભાઈનાં મરણ પછી એ બાનુ ઈંગલંડ છોડી પોતાને જનમ દેશ શ્રી હાનોવર ગઈ. એની સાથે મલી સર ઉઈલીઅમ હરશલે સોધી કાહડેલા હજારો નેબ્યુલી (તારાના ઝુંમખા) નો ક્રોસ એણે હાનોવર શેહરમાં બનાવયો. તે સને ૧૮૨૮ નાં વરસમાં છપાઈ પરગટ થયો. એ કામ માટે ઇંગલંડની આસટરોનામીકલ સોસાએટીએ એને સુનાનો મેડલ ભેટ આપયો. એની કાબેલીઅત માટે પુરૂશીઆના રાજાએ એને એજ મીશાલે માન આપયું. બીજી વીદવાન મંડલીઓ પણ એને આબરૂ આપવાને ચુકી નહી. સરકાર અને પરજાએ એને એક સરખી શાબાશી આપી.

વીદીઆ ભણેલી સદગુણી સ્ત્રી મનુષ જાતને ઉપયોગની વીદીઆમાં વધારો કરનારી, પોતાના કબીલાનાં આદમીઓને અગતનાં કામમાં મદદ કરનારી, કુલનુ નામ વધારનારી તથા પોતાને સારૂ મોહટી આબરૂ મેલવનારી થઈ શકેછે તેનો કારોલાઈન હરશેલ જાણવા જોગ દાખલો છે.

---

## એક દેશહીતકારી અબલા.

ઈ૦ સ૦ ૧૮૧૩ નાં વરસમાં ફરેંચ લોકે કરેલા હુમલાની સામને થવાને પોતાના રાજાને શકતીવાન કરવા સારૂ પુરૂશીઆ દેશનાં લોકે પોત પોતાથી બની આવતી મદદ કરવા માંડી. એ વેળા સીલીશીઆ પરાંતમાં એ

.ક અબલા હતી. તેના પહોસીઓ તથા પઈશાવાળાં બે શીઓએ લડાઈના ખરચ સારૂ પોત પોતાની ગુજાસ માફ ક મદદ આપી. તેજ પરમાંણે પોતાની ગાંઠથી કાંઈ આ પવાને એ અબલાનું દીલ થયું. પણ એ બીચારી પાસે કાંઈબી નાણું અથવા કીમતી વસતુ હતી નહી. એ ખ રેખર સ્વદેશ હીતકારી હતી. પોતાના રાજાને મદદ કર વાના કામમાં કાંઈબી ભાગ લેવાને ઘણીજ આરજુમંદ હ તી. એવી ભલી ઈચ્છા મુજબ કામ કરવાને તેણે પો તાને તદન અશક્ત જોઈ તારે અતીઘણી દીલગીર થવા લાગી. બલાપા સાથે વીચાર કરતી રહી કે કોઈબી ભ લો ઈલાજ સુજ પડેતો તેપર અમલ કરી દેશના લાભનાં કામમાં મદદ કરે. તેટલાં તેના મનમાં આવયું કે "મારી પાસ બીજું કાંઈ નથી તો ચીંતા નહી. મારાં માથાંપર ના બાલ ઘણા સુંદર છે. તે વેચી જે આવે તે લડાઈના ખરચ મારેનાં ફંડમાં ભરી આઉં." એવો વીચાર કરી તે એક બાલવાળાને તાંહાં ગઈ. તેનાં જલ્ફા જે તેના ચંદર સરખા ચેહરાનું મુખીઅ અલુપણ હતું તે ઉતાવળે કપાવી વેચી કાહાડીઆં. તેની કીમતના બે ડાલર મલ યા તે તુરત સરકારમાં લઈ જઈ લડાઈના ખરચ સારૂ આપયા. પણ એ સ્ત્રીના શરીરની મુલ શોભા કાહડી ન ખાવવાનુ કારણ તે બાલ વાલાએ પુછી લીધું. ખરી બીના સાંભળી તે ઘણો અચરત રહયો. તેણે તે બાલની પોંહ ચીઓ તથા તેવાં બીજાં અલુપણ બનાવયાં. સંધો હે વાલ જારે ગામમાં ફેલાયો તારે પેલી દેશનુ હીત ઈચ્છના રી અબલાની સંધે ઠેકાણે મોહોટી વખાણ થઈ. તેના બાલનાં ઘરેણાંથી પોતાના શરીરને શીનગારવાને કુલવંતી

નાજનીઓ આતુરતા ભરેલી થઈ. થોડાવારમાં પેલી સંધી પોંહચીઓ ઈતીઆદી ખપી ગઈ. એ વેચાણથી બાલ વા ળાને એકસો કરતાં વધારે ડાલર ઉપજયા. તે રાંધા તે ણે લડાઇના ખરચ સારૂ સરકારમાંજ ભરયા.

---

## હાખેન.

રાહીન નદીને કાંડે બોન નગરની પડોસમાં ઉડોરફ ગામમાં એક પવનચકીવાળો રેહતો હતો. તેને તાંહાં હાખેન નામની એક જુવાન સ્ત્રી ચાકરી કરતી હતી. એ સ્ત્રીને હેનરીક બાટલર નામના એક પુરૂષ સાથે ઓળખા ણ થઈ. આગળ તેઓનાં લગન થાય એવું હતું. એ મરદ હાખેનને મળવાને તેના સેડના ઘરમાં આવતો જ તો હતો. એક રવીવારે તેના સેડનાં કુટુંબનાં સંઘાં આ દમીઓ પાસેના ગામનાં દેવલમાં બંદગી કરવાને ગયાં. તે સેડનો આસરે પાંચ વરસનો એક છોકરો તથા હાખે ન માતર ઘરમાં રહેલાં હતાં. તે વખત સાંધી હેનરીક હાખેનને મળવાને આવયો. હાખેને તેને થોહોક નાસ તો ખાવાને આપયો. ખાતાં ખાતાં તેણે એક છરી ની ચે નાખી અને તે ઉંચકી આપવાને હાખેનને અરજ કીધી. તે મુજબ તે સ્ત્રી તે ઉંચકી આપવા લાગી. તેટ લાં હેનરીકે પોતાના દગલામાંથી ખંજર કાહડયું. હાખે નને બુમો પાડવાથી અટકાવવા સારૂ તેને ડોકીમાંથી મ જબુત પકડી. પછી તેના સેડના પઈસા રાખવાની જ ગો વીસે પુછયું. તે બતાવી આપવાને હાખેન જો આ

નાકાની કરેતો તેને મારી નાખવાની ધાસતી એ નાલા એક મરદે આપી. તે ધાસતી અમલમાં લાવવાને તેણે સોગંદ વટીક ખાધા. એવો મામલો જોઈ હાબેન તાજુ બ થઈ બીધી. હેનરીકને સમજુતીથી ઠેકાણે લાવવાને તેણે વેતરણ કીધી તે વેરથ ગઈ. તે ચંડાલને નરમ પાડવા તથા તેના દુપટ ઇરાદાથી વારવાની કસી ઉમેદ રહી નહી. પોતાનો જાન ખોવો, અથવાતો સેઠ સાથે વીસવાસ ઘાત કરવો, એવા બે ઈલાજ શીવાએ હાબેનને બીજું કાંઈ સુજયું નહી. એવે બારીક સમે એ જુવાન સ્ત્રીએ જીવ કરતાં ફરજને પેઆરી ગણી. સેઠ સાથે વફાદારી કરવાને તેણે ઠરાવ કીધો. પણ બનતાં સુધી પેલા દગલબાજ મરદની ચુંગાલથી પોતાનો જીવ બચાવવાનેબી એ સ્ત્રીએ ઘટતું ધારયું. તેને સમજુતીથી વારવાની તકરાર વેરથ ગઈ તારે જાણે તેને રાજી કરવાને તઈઆર હોય તેવુ સોલ એ ડાહી સ્ત્રીએ બતાવયું. નરમ સાધે તે બોલી કે "જે બનવાનુછે તે કાંઇ મટતું નથી. પણ જો તું મારા સેઠના પઈસા લઈ જવાનોજ હોયતો તે પઈસા સાથે મનેબી લઈજા. કારણકે ચોરી થયા પછી સેઠનો બરાંત મારીપર રેહશે. તે સબબને લીધે સેઠ મને તોના મારયા કરશે તે મારીથી સહન થશે નહી. વાસતે તું મને પોતાની ચુંગાલથી છોડ, કેમકે જાંહાંસુધી મારો ટોરો પકડી એસો તાંહાંસુધી મારીથી ઝાજું બોલી તથા સેઠની નાંણું રાખવાની જગો બતાવવાને જઈ શકાતું નહી. તું શીતાબી કર નહીતો મારો સેઠ દેવલમાંથી પાછો આવી જશે તો સંધું રહી જશે." એવી વાત સાંભળી હેનરીક સમજયોકે હાબેને તેની મરજી કબુલ રાખી. તેણે તેનો ટો

ટો છોડયો. બંધે જણાં નાંણું રાખવાની જગોએ ગયાં. હાબેને વેહલી વેહલી તીજોરી દેખાડી. તે બાંજવા સા રૂ એક કોવાડી વગર માંગવે કાહડી આપી. પછી હેન રીકને કહયું કે "આ કોવાડીથી તે ઉંગાડ તેટલાં હું માળાપર જઈ મારા એકઠા કીધેલા પગાર તથા બીજી કી મતી વસતુ લઈ આવુંછું." એ પરમાણે સંધી પાંતીએ તેની મરજી પરમાણે ચાલવા હાબેનને તઈઆર જોઈ હેન રીક પુરો છેતરાયો. તેણે તેને ઉતાવળે જઈ આવવાને કહયું. હાબેન ઓરડાની બાહેર નીકળી. પણ માળાપર જવા ને બદલે તે વાંકી ટીકી ચાલમાં ફરી વળીને પાછી પેલા ઓરડા આગળ આવી. હેનરીક ચોરીનું નાંણું પોતાની પાસે સંતાડવામાં ખુબ મસગુલ હતો. તેટલાં હાબેને આ સતે રહી શીતાબીથી તે ઓરડાનુ બારણું બંધ કીધું. બા હેરથી કલ દઈ તે ચોરને ઓરડામાં કેદ કીધો. એ પર માંણે દરવાજો બંધ કરી કલ દેવાનુ કામ એક પલકારા માં કીધું. તારપછી ઘરનાં આંગણાં તરફ આવી. તાંહાં સેડનો નાહાનો છોકરો તેની નજરે પડયો. તેને તાકીદ કીધી કે બાપને જઈને કેહવું કે ઘરમાં તુરત આવવું ન હીતો એક કરતાં વધારે ખુન થવાનાં. તે છોકરો દોડી ગયો. એમ કીધા પછી એ સ્ત્રીએ જાણયું કે હવે કાંઈ ચીંતા નહી. તે છોકરાથી તેનો હેવાલ જાહેર થવાનો અને મદદ આવી લાગવાની. હાબેન થાક અને ચીંતા થી બેહોશ સરખી થઈ ગઈ હતી. તે બાહેરના દરવાજા આગળ બેસી વીસામો ખાવા લાગી. તેટલાં ઉપરથી સી પડીનો અવાજ આવતો તેણે સાંભળયો. તે અવાજ હે નરીકનો હતો. તે બંધવાએ ઉપરથી બારી ઉંગાડી બાહે

ર ઉભેલા કોઈ રાગતીને ઈશારત કરી હુશીઆર કીધો બુ
નો પાડી એ ચડાલ બોલયો કે પેલા છોકરાને પકડવો અ
ને ઘરમા આવી હાએનને જીવથી મારવી એવુ સાલ
ળી હાએને ધારયુ કે તે ખાલી ભપકો કરતો હતો તો
બી હુશીઆરી રાખી આસપાસ જોવા લાગી તેટલા એ
તરમા છુપી રહેલો એક પુરૂષ બાહેર નીકળયો તેણે પે
લા દોડતા છોકરાને પકડી લીધો તેને બગલમા ઝાલી
તે મરદ હાએન તરફ આવવા લાગો તે જોઈ હાએને
તુરત ઘરમા દાખલ થઈ બારણુ બધ કીધુ સેઠ આવે તા
હાસુધી તેના ઘરનો બચાવ કરવાનો ઠરાવ એ નીમખ હ
લાલ સ્ત્રીએ રાખયો જીવ જાએ તોબી એ ઠરાવ નહી
ફેરવવાનો તેનો નીસચય હતો પેનો બાહેરનો ચોર સી
ડીડી ઉપર ચહડી લાકડાના કટેરાની બારી વાટે મોહરી
છરી બતાવી ધાસતી આપવા લાગો બારણુ નહી ઉ
ગાહેતો તે ભાજીને અદર દાખલ થવાની વાત કીધી તે
ટલા હેનરીક ઉપરથી બુમો પાડવા લાગો કે હાએન
બારણુ ઉગાડે નહીતો એ હેવ્ળવાળો ચડાલ એ સ્ત્રીની
નજર આગળ પેલા છોકરાને છરી ભોકી મારવો એવા
ધાસતી ભરેલા સખુનોથી હાએનને અતીઘણો કમકમાટ
છુટયો પણ તેણે ચીત ઠેકાણે રાખી વીચારયુ કે બારણુ
ઉગાડવુ દરૂસત નોહતુ છોકરાને મારી નાખવાની ખા
લી ધમકી હતી કેમકે તે ખુન કીધાથી તે ચોરોને ક
સો ફાએદો થાય એવુ હતુ નહી પણ બારણુ ઉગાડતે
તો તેનો જીવતો ખચીત જતે અને સેઠના નાણાબી લુ
ટાતે વાસતે સરવથી સરસ મારગ એજ હતો કે બાર
ણુ બધ રાખી ઈસવરપર ભરોસો મેલી ખોટી રેહવુ એ

મારગ હાબ્બેને અખતીઆર કીધો. પેલા બાહેરના ચંડા
લે જોયું કે ઉપલી ધમકીથી કસું વળયું નહી તારે તે ઘર
ને આગ લગાડી મેલવાની તેણે ધાસતી આપી. પણ
હાબ્બેને ખુદાપર ભરોસો રાખી કસી દરકાર કીધી નહી.
પેલો ચોર બગલમાંના છોકરાને નીચે મેલી આગ લગાડ
વાના સાજન સારૂ આસપાસ જોવા લાગો. તેટલાં દેવા
લનાંનુ એક મોહટું બાંકું તેની નજરે પડયું. જે જગોએ
ચકી ગોઠવેલી હતી તાંહાં એ બાંકું હતું. તેમાંથી થઈ ઘ
રમાં દાખલ થવાએ તેવું હતું. એવું જોઈ તે લુડા આ
દમીએ પાછો આવી પેલા છોકરાના હાથપગ બાંધી તેને
નીચે નાખયો કે ફરીને તે કેથો જાય નહી. બીજી તર
ફથી હાબ્બેન એવું ધારતી હતી કે જાંહાંસુધી બારણાં બં
ધ હતાં તાંહાંસુધી સંઘુ સલામત હતું. પેલાં બાકાં વીસે
તેને કસી ઈઆદ નોહતી. તે ચોર તેમાંથી અંદર આ
વવાની વેતરણમાં હતો. તેટલાં હાબ્બેને તે પવનચકી ચ
લાવવાનો વીચાર કીધો. એણે કાંઈ તે ચોરને અંદર
આવતો જોઈને તેમ કીધું નહી. પણ તેમ કરવાથી એ
વી મતલબ રાખી કે આદીતવારને દાહાડે પવન ચકી
ચાલતી જોઈ સઉ કોઈનુ ધેઆન તેપર લાગશે અને તે
નો સેક અચરત થઈ ઘર આવશે. એ ચકી ચલાવવા
નું કામ તે દર રોજ કરતી હતી. વાસતે આ વેળા તે
કામ કરતાં તેને ઝાજો વાર લાગો નહી. સર જલદીથી પ
વન ઉપર ઉડવા લાગા. જુદાં જુદાં ચકરો કરતાં થયાં.
સંચો સાંચો પુળ જોરથી ચાલયો. બાહેરનો ચોર બાંકા
માંથી ભરાઈ સાંચાપરથી અંદર આવતાં સાંચાંમાં ફસી
પડયો ! છટકામાં ઉંદર પકડાએ તેમ તે મરદ મોહટાં ડ

રમ હુઈલમાં સપડાઈ ગયો. તે (ચક્ર) ની સાથે તેબી આસપાસ ચકરી ખાવા લાગો. તેણે ઘભરાતમાં પડી બુમો પાડી. હાબેને ચોંકીને તાંહાં જોયુંતો સેફાર સજર પકડાએલો. એ બીચારીએ હવડાંજ જાણ્યું કે તે મરદ તે તરફથી ઘરમાં આવવાનાં ફાંફાં મારતો હતો. વાસતે હવે તેને છુટો કરવો ઠીક લાગ્યું નહી. કેમકે તેનો જીવ. કસી ધાસતીમાં હતો નહી. આસપાસ ચકરી ખાવા શીવાએ બીજી કસી વેદના તેને થાય નહી એવી જગોમાં તે આવી ગયલો હતો. એવી હાલતમાં ફસી જવાથી પેહલાંતો તેણે ચીરડાઈને ગાળો દીધી. પછી ધાસતી આપી. અંતે કાલાવાલાપર આવયો કે ચકી ફરતી થોભાવવી. પણ હાબેને તેનાં બોલવાને ગણકારયું નહી. તે મરદે પોતે ચકી થોભાવવાને ઘણાં ફાંફાં મારયાં પણ કાંઈ વળયું નહી. અંતે બેહોશ થઇ ચકરમાં પડયો. પડીનેબી આસપાસ ગગરતો રહયો. એવો તેનો હાલ જોઈ હાબેનને દયા આવી ખરી. પણ તેના સરખા દુપટ આદમીપર એ સ્ત્રીને ભરોસો આવયો નહી. માટે તેને બાહેર કાહડવા જેટલો વખતબી ચકી થોભાવવાને મન કીધું નહી. હવે જારે રવીવારે ચકી ફરતાં લોકોએ જોઈ તારે સઉ કોઈ વમાસનમાં પડયાં. હાબેનનો સેઠ મોહટી ફીકરમાં પડયો. તે દેવલમાંથી વેહલો વેહલો ઉઠી કેટલાક પડોસીઓ સાથે ઘર તરફ દોડી આવયો. પેલા હાથ પગ બાંધેલા છોકરાને રસતામાં પડેલો જોઈ સરવ કોઈ વધારે ઘભરાયાં. તે છોકરો એટલો બીધેલો હતો કે કોઈના સવાલનો કસો જવાબ આપી શકયો નહી. સરવ લોકે ઘર પાસે આવી બારણું ઠોકયું. હાબેને તેઓને અંદર લ

ઇ સંધી હેવાલ જાહેર કીધો. એ વફાદાર અને સમય સુ ચકતા વાળી સ્ત્રીએ બન્નેને વખતતો ઘણી છાતી રાખી હતી. પણ હવે તે બેહોશ થઇ ગઇ. તે ઘણી મેહનતે પાછી હોશમાં આવી. પેલી ચકી ઉભી રાખી પેલા ચોર ને બાહેર કાહડયો. હેનરીકનેબી પેલાં નાંણાં સાથે પકડ યો. તેઓને બોન નગર કેદ મોકલયા જાંહાં તેઓને લાં એકતુ શાસન તેઓને મલયું.

જે લાએકીવાળી જુવાન સ્ત્રીએ ઉપર જણાવેલું પરા કરમ કીધું તેને વીશે બીજું એટલુંજ જણાવવામાં આવયું છે કે તેણે પોતાના સદગુણોથી સેડના કુંટુંબનાં લોકનો દ નપરદન વધારે પેઆર મેલવયો. ઇમાનતદારી, ઉદીઓ ગ, ડાહપણ અને ભલમણસાઈ માટે સેડના વડા છોકરા એ તેને બાએડી તરીકે પસંદ કીધી. તેઓના લગન જ લદીથી થયાં. હાબેનનો જાંહાં જીવ જવાની એકવાર ધા સતી હતી તાંહાં ઘર ધણીઆણી તરીકે આબરૂથી તે જીંદગી ગુજારવા લાગી.

---

## સીબીલા.

ઇંગલંડ દેશમાં નારમન રાજાઓની હકુમત ચાલુ ક રનાર પેહલા ઉઈલીઅમનો રાબરટ નામનો એક દીકરો હતો. એ રાજકુવર જેરૂસલમ ફતેહ કરવાને તે તરફ લ ડાઈમાં ગયો તારે એની બાએડી સીબીલા એની સાથ ગ ઈ. રાબરટે બાહદુરીએ કરી મોહટું નામ મેલવયું. દુશમ નોથી તેને કસી હાંની પોંહચી શકી નહી. પણ એક દ

ને એક ઝેહેરી સરપે તેને ડંખ્યો. વઈદોએ જણાવ્યુંકે તેને ડંખેલી જગોમાંથી કોઈ આદમી વીખ ચુસી લીએ તો તે રાજકુવરનો બંચાવ થાય નહી તો કે તે ખચીત મરણ પાંમે. જે આદમી તે વીખ ચુસી લીએ તે કુવર ને બદલે મરણ પાંમે એવી ધાસતી સુરવને લાગી. એ વું જોખમ ભરેલું કામ કરવાને કોઈ રાજી થયું નહી. પ ણ તેની ઉદાર દીલની ધણીઆણી સીબીલા તેનો જીવ બં ચાવવા સારૂ પોતાના જીવનો ભોગ આપવાને તઈઆર થઈ. રાબરટે પોતે જીવતો રેહવા સારૂ બીજાં કોઈ આ દમીને અને મુખ્પીઅ કરી બાએડીને મરવા દેવાની વા ત ધીકારી કાહાડી. પણ ભલી સીબીલાના ઠરાવની આ ગળ રાબરટનો વીચાર રદ ગયો. તે બેમાર પડેલો હતો તેટલાં એ સદગુણી સ્ત્રીએ તેના જખ્મમાંથી સંધુ જેહર ચુસી લીધું. એ પરમાંણે ભરથારને સલામત રાખવાને એ પતીવરતા બાએડી મરણ પાંમી.

---

## જોઆન આવ આરક.

આસરે ઈ૦ સ૦ ૧૪૨૯ ની શરૂઆતમાં ઇંગરેજોએ ફરાંસ દેશના ઘણા ખરા ભાગની મુલકગીરી કરી લીધી હ તી. આરલીઅનસ શેહર શીવાએ બીજી કોઈ અગત ની જગો ફરેંચ રાજા ચારલસના હાથમાં રહી નહી. એ શેહરપરબી ઈંગરેજોએ મજબુત નાકાબંધી કરી લીધી. ત જો ઇંગરેજોને હાથ આવતતો પછી ચારલસ રાજાને ના હસી જઈ પારકા દેશમાં ભટકતો ફરવા શીવાએ છુટકો રે

હત નહી. એ પરમાંણે ફ્રાંનસ દેશ બરીટીશ સલતનતનો ભાગ થઈ પડવાની બારે ધાસતી ચાલી. તે સમે શ્રી કો મરમીના એક ગામડીઆની દીકરી જોઆન આવ આરકે મોહટી મરદાનગીથી એ દેશનો ઉગાર કીધો. એના બાપનુ નામ જેમસ તથા માનુ નામ ઈસાબેલ કરી હતાં. એઓ પોતાની હાલત કરતાં વહુડતે દરજજેની કોઈ કેળવણી બચાંઓને આપી શકીઆંતાં નહી. પણ ગામડાંની બીજી ઓરતો કરતાં ઈસાબેલ પોતાનાં છોકરાંઓને નીતીના સબકો આપવાને વધારે ખબરદારી રાખતી હતી. જોઆન ઈ૦ સ૦ ૧૪૦૨ નાં વરસમાં જનમી હતી. ધરમ તથા નીતી સંબંધી સબકોપર સારી પહે ધેઆન આપી ઈસવર તરફની ફરજો સમજવાને એ નાહનપણથીજ ખાએશ રાખતી હતી. જે આદમી ઈસવર તરફની ફરજો સમજવાને શકતીવાન થાયછે તે આ દુનીઆમાં પોતાનાં દેશીઓ તથા બીજાં લોક તરફની મુખીઅ ફરજોથી અનજાણું અથવા તે ફરજ અદા કરવામાં પછાત રેહતું નથી. જોઆને જોયું કે બેગાના લોકો ગેરવાજબી રીતે તેના દેશની મુલુકગીરી કરી તે દેશ પાએમાલ કરી નાખતા હતા તથા તાંહાંના હકદાર રાજાને ઘણું દુખ આપતા હતા. એવો હાલ જોઆનથી ખમી શકાયો નહી. સ્વદેશનું હીત કરવાનો આતશ તેની છાતીમાં ચમકવા મંડપો. તેને મુકરર એવોજ વીચાર ઉપજયો કે પોતાનાં દેશને એ બેગાનાઓથી છોડવી રાજાનો હક બંચાવવાનું કામ કરવાને કોશેશ કરવી. રાત દીન એવા ખેઆલમાં પડયાથી થોડા દીવશ જતે તેને એવું લાગું કે જાંણે ગેબી અવાજ તેને કેહતો હોય

કે તેણે એ કામ બજાવવાને કમર બાંધવી. એ બીના તેને મોહડેથી સાંભળી બાપે તેને હસી કાહડી અને તે પરમાંણે તેને નહી ચાલવા દેવાને ખબરદારી રાખી. પણ જોઆને પોતાની અગતની ફરજ જાણી જે ઠરાવ કીધો હતો તે બાપની હરકતને લીધે તેણે છોડી દીધો નહી. તેના મામા ડુરાંડ લાકસટરની મારફતે તેણે એક બે સરકારી અમલદારોની મુલાકાત લીધી. તેઓબી તેને હસી કાહડી બોલયા કે "એવી કમતરીન ઓરતથી સું થઈ શકે!" એવા જવાબથી જોઆન નાહીમત થઈ નહી. વધારે કોશેશ કરી ઘણી મેહનતથી અને જુદા જુદા પુરૂષોના ડકા ખમયા પછી એ હીમતવાન ઓરતને સીનાનમાં રાજાની મુલાકત થઈ. તાંહાં કુનસ બજાવી બોલી કે ઈંગરેજોએ આરલીઅનસ શેહરપર કરેલી નાકાંબંધી છોડવી રાજાને રીમસ નગર લઈ જઈ તેને તાજ પેહરાવવાનું કામ ઈસવર એની મારફતે કરવાનો. એ જુવાન સ્ત્રીની એવી વાત સાંભળી રાજા તથા તેના સેવકોએ એને કેટલાક સવાલો પુછયા. તે સવાલોના જવાબ જોઆને એવી દાનાઈ તથા હીમતથી આપયા કે તેનાં બોલવાપર ધેઆન આપવાને ઘટતું ધારવામાં આવયું. જોઆનની મદદ લેવી કે નહી તે બાબે પરધાંનો તથા ઘરના મુખીઅ ઉપાધીઆઓએ વીચાર કરવા માંડયો તેટલાં ઈંગરેજો છેક આરલીઅનસ હાથ કરી લેવાપર આવયા. એવી અંતની સંકટને સમે હરેક ઈલાજ અજમાવવાને એ રાજાની સલાએ દરૂસત ધારયું. જોઆનના માગયા મુજબ તેને ઘોડો, હથીઆર, બખતર અને કેટલુંક લશકર આપયું. એ સ્ત્રીએ પોતાની રીતથી આસપાસનાં સરવ

લોકનાં દીલમાં હીમત ઉપજાવી. આરલીઅનસ શેહર
માંહેલાં લશકર તથા રેહેવાસીઓએ લડાઈ કરવાને ન
વેસરથી ઉલટ પકડી. તેઓપર ખુબ જપતી ભરેલી ના
કાબંદી હોવા છતાં જોઆને તદબીરથી તેઓને વાસતે શે
હરમાં ખોરાકી દાખલ કરાવી. તેઓને ભુખમરાથી આ
જેજ કરીને પણ તાબે થવાની ફરજ પાડવાની ઈંગરેજો
ની નેમ હતી, માટે તેઓને ખોરાકી પોંહચતેલી જાણી તે
ઓ ઉદાસ થયા. તેટલાં ફરીને હુમલો કરી ઈંગરેજોની
સફ કાપી મોહટી ફોજ સાથ એ સ્ત્રી સરદાર તે શેહરમાં
નાં લશકરની કુમકને સારૂ તા૦ ૨૯ મી એપરીલ ૧૪૨૯
ને દીને તેમાં દાખલ થઈ. જોઆનનું એવું કામ જોઈ
ફરેંચોને જેમ જેમ વધારે શુર છુટતું ગયું તેમ ઈંગરેજો
ધાસતી પકડતા ગયા. એ લોક એ વખતે સંધી પરકારે
ઘણા વેહમીં હતા. એઓ જોઆનને કોઈ જાદુગરની
સમજીઆ. એ સ્ત્રીની ઉસકેરનીથી કીલ્લામાનું લશકર
બાહેર આવી એઓ સાથ ખુબ લડાઈ કરવા લાગું. અં
તે એઓ ઘણા આજેજ થયા. એકજ બરૂજ એઓના
હાથમાં બાકી રહયો. તે છીનવી લેવાને જોઆને લશકર
સાથે હુમલો કીધો. રાબેતા મુજબ એ નામદાર એ વખત
બી હરોલમાં હતી. કોટની દેવાલ ઉપર ચહડી ધસારો
કરતાં તેને ગરદનમાં તીરથી સખત જખમ થયો. તેની
તરફવાળાઓ તેને ઉંચકી લઈ ગયા. ઈંગરેજોએ ધારયું
કે મરતતોલ જખમી થયાથી એ સ્ત્રી ફરી પાછી લડાઈમાં
આવનાર નહી, પણ જોઆનતો જખમ બંધાવી પાછી
મેદાનમાં આવી મરદાંનગી કરવા લાગી. એને દુરસ્ત
પાછી આવેલી જોઈ દુશમનોનો હોશ ઉડતા થયા.

આનનાં લશકરના મારાથી અકલાઈ તેઓ નાહસવા લાગ્યા. એ સમે તેઓના કેટલાક બાહદુર સરદારો તથા શીપાહીઓ નદીમાં પડી ડુબી મુવા. તા૦ ૭ મી મેએ ૧૪૨૯ ને દીને આરલીઅનસનો છુટકારો થયો. એ ફતેહથી જોઆનની કીરતી સંધે ઠેકાંણે ફેલાઈ. તેની ઉલટ, હીમત, હુશીઆરી અને હુનરની ઈઆદગારીમાં તેને આરલીઅનસની અબલાનો ખેતાબ મલયો.

આરલીઅનસનો છુટકારો થયા પછી જોઆન રાજાને રીમસ લઈ જઈ તાજ પેહરાવાની બાબદ વીચાર કરવા લાગી. પણ તે શેહર તરફ જવાને જે રસતો એણે બતાવયો તેથી જુદોજ રસતો રાજાના અમલદારોને પસંદ આવયો એ રસતો સંધો દુશમનોના હાથમાં હતો. તે પસંદ કરવામાં એ અમલદારોની મતલબ એવી હતી કે આરલીઅનસનો છુટકારો કરવાની સંધી કીરતી જોઆનનેજ મલતી હતી માટે હવે થોડી લડાઈ કરી તેઓ બી નામદારી મેલવી શકે. એમાં જોઆને ડાહપણ ખરચી કસો વાંધો લીધો નહી અને તે લોકને રાજી રાખયા. મારગમાં તેઓની સાથ રહી તેઓનાં લશકરને ઉલટ આપી ફતેહ કરાવતી રહી. આરલીઅનસ આગલથી નાહઠેલાં ઈંગરેજોના લશકરે જરગોના કીલ્લામાં વાસો કીધો હતો. તે કીલ્લાપર હુમલો કરી કોટની દેવાલપર ચહડવાને કોશેશ કરતાં એક મોહટો ફતર જોઆનની કોહોલામાં લાગયાથી તે નીચે ગગરી પડી. પણ એ શુરી શરદારે તુરત ઉઠી ઉભી થઈ પોતાનાં લશકરને ઉસકેરી વધારે જોરથી ધસારો કરી તે કીલ્લો હાથ કીધો. એ બનાવથી ઈંગરેજોની નાઉમેદીમાં વધારો થયો. સંધે ઠેકાંણે

થી તેઓ પાછા હટતા ગયા. ફરેંચો હુંબાલે લાગી તેઓ ને નસાડતા રહયા. એ પરમાણે જોઆનની મદદ તથા કુમકથી ચારલસ રાજા તા૦ ૧૬ મી જુલાઈ ૧૪૨૯ ને દીને શ્રી રીમસમા દાખલ થયો. બીજે દીને તેને તાજ પેહરાવવાની કીરીઆ થઈ. તે વેળા ઘણાં લોકે તેની ફર માબરદારી નવેસરથી કબુલ કીધી. તેનાં લશકરમાં હથીઆ રબંધ શીપાહીઓનો હુમેરો થયો. રેવાજ મુજબ તાજ પે હરાવવાની કીરીઆ પુરી થયા પછી જોઆન આવ આ રકે બતાવયું કે રાજાના સંધા નામીચા સરદારો એકઠા મલયા છતાં જે કામ નહી બની શક્યું તે એ સ્ત્રીએ કી ધું હતું, પણ એવાં પરાંકરમ માટે તે મનમાં કસી મગરૂ રી રાખતી નોહતી. એ સ્ત્રીએ ગુડંણ મંટીએ બેસી કુન સ બજાવી પોતેબી રાજાની ફરમાબરદાર પરજા હોવાનો એકરાર કીધો. ઘણી પરકારના ઉદાર વીચારોએ કરી આવતાં આંશુથી ભરેલી આંખો પાદશાહ તરફ કરી દુ વા દઈ બોલી કે "ઓ દરજાવાળા પાદશાહ! જે પરવરદી ગારે એવું ફરમાવયું હતું કે હું આરલીઅનસની નાકાંબં ધી છોડવી, તુને તાજ પેહરાવવા સારૂ હીઆં લાવીને તારા હકની પાસબાની કરવાની તે સાહેબની મરજી વી શે સાબેતી આપું, તે વીશેનું તેનુ ફરમાન મેં બજાવયુંછે."

ચારલસ પાદશાહને તાજ પેહરાવયા પછી જોઆન આવ આરકે વીચારયું કે તેનુ કામ પુરૂ થયું. તે પછી તે પોતાને ગામ જઈ આગળની માફક એકાંતમાં જીંદગી ગુજારવાને ખાએશ કરવા લાગી. પણ તે હાજર હોવા થી લશકરના સંધા શીપાહીઓપર ઘણી સારી અસર થ તી હતી. એ બીનાં ઇઆદ રાખીને રાજાએ જોઆનને

જવા દીધી નહી. એ સ્ત્રી કાંઈક નાખુશ થઈને બેઠી રહી. પણ રાજાનુ ભલું થતું હોય તે કરવામાં કસી કસુર કીધી નહી. તેણે ઇંગરેજોની તરફવાળા સરદાર ડીઉક આવ બરગંડીને એક કાગલ લખયો. તે કાગલમાં સારી પઠે જણાવયું કે તે સરદારે ફરાંસના રાજાની સામને લડાઈ કરવી છોડી દેવી કેમકે તેથી કસો ફાએદો થનાર હતો નહી. એમ કરતાં એ સરદાર લડાઇ કરવાનીજ ખાએશ રાખતો હોયતો બેહતર કે ખરીશટીઆનોના દુશમન મુસલમાન લોકોની સામને જઈ લડવું.

ચારલસ રાજા થોડા દાહડા રીમસ નગરમાં રહયા પછી થોડા ગાઉપર એક જગાએ જાતરા જવા નીકળયો. તેના મારગમાં જોઆનને પરતાપે સરવ કીલ્લેદારો તથા નગરોના રેહવાસીઓ તેને તાબે થયા. તીરથ કરવાની જગાએ ચારલસ રાજાએ જોઆનને મોહટી બખશીશ આપવા માંગી. પણ એ બેગરજ દેશહીતકારી સ્ત્રીએ સંધું નાપાડયું. માતર પોતાનાં જનમ ગાંમ શ્રી ડોમરમીને સંધાં કરથી જાવેદાન સુધી માફી બખંશાવી.

ઉપર જણાવયા પરમાંણે ફતેહ કરતાં કરતાં રાજાનુ લશકર શ્રી પારીસ સુધી આવી લાગું. તેમાના કીલ્લેદાર ઇંગરેજોએ શેહરના બંચાવ સારૂ ઘણી ખબરદારીથી ગોઠવણ કરી રાખી હતી. ફરેંચોએ તે ઉપર હુમલો કીધો. જોઆને હરોલમાં રહી કોટની પેહલી દેવાલ પાર કીધી. બીજી દેવાલ આગળની ચર પાણીથી ભરેલી હતી. એ વીશે એની તરફવાળાં કોઈ આદમીએ આગળથી એને ચેતાવીતી નહી માટે એ ઘણી અંદેશામંદ રહી. પણ એણે હીમત છોડી નહી. સાથેનાં આદમીઓને ઉલટ આ

પી ભાલા વડે તે ચરનાં પાણી માપવા લાગી કે કઈ તર ફથી તે પાર કરી શકાએ. એ વખત ફરેંચ લોકો પેહ લાંના જેવી છાતી રાખતા દીસયા નહી. પાદશાહનો હાલબી તેવોજ દેખાયો. તેનાં લશકરે દુશમનથી પીડ ફેર વવા માંડી. જોઆનને ફરીને ગુમાન આવયું કે ઇસવ રે તેને જેટલું કામ સોંપયું હતું તેટલું પુરૂં થયું માટે હવે તેણે પોતાને ઘર જવું દરૂસત હતું. હથીઆર છોડી બ ખતર એક દેવલમાં મેલી પોતાને ગામ જવાને તે બજી દ થઈ. પણ તેની હાજરી કેટલી બધી અગતની હતી તે ઇઆદ રાખી પાદશાહ તથા મુખીઅ પરધાનોએ તે ને તેમ કરવા દીધું નહી. શીઆલો પુરો થતાં સુધી આ શાએશ્ટ્ં લેવાને તેઓ પાછા દખણ તરંફ ગયા. એ વખ ત ચારલસ પાદશાહે જોઆનને તથા તેના ભાઈઓને અ મીરી દરજજે ચહડાવયાં. જોઆનથી તેવા દરજજાનો દબદબો રાખવાને બની આવવા સારૂ ઘટતો બંદોબસત કીધો. એ નામદાર બાનુના કબીલાને એવું માન આપ તાં પાદશાહે એકરાર કીધો કે એની મારફતે પરવરદીગારે જે ફતેહ રાજાને બખશી હતી તેનો ઉપકાર માનવાને તેણે એમ કીધું. એવું છતાં જોઆનાની સાદાઈ તથા સા લેસાઈમાં કસો ફેરફાર થયો નહી.

બસંતની મોસમ શરૂ થતાં ફરેંચ લશકર પાછું ઓ તર તરફ ગયું. કોંપેની કસબાની નાકાબંદી ઇંગરેજોએ કીધેલી હતી તાંહાંની ફરેંચ ફોજની મદદે જોઆન જઈ લાગી. તેને જોઈ તે ફોજને હીમત આવી. દરૂ કી લ્લામાં દાખલ થઈ બીજે દીને દુશમનોપર હુમલો ... જોરથી આગળ વધી પેહલાંતો તેઓને હટાવ...

છળથી તેઓની કુંમકે મોહટી ફોજ આવી લાગી. તેઓ એ જોઆનને ચોતરફથી ઘેરી લીધી. એ સ્ત્રીની કીરતી-ચોતરફ પથરાયાથી ફરેંચ અમલદારો છાંએડ પડી ગયા હતા. તેઓએ અદેખાઈના મારયા અથવા સામાવાળાઓ સાથે સમજુતી રાખી આ વેળા એ બાનુંના બંચાવ સારૂ કસું કીધું નહી. એની તરફનું સંધુ લશકર નાહસી ગયું. એ પરમાંણે જોઆન દુશમનોની બેહદ સંખીઆને વચે એકલી રહી ગઈ. પણ તે કોઈ વાતે બીધી નહી. જેમ એક વાઘંણ હીમતથી પારધીઓની સામને થાય તેમ એ મરદાને બાનુએ પોતાનો બંચાવ કીધો. તેણે એવી હીમત તથા હુનર બતાવયા કે તેથી સરસ કોઈ લડાએક પેહલવાંન બતાવી શકે નહી. પણ બેહદ દુશમનોની સામને એકલી સું કરી શકે ? ઈંગરેજોએ તેને કેદ પકડી લીધી.

જોઆન આવ આરક કેદ પકડાયા પછી તેના દેશી લોકે તથા બેગાના દુશમનોએ તેની તરફ એવી જુલમાત ભરેલી ચાલ ચલાવી કે તે લખતાં તથા વાંચતાં ઘણો કંટાલો આવયા વીના રેહ નહી. એટલુંજ જણાવવું બસ છે કે એ નેક હેદાઅતની દેશહીતકારી સ્ત્રીપર જાદુ કરવા તથા મરદનો પોશાક પેહરવા માટેનો ગુનાહ કરવાનો વાંક મેલવામાં આવયો. જેવી મુરખાઈ તથા કપટથી એ અપરાધ મેલાયો હતો તેવીજ મુરખાઈ તથા ગેરવાજબીપણે એનાપર તે લાગુ પાડયો. પણ ઘાતકી શતરૂઓ તથા તાબેદાર, લુચ્છા અને લાલચુ ઈનસાફ કરનારાઓબી એ પરમાંણે સેહલી રીતે તેનો જીવ લેવાને પેહલાંતો શરમાયા. તેઓએ તેને કેદ રાખી એવી તેહકી

ક કીધી કે ફરીને મરદનો પોશાક લેવો નહી. જે ના લાએક પુરૂષોએ પરમાણીક સ્ત્રીનું ખુન કરવાપરજ ખંતી હતા તેઓએ એનાપર બદીખાનામાં અતીશે દુખ ગુજાર યું. અંતે એક દીને એ સુતેલી હતી તેટલાં એની આ ગળથી એનાં સંધાં કપડાં દુર કરાવી મરદનો એક ઝભો તાંહાં મેલયો. જોઆને ઓઆબથી જાગયા પછી ઘણો વાર પોતાનાં કપડાંની વાત જોઈ અંતે ઈજતથી ડરી તે ઝભો પેહરયો. તેણે એમ કીધું એટલે પેના ખુનીઓએ જણાવયું કે એ ઓરતને ફરીને મરદનો પોશાક પેહરવાનું પાપ કીધું માટે એને જીવથી મારવી. લખવાને કમક માટ છુટેછે કે એ માહાતમાં સ્ત્રીને જીવતી બાલી ના ખી તેઓ રાજી થઆ !

જોઆનુ આવ આરક પોતાનાં દેશ તથા રાજાને માટે મોહોટુ પરાકરમ કીધા પછી ઈ૦ સ૦ ૧૪૩૧ માં મરણ પામી. જીવતાં જેવી પરોપકારી હતી તેવીજ મરતી વખ ત દયાલુ તથા દીલની ખાલેસ રહી. પોતે નીરપરાધી અ ને નીરદોષ હોવા વીશે સાફ જણાવયા પછી ઇસવરની જનાબમાં બંદગી કરી માગયું કે તેના શતરૂઓ વટીકને બી તે સાહેબ માફી બખશી તેઓનું રખશણ કરે. એ સ્ત્રીની મરદાનગી તથા કલાથી ફરેંચોનુ કામ એટલું શુધ રયું હતું કે એનાં મરણ પછી તે લોક પોતાનુ સંધુ દેશ પા છું પોતાને હાથ કરી શકયા. ઈંગરેજો પાસ કાલેસ બંદ ર શીવાએ બીજું કાંઈ રહયું નહી. જોઆનને જે સખબ થી મારી નાખી હતી તે વીશે સ૦ ૧૪૫૬ નાં વરસમાં ફરીને તપાસ કરવામાં આવી. એ તપાસ કરવાને સર કારથી ઠરેલો ધરમના ઉપાધીઆઓની પંચે તેને નીરપરા

ધી ઠરાવી. પણ-એવા ઠરાવથી જોઆનના કબીલાને કાં ઈ ફાએદો થયલો જાણવામાં આવયું નથી. બાકી એ સ્વ દેશ હીતકારી સ્ત્રીની ઝાંખ વગરની મોહટી કીરતી જાહાં સુધી આદમી જાતને ઈઆદ રેહશે તાંહાંસુધી ચારલસ પા દશાહ તથા તેના સેવકોની બેવફાઈ તથા એ સ્ત્રીનો જી વ લેનારાઓનું જંગલી ઘાતકીપણું ફ્ણુ વીસરાવાનું નથી.

---

## કાનસ્ટાનશીઆ ડી સીઝેલી.

ફરાંનસ દેશમાં લાંગેડાક પરાંત મધે લોકેટનો કી લ્લો લેવાને ઈ૦ સ૦ ૧૫૯૦ માં સ્પાનીઅરડ લોકોએ ત દબીર કીધી. એ-કામ સારૂ તેઓએ લડાઈને બદલે કા વતરૂં વાપરવાને વધારે શુતરૂં ધારયું. તેઓએ તાંહાંના ગવરનર મા૦ ડી બારી સેંટ ઍાનરૂને મોલાકાતને મસે બોલાવયો. એ ધણી કસો શક લાવયા વગર સ્પાનીઅર ડોના સરદારને મલવાને ગયો. તાંહાં તે કેદ થઈ પડ યો. સ્પાનીઅરડ લોકે વીચારયું કે એ ધણી કેદ થયો એ ટલે લેકેટ હાથ કરવાને ઝાઝી મેહનત રહી નહી. પણ તેવા વીચારમાં તેઓ ઠગાયા હતા. મા૦ ડી બારીએ પો તાની હાલત વીશે પોતાની લાએકીવાળી બાએડી કાનસ ટાનશીઆ ડી સીઝેલીને ખબર કરાવી અને તે કીલ્લાની પાસબાની કરવાને ફરમાસ કીધી. ભરથારની મરજી પ રમાણે કરવાને તે સ્ત્રીએ કમર બાંધી. કીલ્લામાંનાં સંધા લશકરને ભેગું કરી પોતાનો ઠરાવ એવી રીતે કહી સંભ ળાવયો કે હીચકારા આદમીઓણી હીમતવાન થઈ પડ

યા. એ સ્ત્રીની બાહદુરી જોઈ સ્પાનીઅરડો તાજુબ થવા લાગા. કીલ્લો લેવાને તેઓએ કરેલી સંધી કોશેશ વેરથ ગઈ તારે મનસે ઘણા શરમાયા તથા રીશે ભરાયા. તેઓએ પોતાની હરીફને કેહવાડયું કે કીલ્લો જો તેઓને હવાલે કરવામાં આવે નહીતો તેઓ એના ભરથારને કતલ કરવાના. એ બીના સાંભળી કાનસ્ટાનશીઆએ તે ભરથારને છોડવવાને નાંણાની મોહટી રકમ આપવા માંગી; દુશમનોએ-તે નાકબુલ રાખી અને ફરીને આગ ભીંજ ધાસતી આપી. તે સાંભળી એ બાનુ બોલી કે "અફસોસ છે. કે સ્પાનીઅરડ લોક સમજતા નથી. મારી પાસે જે મોહરો ખજાંનો છે તે સંધો તથા મારાં ઘરેણાં વટીક આપીને હું મારા ભરથારને છુટો કરાવવા માંગુંછું. તે નાપાડી એ લોક એવો અનઘટતો દાવો કરેછે કે તે મારીથી કદી કબુલ રાખી શકાએ નહી. તે દાવો કબુલ રાખયાથી હું મારા ભરથારનો જીવ બચાઉં ખરો. પણ તેવી જીંદગી તેને શરંમ તથા દુખ ભરેલી થઈ પડે જેથી તે મને સદા ઠપકો આપે તથા હુંમારા કબીલાને સરવ હેકાંણે નીચું જોવું પડે. વાસતે એ કીલ્લો સ્પાનીઅરડોને સ્વાધીન કરી મારા રાજાના લાભનો તથા મારા ભરથારની આબરૂનો નાસ હું કદી કરનાર નથી."

કાનસ્ટાનશીઆ ડી સીઝેલીનો કીલ્લો નહી છોડવાનો પકકો ઠરાવ જાણી સ્પાનીઅરડોએ તે જીતી લેવાને એક સખત હુમલો કીધો; પણ તેથી તેઓનુ કસું વળયું નહી. એ શીકસતથી તેઓ વધારે ખીજવાયા. જે બાહદુર સ્ત્રીની મરદાંનગીથી તેઓને ખજાલત પોહચી હતી તેને કાંઈભી રીતે દુખ દેવાને તેઓએ ઠરાવ કીધો. એ

મતલબ બર લાવવા સારૂ તેઓએ પોતાની ઉપળી વાતપર અમલ કીધો. તેઓએ જંગલીપણે બીચારા મા૦ ડી બા રીને જબે કીધો અને તે કીલ્લા આગળથી જતા રહ્યા.

કાનસ્ટાનશીઆ ડી સીઝિલીએ જે ધીરજ, હીમત અને ઠરાવથી લોકેટનો બંચાવ કીધો હતો તે માટે તેનાં દેશી લોકોમાં તેની વખાણ થવા લાગી. તેણે બજાવેલી ચાકરી તથા તે બજાવતાં ખમેલાં મોહટાં નુકસાનનો બદલો આપવાને ફરાંનસના રાજા ચોથા હેનરીએ ઠરાવ કીધો. એ રાજાએ એ સ્ત્રીને એક કાગલ લખીઓ. તેમાં તેના પરાકરમની ઘણી વખાણ કીધી તથા તેને શ્રી લોકેટની હાકમ ઠરાવી અને તેના મરણ પછી એ ઓહદો તેના દીકરાને મલે એવો હુકમ કીધો.

---

## બલાનચી રેમોનડ.

આ ગરીબ ઓરત શ્રી પારીસ મધે સેન નદીને કાંઠે કપડાં ધોવાનો ધંધો કરતી હતી. તેની માંમરણ પામયા પછી ઘરડા નાતવાન બાપને પાલવા તથા તેની સઘલી બરદાશત કરવાનું કામ એ તેવીસ વરસની અબલાને માથે પડયું. એ કામ એણે એવી મેહનત, ડાહપણ તથા ઉદારતાથી બજાવયું કે તેનો દાખલો નકલ કરવા જોગ દીસેછે.

બલાનચી મોહટે પરોદીએ ઉઠી પોતાનુ ઘર સાફ સુફ કરતી. બાપને વાસતે નાસતો તઈઆર કરી તેને ખવાડી સાત વાગામાં પોતાનાં કામપર જતી. બાર વાગતે પાછી

આવી આંધળા ડોસાને જમાડી ફરી કામપર જતી તે છે ક સાંહાંજના ઘર આવતી. ઘરનું અગતનુ કામકાજ ક રી બાપનો હાથ ઝાલી તેને નદી કીનારે શેલ કરવા લઈ જતી. એવી શેલને વખત તે ડોસાનુ મન વેરાવા સારૂ બલાનચી તહરેવાર વાતો કરતી. તેના બદલામાં ઘરડા ને મોહડેથી બલાનચીને એવો ઉપદેશ મલતો હતો કે તે ઈશ્વાદ રાખયાથી તે દુનીઆંમા ઠગાએ નહી. રાતનાં બા પને જમાડી સારી ખબરદારીથી બીછાંણાંપર સુવાડી એ સકરમી દીકરી પોતે આરામ કરતી. એ પરમાંણે તરણ વરસ ગુજરી ગયાં. એક સમે એક જુવાન દરજી નામે વીકટર સાથે તેને ઓળખાણ થઈ. એ જુવાન પુરૂપ સારી ચાલ ચલગત વાળો હતો. ગરીબ લોકની અરસ પરસ સાહેતા કરવાની રીત મુજબ બલાનચીના કાંમમાં તેને મદદ આપવાને વીકટર મરજી રાખતો હતો. સાં હાંજને વખત એ સ્રી ધોએલાં કપડાંનો ગાંસડો ઉપાડી નદી કાંઠેથી ઘાટપર ચહડતી, તારે એ મરદ પછવાડેથી આવી આબરૂથી તેનો કેટલોક બોજો પોતે ઉપાડતો. એ વી એવી રીતે તેણે બલાનચીના મનમાં પોતા વીશે સારો વીચાર બેસાડયો. આગળ જતે એ જુવાન મરદની રી તથી માલુમ પડયું કે એ બલાનચી સાથ સગાઈ કરવાને ચાહતો હતો. પણ તેની મેહરબાંનીનો ઉપકાર માની બ લાનચીએ તેની બાએડી થવાને નાપાડયું. તે એટલાજ સબબ ઉપરથી કે લગન કીધાથી એના ઘરડા બાપની બર દાશત કરવાનાં કામમાં ખલલ થાય. વીકટરે એને સમ જાવી કે તેનો બાપ મરણ પાંમેલો હતો વાસતે તે પણ એની સાથ રહી એના ડોસાની ચાકરી કરવા લાગવાનો

જેથી તે ઘરડાની ઓર સરસ બરદાશત થાય. પણ બ
લાનચી આદમી જાતનો સ્વભાવ તથા ફરજો સમજતી
હતી. તેણે વીકટરની દરખાસત નાપાડીને જણાવયું કે
તેઓ ધણી ધણીઆણી થયા પછી તેનુ ઘણું ખરૂં હેત વ
ર ઉપર દોડવા વીના રેહ નહી તથા તેની ચાકરી કર
વા વગર ચાલે નહી. એમ કરતાં જો તેઓને છોકરાં થા
યતો તેઓની બાવજત કરવાનુ કામ વધે. એ પરમાંણે
ડોસાને સુખીઓ તથા આસુદો રાખવાનાં કામમાં તહરે
વાર હરકતો થાય. વાસતે જાંહાંસુધી તે જીવતો હોય
તાંહાંસુધી તેની ખીદમત કરવાનાં નેક કાંમમા અડચણ
થાય તેમ લગન કરવાં ઠીક નહી. બલાનચીની એવી વા
તથી વીકટર મુતલગ નાખુશ થયો નહી. તે ઓર મધન
થયો. તે પોતે લાએકીવાળો હતો માટે દોસતની લાએ
કીથી તેને ખુશી ઉપજી તેમાં નવાઈ નહી. તે આગળ
ની માફકજ, બલકે તેથીબી વધારે મદદ બલાનચીને કર
તો રહયો.

બલાનચી રેમોનડને માટે વીકટર ઘણી પરકારે વેઠ
કરતો હતો તથા નેક દેઆનતથી જે હેત રાખતો હતો
તે વીશે બીજી ધોબણોને સમજ પડવાને આજો વીલમ લા
ગો નહી. બલાનચીએ તેની મરજી નાકબુલ રાખેલી જા
ણી તેઓને ઘણી દીલગીરી ઉપજી. સંધી જણીઓ એ અ
બલાને સમજાવા લાગી કે એ બંધે જણાં એક બીજાંને
લાએકનાં હતાં માટે લગન કરવામાં બંધેને ફાએદો હતો.
જારે તેઓએ તેને ઘણી કાએર કીધી તારે બલાનચી બો
લી કે એ પોતે માલેક તરીકે એક કારખાનું કાહડી બી
જાં માંણસોથી કામ લઈ શકે તાંહાંસુધી લગન કરવાં દરૂ

સત નહી. પોતાનુ કારખાનું હોય અને પોતે ઉપરીપણું જ ચલાવેતો અલબતાં તેને વધારે ફુરશત મલેથી દીકરી, બાએડી, મા તરીકે સંધી ફરજો બજાવવાને તેને બની આવે. એ કારખાનું કાહડવાનેતો પાંચ હજારથી છ હ જાર ફ્રાંક જોઈએ તે કાંઈ બલાનચી પાસ હતા નહી. વીકટર દર રોજ પાંચ ફ્રાંક કમાતો હતો. તેની દસ વ રસની સારી ચાકરી માટે તેનો સેઠ તેનાપર હેત રાખતો હતો. વાસતે તેનાપાસથી કાંઈ ઉછીનું મલવાની આશા હતી. પેલી સંધી ધોબણો દર વરસે પોતાની કમાઈમાંથી નવ હજાર ફ્રાંકની એકંદર રકમ બંચાવતી હતી. તેમાં થી બાકીનાં નાંણું ધીરી એઓને પરણાવવા તથા કારખા નું કાહડી અપાવ્વાને જે રકમ જોઈએ તે કરી આપવા ને તેઓએ મરજી કીધી. પણ કરજ કરી કસું કામ કરવા ને બલાનચીએ ઠીક વીચારયું નહી. તે બોલી કે જાંહાં સુધી તેની તથા વીકટરની પોતાની પુંજી હોય નહી તાંહાં સુધી લગન કરવાં દરૂસત નહી. કરજ નહી કરવાને બ લાનચીએ કરેલી તકરારની મતલબ વીકટરખી સમજી ગ યો. બંધુ જણાં વધારે કોશેશ કરી કમાઈ વધારવાને વી ચાર કરવા લાગાં. પણ નેક ઉમેદમાં ઘણીવાર હરકત થ વા જેવું બનેછે તેમ થતું આ વેળા એઓને દીસયું. બ લાનચીના બાપના સાંધા અડી ગયાથી તે ઘણો દુખી થ વા લાગો. તેને લાગું કે ડોસો કાહેલી પડયાથી ધંધો ક રી કમાઈ કરવામાં હરકત થવાની ખરી. પણ એ સ્ત્રીને આ દુનીઆમાં બાપ સરખું પેઆરૂં બીજું કાંઈ હતું નહી તથા તે બાપની બરદાશત કરવા જેવો કસો હરખબી હ તો નહી. માટે સબુરી ધરી પોતાપર વધારે સખતી બે

ચવાને તેણે ઠરાવ કીધો. જાંહાં સુધી અગત પડે તાંહાં સુધી તે ડોસા આગળ રહી તેને લાએકનુ ખાણું પકાવતી. કપડાં બદલાવી તેને ઉંચકી ખુરસીપર બેસાડતી તથા બીજી સંધી પરકારે તેની ચાકરી કરતી હતી. તેને દેલાસો આપવા તથા તેનુ મન રીઝવવા વાતો કરતી તથા ચોપડીઓ વાંચતી. એમ કરતાં તેને ઉંધ આવે અથવા કાંઈ નીરાંત થાય તારે મોડે વેહલે વધારે વખત નદી કીનારે રહી મજુરીનું કામ કરતી. એ સમે એ સ્ત્રીની એવી ખંતી લાએકી માટે સઉ કોઈ એનીપર આફરીન તથા આગળ કરતાં વધારે હેત કરવા લાગાં. તે બાપની ચાકરીમાં ગુતેલી હોય તેટલાં તે નજાણે તેમ તેને ભાગનાં કેટલાંક લુગડાં બીજી ધોબણો ધોઈ મેલતી હતી. પોતાનુ કામ એ પરમાણે આપી આપ કેમ થતું હતું તે જાણવા સારૂ એ તરણ દીવસ બલાનચીએ છુપી રહી દુરથી જોયુંતો માલુમ પડયું કે તે મજુર ઓરતોને બપોરને વખત એક કલાક ફુરસતનો મલતો હતો તે વખત તેઓ વારાફરતી બલાનચીનું કામ કરતી હતી. બીજી તરફથી વીકટર પોતાના સેઠની રજાથી પોતાનો જમવાનો વખત ફેરવી જેમ બને તેમ બલાનચીના બાપની આગળ જતો હતો અને તે સ્ત્રી પોતાના ધંધામાં રોકાએલી હોય તેટલાં તેને કપડાં પેહરાવતો તથા બીજી ચાકરી કરતો હતો. એજ ધણીએ તે ડોસાને વઈધની મદદ મલતી કીધી. એના એવાં કામથી બલાનચીના દીલ પર મોહટા આભારની અસર થઈ. પણ તેણે પોતાના બાપની ચાકરી કરવા સારૂ રાખેલો ઠરાવ ફેરવયો નહી. બલકે તેને લાગું કે ડોસો જેમ જેમ વધારે નાતવાન થતો

ાય તેમ તેમ તેનાપર વધારે ધેઆન આપવાની જરૂર થવા
ી. વાસતે વીકટર તથા તે ડોસાની પોતાની અતી ઘણી મર
ા છતાં લગન કરવા સંબંધી પોતાનો આગળો વીચાર બલા
ચીએ ફરવયો નહી. દવા દારૂનો ખરચબી એણેજ આપયો
વીકટર સંબંધી ઝાજું મોજાવું પડે નહી. ઈસવરની
રૂપાથી ડોસો સાજો થયો. તે જારે દીકરી સાથે પાછો
દી કાંડે ફરવા લાગો તારે તેની સઘલી સાહેલીઓએ
ને મુબારકબાદી દીધી. તે ન જાણે-તેમ તેનુ કામ કરી
તીપર એ સ્રીઓએ કરેલા ઉપકારની વાત બલાનચી
ા બાપને કહી સંધી જણીઓનો આભાર માનયો. એ
ાબણે વચે માહોમાએ પડતા વાંધા ચુકવવા તથા તે
ાના ઉજાણીના દીવસોપર અખીપતીનું કામ કરવા દર
રસે તેઓમાંથી એક જણીને તેઓ ઠરાવતી હતી. તે
ત મુજબ એ વરસે તેઓએ એ માન ભરેલો ઓહદો
લાનચીને આપયો. એ વીશેની કીરીઆ ઘણી ધુમધા
થી થઈ. તે સમે બલાનચીને ફુલનુ તાજ પેહરાવવાનું
રખ ઉપજાવનારૂં કામ વીકટરને સોંપયું. વીકટરે તેની
ાથે પરણવાની આરજુ ફરીનેબી જણાવી. પણ બલા
ચીએ આગળોજ જવાબ દીધો. જે સેઠાણીને તાંહાં
લાનચી મજુરીનુ કામ કરતી હતી તેણે જણાવયું કે જા
બી બલાનચી ૫૦૦૦) ફરાંક આપવાને શકતીવાન થાય
ારે એટલી રકમ લઈ તે કારખાનુ તેને હવાલે કરવાને
રે ઓરત તઈઆર હતી. પીટર બોલયો કે "એમાનો
ાથો ભાગ મારી પાસે છે અને બાકીનો મારો સેક ઉછી
ા આપવાને રાજી છે." ભલી બલાનચીએ ધીરજથી જવા
ા દીધો કે "એ વાતતો કદી બનેજ નહી. એટલી મોહ.

ટી રકમનું કરજ કરવું આપણને ઘટે નહી, સબબ કે આ પણ કદી તે પાછું અદા કરી શકશું નહી." તે એમ બોલી તેટલાં પછવાડેથી એક બુજરગ મરદ જે એકાએક તે તમાશાની જગોએ આવી મલયો હતો, તે બોલયો કે "બેહન કાંઈ ફીકર નહી. કારખાનુ વેચાતું લેવાની કીમત હવે તમો આપી શકશો. શ્રી પારીસના કોટવાલે તમારી લાએકીની તારીફ ફરેંચ અકાડેમી ખાતાંવાળાઓને જાહેર કીધી. તેઓએ તમોને ૫૦૦૦) ફરાંકનું ઇનામ આપયુંછે જે નાણાં મરનાર માo માનટીઓને ગરીબ અવસ્થામાં નેકી કરનાર આદમીને આપવા સારૂ તેઓને હવાલે કીધેલાંછે." એ ખબર સાંભળી સરવ કોઈનાં મોહડાંમાંથી ખુશીના પોકાર નીકળયા. બલાનચી પોતે તાજુબ થવા લાગી. આસપાસનાંઓની ખાતરી થઈ કે માંબાપની સેવા કરવી ઇસવરની જનાબમાં પસંદ પડવાજોગ છે અને તેનો ફેજ એકલો પેલી જાંહાંનમાંજ નહી પણ આ જાંહાંનમાંબી મલેછે.

---

## પરીનસેસ આવ કોનટ.

એ સાહજાદી ગરીબોનુ કલાણ કરવા સારૂ પોતાની દોલતનો ખરચ કરવા માટે વખાણાયલીછે. ઇo સo ૧૬૬૧—૬૨ નાં વરસોમાં ફરાંસ દેશ મધે ખોરાકીની ઘણી મોઘવારી ચાલી. એ સમે એ શાહજાદીએ પોતાની સદાની રીત મુજબ ગરીબ આદમીઓને મદદ કરવા તથા ધરમશાલાઓને આશરો આપવાને લાખોનો ખરચ

કીધો. એ ખરચ એટલાં સુધી કીધો કે એની સંધી આ વક તથા રોકડ પુંજી પુરી થઈ તારે પોતાનાં સંધાં જર ઝ વેર ચાલીસ હંજાર કરાઉન માટે વેચયાં. એવાં વેચાંણ નો વકરો શ્રી બેરી, ચામપેન તથા પીકારડીનાં ભુખેમરતાં લોકોને વેંહચી આપયો. એ ઓશાલ દાન કરતી વેળા એ નામદાર શાહજાદી ભાંગ્યેગે વીસ વરસની વયની હતી. એવી મોહટા દરજાવાળી અને જુવાન સ્ત્રી પોતાની સંધી દોલત અને આવકજ નહી પણ શીનગાર કરવાની વસતુ વટીક કસો આચકો ખાવા વગર આપીને ગરીબ આદમીઓનું ભલુ કરે તેની તારીફ જેટલી કરીએ તેટલી થોડી છે. અતરે વરણન કરવા કરતાં વાંચનારાંઓએ વીચાર કરવાથી એવાં કામ કરનારી બાઈનું પરોપકારીપણું તથા સખાવત કરવાની હીમત વધારે સારી પડે સમજી શકાશે. ઈસવર કરેને ગરીબોની દયા ખાવાની બાબદમાં સરવ કોઈ સંપતીવાળી સ્ત્રીઓને પરીનસેસ આવ કોનટની ચાલથી બોધ મલે.

---

## મડમ ડી મીરામીઅન.

આ સ્ત્રી તા૦ ૨ જી નવેમબર ૧૬૨૪ ને દીને ફરાંસ મધે જનમી હતી. એનુ નામ મરાયા બોનો ડી રૂબેલી કરી હતું. એ નવ વરસની થઈ એટલાં એની મા મરણ પાંમી. એને કેળવવાનુ કામ એના બાપે એક પહરેજગાર ઓરતને સોંપયું. એ ઓરત પાસથી મલતી કેળવણીથી મરાયાની જાતી બુધ્ધી સારો પરકાશ પાંમી. બ

કતી કરી ઈસવર તરફ ચીત રાખવા તથા લાચાર અને દરદી લોકનું કલાણ કરી તે સાહેબની સેવા કરવાથી એને ખુબ મજાહ લાગતી હતી. નાધપણથીજ એનુ દીલ કેવું સારૂં હતું તે એક બીનાપરથી વાંચનારી બાઈઓ વીચારી લેશે. એની ફુઈ ખાનાં પીનાં તથા રમત ગમતની ઘણી શોખીલી હતી. તેમ ભતરીજીનેબી તેવી કરવા માંગતી હતી. પણ મરાયાનાં રૂડાં મનપર અપારી ફુઈના કરતાં પહરેનગાર શીખશકની ચાલ ચલણ વધારે અસર કરતી હતી. એક વેળા તે ફુઈએ મોહટી મેજબાંની કીધી. તે દીને તે સ્ત્રીએ પોતાની ભતરીજી પાસે નાચ શરૂ કરાવવાને મરજી કીધી. પણ તે ભતરીજી એવી ઠાલી ધુમધામની કસી દરકાર ન કરતે કાંઈ વધારે સારાં કામમાં ગુતેલી હતી. તેને સોધનારાં માણશોએ જોયું કે તે ઘરના એકાંત ઓરડામાં એક મરતતોલ ચાકરનાં બીછાંણા પાસે રહી એ અબલા તે બીમારાની બરદાશત કરતી હતી! બાર વરસની જુવાન અને ખુબસુરત અબલા પોતાના ઘરમાં થયલા ધુમધામ ભરેલા બાલમાં મોભાવાળાં રંગીલાં લોક સાથે મોજ મજાહ કરવાથી પહરેજ કરી મરવા પડેલા ગરીબ ચાકરની બરદાશત કરવાનું કઠણ કામ વધારે પસંદ કરે એ બીના સ્ત્રી પંથનાં માયાલુ દીલ અને સખી મનનો ઘણો તારીફ લાએક દેખાવ છે.

મરાયાનુ ઉપલું કામ તેની પાછળી જંદગીનાં સદાચરણોનો એક નમુનો માત્ર હતો એમ આગળ જતાં આપણને દીસશે. એ ચઉદ વરસની હતી તારે એનો બાપ મરણ પાંમયો. તે સમે ઉમરે નાંધલી પણ બુધ્ધીએ બુજરગ હોવાની શાબેતી એણે આપી. નાધલા ભાઈઓ

ની કેળવણીનુ કામ એણે કીધું. ડાહપણ તથા હુશીઆ રીથી મરનારના કબીલાની વડી થઈ. સોળ વરસની ઉ મરે એ માનશીઅર ડી મીરામીઅન સાથ પરણી. એ ની પહરેજગારી તથા ગંભીરાઈથી ભરથાર પેહલાંતો અક ળાયો. પણ પેઆર અને સમજાવતથી મડમે તેને પોતા ની રાહપર આણ્યો. એઓનાં લગન થયાને ૭ માસ પુ રા થતાં માનશીઅર ડી મીરામીઅન મરણ પામયો. એ વખત મડમ ડી મીરામીઅનને હમેલ હતા. થોડા મ હીનામા તેને પેટે એક પુતરનો જનમ થયો. ભરથારના મરણથી મડમ મીરામીઅનને બહુ દુખ થયું. તે ભરથા રપર એ એટલી ખુરબાન હતી કે ફરીને કોઈ સાથ લગ ન નહી કરવાને એણે ઠરાવ રાખ્યો. પણ એ જુવાન ખુબસુરત અને માતબર હોવાથી કેટલાક ઉંચા કુલના પુ રૂષો એને બાએડી કરવાને ખાએશમંદ હતા. બુસી ડી રાબુટીન નામનો એક મરદ જેણે ઉડાઉપણે પોતીકી બા પીકી દોલત ગુમાવી દીધી હતી તેણે એનુ માગું મોકળ યું. સમજાવતથી જે કામ કરવાને એ મડમે નાપાડયુ. તે બરજોરીથી એની પાસે કબુલ કરાવવાને તે મરદે ઠરા વ કીધો. એક દીને મડમ દેવલમાં ભકતી કરવાને જ તી હતી. તે વેળા બુસી ડી રાબુટીનના મલતીઆઓએ એને પકડી લીધી. રસતે જતાં મડમ મીરામીઅને ગાડી માંથી કુદી પડી નાહસી જવા માંડયું. પણ વાટ કાંટા ત થા ઝાડીથી ભરેલી હોવાથી દુશમનોએ જલદીથી તેને પા છી પકડી. તેઓ તેને રાબુટીનના કીલ્લામાં લઈ ગયા. એ મરદ ધારતો હતો કે ધમકી તથા ફુસલાવાથી તેને વ ર કરવાને એસી રાજી થશે. પણ તેને જલદીથી માલુમ પ

ડયું કે તેણે ધારયુંતું તેમ એ મડમ કાંઈબકરાં સરખી નહી પણ એક સીહંન સરખી હતી. તે કીલ્લાના દરવાજા આગળ પોંહચતાં મડમે ગાડીમાંથી ઉતરવાને નાપાડયું. જીવ જાયતો ફીકર નહી મગર અંત સુધી પોતાની ઈજત નો સંભાળ કરવાનો ઠરાવ એણે જણાવયો. એની હુશી આરી અને લાએકી જોઈ સરવ કોઈ તાજુબ રહયા. રા ણુટીન કરતાં તેના સંગતીઓ સ્રીની લાએકીની કીમત વધા રે સમજતા હતા. તેઓએ એ પરમાણીક સ્રીપર બરજોરી નહી ગુજરવા દેવાની કબુલાત આપી. એવી કબુલાતપ ર ભરોસો રાખી મડમ મીરામીઅન કીલ્લામાં દાખલ થ ઈ. તાંહાં લુસી ડી રાણુટીને તેને બાએડી થવાને સમ જાવી. મડમ તે વાતને તુછકારી કાહડી બોલી કે "મા રા અને તારા પેદા કરનાર ઈસવરની હજુરમાં હું સાફ કહુંછું કે તારી બાએડી થવાને હું કઘુ રાજી થઈશ નહી." એ પરમાંણે જોસાથી બોલી કાંહભી ખાવા પીવાને સાફ નાપાડયું. કરોધ, થાક, ભુખ અને તરસથી તે બેહોશ થઈ ગઈ. તે મરણ પાંમે એવી ધાસતી ચાલી. તેટલાં રાણુટીને સાંભળયું કે તે મડમના છુટકારા સારૂ છસો શીપાહીઓની એક ફોજ તે કીલ્લા તરફ કુચ કરી આવતી હતી. એ સબ બોને લીધે તેણે એ બાઈને કસીબી ઈજા પોંહચાડયા વગર પાછી મોકલી દીધી. મડમ મીરામીઅન એવી સખી અને રેહમદીલવાળી હતી કે તેનાપર એવી જાસતી ગુ જારનારપરબી કસું વેર લીધુ નહી પણ સાસુ તેનાપર હે શાન કીધું. રાણુટીનનો દીવાની અદાલતમાં એક મુકદ મો ચાલતો હતો. તે બાબે તેના આગ્રાથી એ બાઈએ તેને પોતાના ઘરમાં આવવા દીધો. તેની અરજ સાંભ

બી લઈ પોતાથી બનતી મેહનત કરી તેનુ કામ કરી આ પ્યું. એ પરમાંણે જેની ચાલથી એકવાર એ બાઈને ઇ જત તથા જીવ ખોવાની ધાસતીમાં પડવું થયું હતું તે નો અપરાધ માફ કીધો એટલુંજ નહી પણ અગતને વ ખત સાંમો તેનો નીભાવ કીધો ! એવી સ્ત્રી કેવી ખુબી વાળી !

મડમ મીરામીઅને દીકરીને કેળવવા તથા ગરીબ લો કોને સાહેતા કરવામાં વખત ગુજારવા માંડયો. તે વારે વાર દયાને રૂપે બોલતી કે "હું કેવી સુખી અને બીચારાં ગરીબ લોક કેવાં કંગાલ છે." એવાં કંગાલ લોકને સુખી કરવાની એની મુખીઅ નેમ હતી. નાવારસ બાલકોનાં કલાંણ માટે એ મડમ ઘણી કાલજી રાખતી હતી. ના લાએક મા બાપોથી એવી અવસથામાં આવેલાં બચાંઓ ને રાખવા સારૂ તેણે એક ઘર ભાડે લીધું. તાંહાં એવી વીસ છોકરીઓને રાખી. તેઓને ખાવા પીવાનુ પોંહચ તું કીધું. તેઓની કેળવણી માટે એક મુસાફેદાર શીખશક રાખી. એ મડમ ઘણી વખત પોતે તે ધરમશાલામાં જ તી. તાંહાં તે છોકરીઓને સબક આપતી. તેઓની મા હોય તેમ તેઓની જોડે બેસી ખાનુ ખાતી તથા વા તો કરતી. તે ઉપરાંત દર રોજ સહવારને પોહર ગરીબ આદમીઓનાં ઘરમાં તેઓની મુલાકાતને જતી. પોતાંથી બની આવતો આશરો સઉ કોઈને આપતી. પાછળા પોહરે હાસપીટાલોમાં જઈ દરદી લોકની બરદાશત કરતી. એ મડમ જાતે ઘણી સુગડ તથા સારા સવાદવાળી હતી. કેટલાક બુરા અને નજીસ મરજોનો દેખાવ એને અસ લથી અનગમતો હતો. પણ જાંહાં પોતે કાંઈ ફાએદો ક

રી શકે તાંહાં એવા મરજીવાળાં આદમીઓની આગળ જવાને બલકે તે મરજીનો ઇલાજ પોતાને હાથે કરવાને તે કશી પછાત રેહતી નોહતી. એક વેળા એક ગરીબ છોકરીને પીતનો એવો બુરો મરજ થયો, કે તે ઉડવાની ધાસતીથી કોઇ તેની આગળ જાય નહીં. તેના ખરાબ મરજ તથા કમકમાટ ભરેલા દેખાવની કસી દરકાર નકર તે મડમ મીરામીઅને તેની આગળ જવાનો ઠરાવ કીધો. તેની દવા દારૂ તથા બીજી ચાકરી એ મડમે કીધી. માયા ભરેલી બરદાશતથી તેને સાજી કરવાનુ પુન એણે મેલવયું.

મડમ મીરામીઅન જુદાં જુદાં ગામડાંઓમાં ફરતી. તાંહાં ગામડી ઓરતોને અનેક પરકારનું ઉપયોગી ગનેઆન આપતી. તેઓની છોકરીઓને વાસતે એણે નીશાલો સ્થાપી. ગરીબ આદમીઓની દવા કરવા તથા સંધરા મેલવા તે શીખી હતી. એ હુનર ડાહપણથી કામમાં લાવતી. એનાં પરગણાંનાં લાચાર લોકને આશરો આપવાને સરકારથી મલતા લવાજમાની ખજાનચી એને ઠરાવી હતી. એ ઓહદો બજાવતાં એને ગાંઠથી મોહટી રકમ ખરચવી પડી. પણ એના એવા ખરચ તથા મેહનતે કરી બે હજાર ગરીબ આદમીઓને દર રોજ સેરવો પીવાને મલતો હતો. એની સખાવતપર આધાર રાખનારાં ગરીબ લોકોની સંખીઆ ઘણી વધી ગયાથી એની આવક તે કામ સારૂ બસ પડી નહી તારે એણે પોતાની મોતીની માળા ચોવીસ હજાર ફરાંક માટે વેચી. તારબાદ બીજાં ઘરેણાં, સંધું રૂપા કામ તથા બીજો કેટલોએક સામાન બી વેચયો. તે સંધાંની ઉપજ ગરીબ લોકોને આશરો આપવાનાં કામમાં વાપરી. રેસમી અને જરીના કપડાંને બ

દલે સારો ઉનનો પોશાક ગનીમત કીધો. એવાં નેક કામો કરતાં એ સ્ત્રી એકવાર માદી પડી. એ સમે તેણે દીકરીને એક પતર લખ્યો. તેમાં જણાવયું કે " હું ઈસવરની જનાબમાં અરજ કરૂંછું કે તે સાહેબ પોતાના પાક સાએઆ તળે તને રાખે. મારી છેલલી શીખામણ તને એ છે કે તું તારાં સંધાં જીગરથી ઈસવરને ચાહજે અને વફાદારીથી તેની સેવા કરજે. ગરીબ લોકપર હેત રાખજે. તે લોકને મદદ કરજે. આ દુનીઆની ઠાલી ધુમધામને તરક કરજે. ઈસવરપર ભરોસો રાખજે. તે સાહેબ તુને પનાહમાં રાખશે. તે કીરતારને નાખુશ કરવા કરતાં મોતને વધારે પસંદ કરજે" ઈતીઆદી. મડમ ડી મીરામીઅન એ વખત મોતની ચુંગાલથી બંચી. તેણે જે રૂડી સમજથી ઉપલો કાગલ લખ્યો હતો તેવીજ સમજથી દીકરીને ઉધારી તથા કેળવી. પોતાની નેક ચાલચલણ તેને શીખવી. જાંહાં જાય તાંહાં દીકરીને સાથે લઈ જતી. દાન પુન કરવા, ગરીબોનાં બચાંઓને પહડાવવા તથા હાસપીટાલોમાં પડેલાં માદાં લોકની બરદાશત કરવાની, તેને ટેવ પાડી. દુરાચરણોથી દુર રેહવાનેજ નહી પણ સદાચરણથી જીંદગી ગુજારવાને તેને ઉપદેશ કરતી રહી. એ પર માંણેની કેળવણી દીકરીને અનગમતી થતી નોહતી. સબબ કે મડમ મીરામીઅન દીકરીને કેળવવામાં ધમકી તથા મારનો ઉપયોગ કરતી નોહતી. દીકરી બાર વરસની થઈ તારથી માએ તેને પોતાની બેહન સરખી ગણી તે લતીજ રાખી. ઘટતાં કારણ વગર કશુ કસો ઠપકાનો ચનદ વાપરયો નહી. તે ઉપરાંત વાજબીની રાહે દીકરી જે બી વાત તેનાં કામની વીરૂધ કેહે તે ખુબ ધેઆનથી કે

સાંભળતી. તે દીકરીને કેહતી હતી કે "જારે મારૂં બોલવું વાજબી હોય તેવાર તારે સાંભળવું અને જારે તારી વાત વાજબી હશે તેવાર હું સાંભળીશ." એ પરમાણે સનેહથી મલતી કેળવણી દીકરી માનથી સાંભળે તથા તે મુજબ ચા લી પેઆરથી માની નકલ કરે તેમાં નવાઈ સી ? મડમ ડી મીરામીઅને એ દીકરીને એક આબરૂદાર માજીસટરે ટ નામે ડી નીમોંડ સાથ પરણાવી. તેના સાથ એવી શ રત હતી કે એ દીકરી પોતાની બાપીકી મીરાસ જેમ ગ મે તેમ ખાય ખરચે તેપર ભરથારનો કસો ઈલાકો ન હી. મડમે દીકરીને હવાલે દોલત કરતી વખત હસાબ રાખવાને એક ચોપડી તેને આપી. તે ચોપડીમાં એ દીકરીએ પેહલી રકમ જે ઉધારી તે દાનપુન કરવાના ખ રચ બાબેની હતી.

મડમ મીરામીઅને દુરાચરણી સ્ત્રીઓને સદાચરણી કરવાને કોશેશ કીધી. તે કોશેશમાં તે ઘણે દરજજે ફા વી. તેવી શુધરસી સ્ત્રીઓનુ પેહલાંતો પોતેજ પાલન કી ધું. પછી પઈસાવાળાં લોકને ખરચે એક ધરમશાલા સ્થાપવાને ગોઠવણ કીધી. એ બાબે બે તરણ માતબર સ્ત્રીઓને તેણે વાત કહી. તેઓએ એ ગોઠવણ પસંદ કીધી. પણ તે અમલમાં આવવી મુશકેલ કહી તે વીશે ના ખરચથી છુટી જવા માંગયું. એવું જોઈ મડમ મીરા મીઅને તેઓને કેટલાક અસર થવા જોગ શબદો કહયા અને ઉઘરાણાની ટીપમાં પેહલાં પોતે દસ હજાર ફરાંક ભરયા. તે ઉપરાંત પોતાનો વખત તથા મેહનત તે કા મ પછવાડે વાપરવાને કબુલાત કીધી. એ મડમને એમ કરતાં જોઈ પેલી બીજી બાઈઓને શરમાવું પડયું. બી

જી તરણ સ્ત્રીઓએ દરએક જણીના તરણ હજાર ફરાંક પરમાંણે તીસ હજાર ફરાંક ભરયા. એ ધરમશાલા ચલાવવાના કાએદા મડમ મીરામીઅને લખી કાહડયા. તેના કારોબારનુ મેહનત ભરેલું કામ પોતે કીધું. એ ધરમશાલા આગળ જતાં મોહરી થઈ પડી.

સ્ત્રીઓએ સ્થાપેલી પારીસની જેનરલ હાસપીટાલ ઇ૦ સ૦ ૧૬૬૨ ના દુકાળને વખત ઘણી માઠી અવસ્થામાં આવી પડી. મડમ મીરામીઅને તે વીશેનો હેવાલ નામદાર પરીનસેસ આવ કોંટને જણાવયો. એ હેવાલ એવી દયા ઉપજવા જોગ રીતે કહી જણાવયો કે તે સખી દીલની જુવાન શાહજાદીએ એક લાખ ફરાંક મદદ તરીકે આપયા ! એ ઉપરાંત ગરીબોનાં બચાંઓને કેળવણી આપવા તથા કાહેલી અને જખમી આદમીઓની મદારત કરવાનુ કામ જાથુક ચાલુ રાખવાને સ્ત્રીઓની એક મંડલી ઉભી કરવાને મડમ મીરામીઅનની ખાએશ હતી. તે મુજબ ઇ૦ સ૦ ૧૬૬૧ માં તેણે પાંચ છ પહરેનગાર સ્ત્રીઓની એક મંડલી સ્થાપી. એ મંડલીનાં કામને મડમ મીરામીઅને નવ વરસ સુધી પોતાને ખરચે નીભાવયું. એ મંડલીમાં પાછળથી વધારો થયો. તેનો ઉપયોગ લોકો જલદીથી સમજયા. તે મંડલી સ્થાપનારને માન દેવા સારૂ એવી સ્ત્રીઓને લોકો 'મીરામીઅન' કરી કેહવા લાગાં. ઇ૦ સ૦ ૧૬૭૩ માં શ્રી મીલન નગરમાં મરકી ચાલી. રોગ ઘણો ઉતાવળે ફેલાથી દર રોજ આસરે એકસો માણુઓ એ નાંખદાં નગરમાં મરણ પામવા લાગાં. બીજાં નગરો તથા [illegible] વાળાઓએ હીઆંનાં રેહવાસીઓ સાથે વેહવાર [illegible]

થો. જે કોઈપર એ રોગ હુમલો કરે તેને મરવા આગમ ચ તેનાં ઘરના લોક બાહેર રસતામાં ફેંકી દેવા લાગાં કે બી જાંને તે રોગ વળગે નહી. પાદરીઓએ નાહસવા માંડયું. વેરાગણો પોતાંનાં મથમાંથી જતી રહી. માજીસટરેટો તથા બીજા સરકારી અમલદારો તે નગરમાંથી જતા રેહેવાની તઈઆરીમાં હતા. તે સમે મડમ મીરામીઅન પોતાની સાથ વઈદો તથા પેલી દયાનુ કામ કરનારી કેટલીક સ્ત્રીઓને લઈને તાંહાં આવી. માજીસટરેટોને પોતાની રીતથી શરમાવયા. તેઓની ધાસતી દુર કીધી. પછી મડમે જલદીથી એક હાસપીટાલ સ્થાપી. તાંહાં વઈદોની મદદથી માદાં લોકની દવા દારૂ મડમ મીરામીઅન તથા તેની બેહનીઓએ કીધી. એવું જોઈ પાદરીઓ તથા વેરાગણોને ખજાલત લાગી. તેઓ પોતાની ફરજ અદા કરવાપર પાછું ધેઆન આપવા લાગાં. મડમ મીરામીઅને બે માસ સુધી એવું ધરમનું કામ કીધા પછી રોગ નરમ પડયો. મડમ મીરામીઅન પારીસ ગઈ. તાંહાં સાંભળયું કે સેનલીસ નગરમાં ઉપર સરખો જ રોગ ફેલાયો હુતો. તાંહાંનાં લોકની મદદે તુરત જવાને એણે ઠરાવ કીધો. પણ આગળી મેહનતથી એની તનદરોસતી એટલી બીગડી હતી કે એના જીવની ધાસતી કરી એના વડા ધરમગુરૂએ એને જવાથી અટકાવી. અલબતાં મડમ મીરામીઅનને વડા ધરમગુરૂનો હોકમ કબુલ રાખવો પડયો. આલસુ તથા હુલડ જુવાન છોકરીઓને કેળવણી આપવા તથા ધંધે લગાડવાનુ એક ખાતુ એ સ્ત્રીએ ઘણી મેહનત લઈને ઉભુ કરાવયું. ઈ૦ સ૦ ૧૬૯૪ નાં વરસમાં અનાજની મોઘવારી ચાલી. મડમ

મીરામીઅને મેહનત લઈ પોતાનો વગ ચલાવી સરકાર ની મારફતે અનાજનો મોહટો જહો પારીસ શેહરમાં મં ગાવયો. તે ગરીબોને સસતે ભાવે તથા મુફત આપતો ક રાવયો. એ મડમે પોતાને ખરચે હજારો જણાંને સેરવો પાતો કીધો.. જેનરલ હાસપીટાલને એ વખત મદદ કર વાને હજારો ફ્રાંકનુ ઉઘરાણું એણે એકઠું કીધું, જેથી ઘ ણીએક ઓરતો કંગાલી અને બદ હાલતમાં પડવાથી બચી. મડમ મીરામીઅને એજ પરમાણે સંધી પરકારનાં ધરમનાં કામોને મદદ કરતી તથા કરાવતી રહી. એ પ રોપકારી માહા દયાલુ સ્ત્રી તા૦ ૨૪ મી મારચ સ૦ ૧૬૯૬ ને દીને મરણ પામી. એ બનાવથી લાખો લોકો આં સુ વરસાવી દીલગીર થવા લાગાં.

---

## હેનરીએટ ગારડન.

મા૦ ગારડન નામના એક ફરેંચની હેનરીએટ ના મની એક દીકરી હતી. તે મરદની બાએડી મરણ પા મી તારે તેણે હેનરીએટને પોતાના દેશી એક આબરૂદાર ફરેંચના કબીલામાં ઉછેરવાને આપી. એ કબીલાનાં આ દમીઓ મુરખ હતાં. તેઓએ હેનરીએટને થોડું ઘણું સી વવા શીખવવા શીવાએ બીજી કસી કેળવણી આપી ન હી. ચઉદ વરસની થઇ એટલાં એનો બાપ જે કાંઈક દો લતવાળો આદમી હતો તેણે એ દીકરીને પોતાને ઘર લ ઈ જઈ ઘરના કારોબારનુ કામ સોંપ્યું. એની સાથે પરણ વાને કેટલાક આબરૂદાર પુરૂપોએ મરજી બતાવી. તે ક

બુલ રાખવાથી એને ફાએદો થાત. પણ હેનરીએટનો ખુ દરતી સવભાવ પીતા હીતકારી હતો. જાંહાંસુધી બને તાંહાંસુધી બાપની સાથેજ રહી તેને સુખ આપવાને એ છોકરીએ ઠરાવ કીધો. વાસતે સંધાં માંગાં તેણે નાકબુલ રાખયાં. તે દર રોજ સંધુ ઘર શુતરૂં સોહામનુ રાખી તથા બીજું કામકાજ સારી પઠે કરી બાપને ખુશી કરવાને ત જવીજ કરતી હતી. એવું છતાં હેનરીએટ એક દીને સાં ભળીને અચરત થઈ કે તેના બાપે બીજી બાએડી કરવા ને ઠરાવ કીધો હતો. તોપણ બાપ જાંહાં તાંહાંથી ખુશી રેહેતો સારૂં એવું ધારી એ દીકરીએ એ બાબદ કસો વાં ધો લીધો નહી.

મા૦ ગારડનની બીજી બાએડી ઘરમાં આવયા પછી તેની ઉસકેરણીથી એ મરદે પોતાની લાએકીવાળી દીક રીને કહયું કે તેણે પોતાનુ સોધી લઈ એનાં ઘરમાંથી જ વું! બાપની એવી ચાલથી તે ઘણી દીલગીર થઈ અને લા ચારીએ એક મકાન લઈ જુદી રહી. તાંહાં સીવી સાંધી ને ગરીબ સંસારે પોતાનુ ગુજરાણ કરવા લાગી. તોબી એનુ બાપ માટેનુ હેત કમતર થયું નહી. એ તેને મલ વાને જતી આવતી રહી. પણ બાએડીની ખાતર કરૂર સવભાવના મા૦ ગારડને તેને ધીકારયા કીધી અને અં તે ઘરમાં આવવાની મનાઈ કીધી. હેનરીએટે જોયું કે બાપ અને દીકરી વચે એવો મામલો ઉપજાવનાર સ્ત્રી કોઈ દાહડેબી તેના બાપને દુખી કરવાની; માટે ઘણા દી વસને અંતરેબી એકાદવાર તેને મલવાની ખાતર તથા ખબર અંતર લેવાને એ છોકરીએ પરવાનગી માંગી. તે અરજ મા૦ ગારડને ઘણી મુશકેલીઅતથી કબુલ કી

ધી. તેબી એવી શરતથી કે પાછળી તરફ જાંહાંથી ચાક ર લોકને આવવા જવાનો રસતો હતો તાંહાંથી હેનરી એટ આવે જાય તથા કોઇ બાહેરનું આદમી હોય તારે નજીક આવે નહી પણ અદબીથી દુર રેહે. બાપની એ વી સખ્ત નજરને પણ એ પુનવંતી દીકરીએ દરગુજર કીધી.

હેનરીએટ બાપની ખબર લેતી રહી. તે બાપ એક વાર ઘણો કાહેલી થઇ પડયો. તેની ચાકરી કરવા સારૂ તેની આગળ રેહવાને એ દીકરીએ ઘણી ઓજરખાઈથી અરજ કીધી. તે એ મરદે મોહટી મેહનતે કબુલ રાખી; તે એવી બોલીથી કે વઇધ તથા બીજાં બાહેરનાં આદમી ઓ આવે તેઓને એ જુવાન સ્ત્રીએ જણાવવું નહી કે તે મા૦ ગારડનની દીકરી થતી હતી. પણ "બાડે રહે લી ચાકરડીછું" કરી કેહવું! હેનરીએટે તેબી સહન કીધું. રાત દાહાડો બાપનાં બીછાંણાં પાસે રહી તેની મા વજત કીધી અને ઘણી જંજાલ ખેંચી તેને સાજો કીધો. એવી ચાકરીના બદલામાં તે બાપે સારો થઈને તેને તા કીદ કીધી કે હવે ઘરમાંથી જવું! હેનરીએટ.જે બે ગર જપણે બાપનુ હેત ખાતી હતી તે અલબતાં કસું બોલયા વગર તાંહાંથી ગઈ. થોડા દીવસ પછી મા૦ ગારડન દીક રીને જણાવયા વગર બાએડી સાથ કોઈ દુર ગામ જઈ રહયો. હેનરીએટ પોતાની મેહનતથી દર રોજ થોડા પ ઇસા કમાઈ આબરૂથી ગુજરાણ કરતી રહી. એ પરમાં ણે કેટલાંક વરસ ગુજરી ગયાં. એક દંને તેનો ઘરડો બા પ હાલ હવાલ થયલો અને હારેલો મારેલો તેનાં ઘરમાં આવી લાગો. હેનરીએટને જલદીથી ખબર પડી કે તે

મરદના પઈસા સંધા જતા રહેલા અને તેની બાએડી તે ને મેલી નાહસી ગઇ હતી તથા તે પોતાની ઘણી પીકા રેલી દીકરીનાં ઘરમાં પોતાના બાકીના દાહડા પુરા કરવાને આવયો હતો ! એવું જાણી ભલી હેનરીએટ એક બોલખી બોલી નહી. પણ જાણે પોતાનો મેહરબાંન અને મોહ ઉપકારી બાપ આવયો હોય તેમ મો૦ ગારડનને ઘરમાં રાખયો અને તેની બરદાશત કીધી. એ વેળા હેનરી એટ કાહેલી હતી તોબી પોતાનુ બીછાંણું તેને આપયું અ ને પોતે અગવડ ખમી. એ સ્ત્રીની ટુક આવકને લીધે એ પોતાનું ગુજરાણ માન માન પુરૂં કરતી હતી. એમ છતાં ગરીબ ઘરમાં એક પુરૂષનો વધારો થયો તારે વધારે મેહ નત કીધાથીબી ખરચ જેટલું મલયું નહી. તે બીચારી ને ઓળખીતાંઓ પાસથી કરજે પઈસા લેવા પડયા. જા રે નાલાએક મો૦ ગારડન મરણ પામયો તારે તેની પર માણીક દીકરી આસરે રૂ૨૦૦) જેટલી રકમની કરજદાર હતી. એ કરજ બાપને લીધે થયું હતું તે વીચારી તેણે ક સી ફરીઆદ કીધી નહી. અંતે તેની ખુબી લોકોમાં આ શકારાં થઈ. ફરેંચ અકાડેમી વાળાઓએ ઈ૦ સ૦ ૧૮૨૭ માં તેને માન દેવાને એક મેડલ ભેટ આપયો. લાએકી વાળી દીકરી તરીકે તે લોકમાં પરખીઆત થઈ. સારાં માણશોથી તેને આબરૂ તથા આશરો મલવા લાગો.

દીકરીનો પેઆર એવો હોયછે ! એવા પેઆરની જેટ લી તારીફ કરીએ તેટલી થોડી છે !

## જીનીવીવ.

થોડાં વરસપર ફરાંસ દેશ મધે આરટીને ગામડાંમાં આસલી નામનો એક કારીગર તેની બાએડી લીસેટી સાથ રેહેતો હતો. તેઓનાં બે જોડીઆં છોકરાં હતાં. છોકરાનુ નામ મારીસ તથા છોકરીનુ નામ જીનીવીવ કરીને હતું. એ ભાઈ બેહનની ચાલથી આસલી તથા લીસેટી ઘણાં મધન રેહતાં હતાં. આસલી ગાડાંનાં ચાક બનાવવા તથા સમારવાનું કામ કરી કુટુંબનુ પાલન કરતો હતો. એક દીને એક બોજે લાધેલાં ગાડાંનું ચાક સમારતાં તે ગાડું અકસમાત ઉંધુ વળયાથી આસલી કચડાઈને મરણ પામયો. એ કજાથી લીસેટીને બહુ દુખ થયું. તેને જોરમાં તાવ આવયો. તીજે દીને તેબી મરણ પામી. એ માટી બઈએરના અરસપરસના મોહટા પેઆર તથા લોકો તરફનાં સારાં સલુક ઈઆદ કરી ગાંમડાંનાં લોક તેઓનાં મરણથી દીલગીર થયાં. તેઓનાં હીન નસીબ છોકરાં વીશે સરવ જણાં અંદેશો કરવા લાગાં. એ બીચારાંઓનુ પાલન કોઇએ કરવું જોઇએ એમ વીચાર થયો. મરનાર આસલી જે મુકાદમના હાથ હેઠલ કામ કરતો હતો તે એ છોકરાંઓનો વાલી થયો. તેના આશરા હેઠળ એઓ પાંચ વરસ સુધી રહયાં. તે મુકાદમનાં મરણ પછી તેનો છોકરો મુખતીઆર થયો. તેણે પેલાં ભાઈ બેહનોને એટલું બધું કામ સોંપવા માંડયું કે તેઓની કુમળી વયમાં તે અતીઘણું ભારી પડયું. ખવાડવા પીવાડવાના હાએ વેલા ચલાવયા. સંધી પાંતીએ એવી સખતી ગુજારવા તથા અપમાંન આપવા લાગો કે

એ છોકરાંઓ ઘણાં સબરવાળાં હોવા છતાં એઓને ઘ ણો કંટાળો આવયો. લાચારે તેઓએ તેનુ ઘર છોડવાને ઠરાવ કીધો. એ ભાઇ બેહન એક બીજાંથી જુદાં પડી મજુરી કરવા માંગતતો દરએક જણ પોત પોતાનું ગુજરા ણ સારી પડે કરી શકત. પણ માનાં પેટમાં રહયાં તાર થી તે ચઉદ વરસની ઉમરેનાં થતાં સુધી સાથે રહવાથી એક બીજાંના પરોસ તથા પેઆરમાં એટલાં બધાં લપેટા ઈ ગયાં હતાં કે જુદાં પડવાનો ખેઆલ વટીક તેઓને ભારી આફત સરખો લાગતો હતો. નાઘલા મારીસે વી ચારયું કે તે દુરનાં ખેતરમાં કામ કરવા જાયતો ભર જુ વાનીમાં આવતી તેની બેહનની પાસબાની કોણ કરે. જીનીવીવે વીચારયું કે જુદું કામ કરવાને તે જો દુર જાય તો ભાઇને વાસતે શુતરૂં ખાનું કોણ પકાવે તથા સાંહાંજ નાં તે થાકેલો આવે તેને આરામ મલે તેવું સોજુ સાજું ઘર કોણ રાખે. તેનાં કપડાં લતાં કોણ જાળવે તથા દુ ખને વખત તેની જતન કોણ કરે. એ હેતવંતી બેહન ને સઘલી દુનીઆં કરતાં ભાઈ વધારે પેઆરો હતો. બા એગ જોગે એક ખેડુતને તાંહાં તેઓને સાથે ચાકરી મ લી. તાંહાં તેઓ એક બીજાંની પાસે રહી અરસ પરસ ના પેઆર તથા ઉસકેરણીથી પોત પોતાને લાએકનું કામ એવું સારી પડે કરતાં હતાં કે તેથી સેઠ તથા બીજાં સર વ આદમીઓ રાજી રેહતાં હતાં. એક દીને અનાજનો ઢગ મારતાં વીજલી પડયાથી એવો ધકો લાગો કે મારીસ તથા બીજા મજુરો બેહોશ થઈ નીચે પડયા. થોહોવાર જતે મારીસ શીવાએ સઉ કોઈ હોશમાં આવયા. તેતો મુરદાં સરખો પડી રહયો. તેને ઉંચકીને ઘરમાં આણ

ચો. પણ તે મુતલગ હીલચો કે બોલચો નહી. વખત જ તે ધારવામાં આવયું કે તે મરણ પામયો હતો. એ ધાર ણાથી જીનીવીવને કેટલું દુખ થયું હશે તેનો વાંચનારી બાઈઓએજ વાચાર કરવો. તે બીચારી ગમમાં ગીરફ તાર હતી. તેવામાં મારીસનો સહવાસ આસતે આસ તે ચાલતો માલુંમ પડયો. તેણે આંખ્યો ઉઘાડી. જી નીવીવ જે તેને હઈડાં સાથ દાબી બેઠી હતી તેને કાંઈ ક ઉમેદ આવી. તે ઇસવરનો ઉપકાર માની બોલી કે, "ઓ ! કીરતાર ! જેમ હું ભાઈ સાથ જનમી તેમજ તે ની સાથ મરૂં એવું મને બખશજે." મારીસે એ શબદો સાંભળયા ખરા. પણ તેને બોલવાને તાકાત હતી ન હી. ઘણી મેહનતે હાથ ઉંચકી તેણે બતાવયું કે તેનાં માથાંમાં દરદ થતું હતું. તેના પગ તથા ગુરા શીવાએ સંધો ભાગ અરી ગયો હતો. એક કાબેલ વઈયે ચોકસા ઈથી તપાસયા પછી જણાવયું કે તેને માથે તથા શરીરને હેડળે ભાગે લકવો થયો હતો. તેની બુધ્ધી તથા બોલવા ની શકતી પાછી ઠેકાંણે આવવાની આશા હતી. એ વાત સાંભળી જીનીવીવ ઉમેદ સાથે ફીકરબંદ રહી.

ઉપલો બનાવ બનયા પછી એક અઠવાડીઉં જતે મા રીસ પોતાની મેહરબાંન બેહનનુ નાંમ લેવાને શકતીવા ન થયો. એથી જીનીવીવને કેટલો બધો હરખ ઉપજયો હશે વારૂ ? વસંત રૂતુ બેસતાં સુધી તે સાજો થાય એવી આશા એ રાખવા લાગી. રાત દીન તેનાં બીછાણાં આ ગળ તેની ખીદમત કરતી રહી. જારે દુખથી તે પોકારૂ તારે જીનીવીવને ઘણીજ દયા ઉપજતી. શેઆલાની રૂત માં તેને ઘણી પીડા થઈ અને તેની બેહનને અતીશે-ને

હેનત પડી. મજુરી કીધા બાદ બાકીનો વખત તેની મા વજત કરવામાં ગુજારયાથી થાક તથા બેકરારીએ કરી એ જુવાન સ્રી દુબલી થઈ ગઈ. તોપણ મારીસ જારે ઈસવર પાસે મોત માંગે તારે-એ દુખી થઈને કેહે કે "મારીસ તું એવું નો બોલ. તારાં મરણ પછી એક દમબી મારીથી જીવાવાનું નથી. તારી ખરદાશત લેવામાં મને ઘણું સુખ છે અને તને જોવાથી મારા જીવને ઘણો આનંદ થાયછે. ઈસવરે મને શકતી બખ્શીછે તાંહાંસુધી મજુરી કરી આ પણું ગુજરાણ થવા જેટલું હું મેલવીશ. દુખ કાંઈ સદા ટકતું નથી. આપણી દેઆનત નેક અને ઈસવરપર ભરોસો રાખીશુંતો તે સાહેબથી આપણને સુખ મલશે. તારૂં દરદ મટાડી તે સાહેબ તને સાજો કરશે. કેહેવાત છે કે ડરામણાં તોફાન પછી રલીઆમનો તડકો પડયા વીનાં રેહતો નથી. વાસતે માયાલુ પરવરદીગાર આપણી જીંદગીનો પાછળો ભાગ સુખનાં તડકાંથી રલીઆમનો કરશે" એવા પેઆર તથા દેલાસાના સખુનો સાંભળી પેલા દરદીને કોઈ કોઈ વાર હીમત આવતી હતી.

ગલીચ તથા સુસતી નહી રેહવાને મારીસ બીછાંણાં પરથી ઉઠી બેહનની મદદથી ખુરસીપર બેસી હાથે કરી તહરેવાર ચીજોના નમુના બનાવવા લાગો. એકવાર તેણે ચાર પઈડાંની એક ગાડી બનાવી અને ખાએશ કીધી કે તેમાં બેસાડી કોઈ તેને ફરવા લઈ જાયતો સારૂં. જીનીવીવ જે હરેક પરકારે તેને ખુશી કરવાને ઇંતેજાર હતી તેણે બાઈની એ ઈચ્છા બર લાવવાને ઠરાવ કીધો. એક આદીતવારને દીવસે તે ગાડીમાં તેને બેસાડી દેવલમાં ઘસડી લઈ જવાનો વીચાર જણાવયો. જીનીવીવે હેતથી

એ ઠરાવ કીધો તારે ફીકર માતર ગેટલીન્ન હતી કે વાંકા ચુકા રસતામાં ગાડી ધસડતાં આમફાપી મારીસને પણ દુખ થવાનું. પણ જનીવીવની ચાલથી તેનો સેક તથા બી જાં માણુશો તેનીપર ઘણુ હેત રાખતાં હતાં. તેઓએ એ રવીવારને પરોઢીએ સંઘે રસતે પેંહો પાથરયો. મારીસને ગાડીમાં બેસાડેલો જેંચી જનીવીવ બાહેર નીકળી તેની આગમચ ગાંમડાંનાં સંધાં લોક વાટની બંધે બાજુએ જો વાને ઉભા રહ્યાં. તેઓ એ શીની તરફ જોઈ આફરીન કરતાં હતાં. ઘણાં જણે તેની ખાતર તેના ભાઈની ગાડી ઘસડવા માંગી. પણ તેઓને એવી તસદી આપવી ઠીક નહી તથા પોતાની માફક બીજું કોઈ આદમી સંભાળથી અને આસનેથી ગાડી ઘસડે નહી, માટે તેણે નમનતાઈ થી સરવ કોઈને નાપાડયું. દેવલમાં પોંહતેથી ધરમોપ દેશકે તેની તરફ હાથ બતાવી સઉને કહ્યું કે તેનુ કામ ઘણું પુનવાન તથા ઇસવરને પસંદ પડતું હતું. સમો આ વે તારે એવાંજ પુનનાં કામો કરવાને તેણે લોકોને ભલા મણ કીધી. ભાઈ બેહનને આશીસ દઈ તે બોલયોકે "મારી વાહલી દીકરી તું હીમત રાખજે કેમકે ઇસવર તા રૂં કામ પસંદ કરી તને આશરો આપેછે."

જનીવીવ દર રોજ સાંહાંજને વખત મારીસને ગાડી માં બેસાડી બાહેર હવા ખાવાને લઈ જતી. તાંહાં એક દને એક ઘરડો શીપાહી તેઓને મલયો. મારીસનો સં ધો હેવાલ સાંભળયા પછી તે બોલયો કે "ચીલાની લડા ઈમાં એક શેલ ફાટયાથી મનેબી લકવાનુ દરદ થયું હતું. તે દરદથી બે વરસ સુધી મારા સાંધા નીરઉપયોગી થઈ પ ડયા હતા. મારાં માથાંમાં તારીજ માફક દરદ થતું હતું.

મારી બુધ્ધી સંધી જતી રહયા સરખું લાગતું હતું. મને કે
સી દવા કારગત લાગી નહી. સંધા ઈલાજ ઘટયા તારે
સમુદરમાં નાહવાનો ઈલાજ મને ફરમાવવામાં આવયો.
ખમાએ તાંહાંસુધી દરદી ભાગપર મેં હલુવે હલુવે મોજા
લાગવા દીધા. એ પરમાંણે ઉનાલાની આખી મોસમ કી
ધું એટલે હું સાજો થયો. વાસતે તુંબી જો તેમ કરીશતો સા
જો થઈશ." એવી વાત કહી મારીસે પુછયાપરથી તેણે જ
ણાવયું કે એ પરમાંણે નાહવાની જગો એનાં ગામથી આ
સરે અડીસો માઈલની વેગલાઈપર શ્રી બોલોન મધે હતી.
મારીસ બોલયો "એટલાં સુધી મારાથી જવાય કેમ ? એ
બનવું મુશકેલ છે, માટે મારેતો જનમ સુધી દુખી રેહવું પ
ડશે." પણ તેની મેહરબાંન બેહન જે એ વાત સાંભળતી
હતી તેણે તે શીપાહીને એક કોરે તેડી સંધી વીગત પુછી
લીધી. ઘર આવી ભાઈને બોલોન લઈ જવાને ઠરાવ કીરો.
થોડા દીવસમાં સંધી તઈઆરી કરી મારીસને તે વીશે જ
ણાવયું. મારીસ બોલયો કે "બેહન એ કામ તારીથી કધી
બની શકવાનુ નથી. જવા આવાના પઈસા તું કાંહાંથી
લાવીશ?" જીનીવીવે જવાબ દીધો કે "દુનીઆંમાં એવું
કાંઈબી નથી કે જે મારા ભાઈને વાસતે હું કરી શકું ન
હી. તારી ગાડીમાં બેસાડી હું તને ખેંચી લઈ જઈશ.
મારાં પાસ કરકસરથી એકઠી કરેલી પાંચ અશરફીઓ છે
તે જતી વેળા વાટ ખરચ સારૂ બસ થશે. પાછાં આવતાં
તો તું મારી સાથ ચાલી શકીશ." મારીસ ફરીને બોલયો કે
"વાટ ઘણી લાંબી છે. આપણને કોઈનો આશરો નથી. ન
દી તથા પાહડો ઓરંગવાને તારી તાકાત રેહશે નહી."
જીનીવીવનો જવાબ એટલોજ હતો કે "ઈસવર જો મેહર

બાંન છે તો તે સાહેબ એવી સંધી મુશકેલીઅત આશાન કરી નાખશે અને આપણને તે સંધી પાતીનો આશરો આપશે. તને સાજો કરતાં મને ગમે એટલી થાક લાગ શે તો સું ચીંતા છે ? ટેકડીઓ અને નદીઓ ઓરંગતાં વ ળી એટલા દાહડા વધારે લાગશે. વાસતે તું હીમત પક ડ અને આપણ કુચ કરી જઈએ.'' એ પરમાંણે હેતથી ભાઈને સમજાવયા પછી જનીવીવે ભાઈ તથા પોતાની વ રસગાંઠને એટલે તા૦ ૩ જી જુનને દીને રવાને થવાને ગોઠવણ કીધી. જનીવીવે પોતાની સમજ મુજબ ઘણી સારી અગમચેતી રાખી. તેણે પેલી ચાર પઈડાંની નીચી ગાડીને છતર કીધું. તે ગાડી હાથે ઘસડતાં થાક ચહડે તારે તે કમર તથા ખભાંથી ઘસડવા એક ચામડાંનો પટો મેલવયો. પગમાં હલકા જોડા તથા માંથે સાદરાંની ટોપી પેહરી. તેહવારને દાહડે પેહરવાનો મારીસનો પોશાક તે ને પેહરાવયો. પોતાનો તેવો પોશાક કોઈવાર કામનો જા ણી તેની બીંડરી કરી મારીસને સારૂ તકીઆની માફક ગા ડીમાં મેલયો.

ઠરાવેલે દીવસે સહવારને પોહર બાહેર નીકળયા પ છી જનીવીવ પેહલાંતો હરખ ભરેલી વેહલી વેહલી ચા લી. પણ પછી ભાઈની ચેતવણીથી તેણે આસતે'આસ તે પગલાં ભરયાં કે દુર રાહ કાપવી હતી માટે ઉતાંવળે થાક ચહડે નહી. એ સ્ત્રી હરેક કામ કરતી વખત ઈસ વરની બંદગી કરી તેની સાહેતા માંગવાને સદા જરૂર જા ણતી હતી. આ વેળાબી ભાઈને લઈ પેહલાં દેવલમાં ગ ઈ. તાંહાં ભકતી કરી આગળ ચાલી. ફરાંસ દેશના મ ધીઅ ભાગથી તે દેશની સરહદ સુધીની મુસાફરી એ ભા

ઈ બેહેને કેમ કીધી તેની વીગત જાણવા જોગ છે તો
બી આ નાધળા ગરથમા તેની જગો થઇ શકતી નહી
નેદાન તથા સપાટ જગોએ જીનીવીવે આસતે આસતે
જાશુક રાહ કાપી એ ભાઈ બેહન બપોરને વખત કોઈ
ઝાડને છાએડે વીસામો લેતા તથા રાતને વખત કોઈઆ
બરૂદાર ઠેકાણે મકાન કરતા પોતાની ગુજાસ પરમાણે જે
મેલવી શકે તે ખાઈ શુકર કરતા ફરસબદી કરેલા રસતા
તથા ભર વસતીવાળા ગામોમાથી મારીસને નહી લઈ જ
વાને જીનીવીવ દુર અદેશાથી તદબીર રાખતી હતી એ
કજ વેળા લાચારીથી હાથે એ ચવાની ભાડુતી ગાડીમા
બેમાડી તેને એક કસબામાથી લઈ જવો પડયો તેમ ન
કીધુ હોતતો બે નદીઓ ઓરગી જવી પડત જે જીનીવી
વથી બનતુ નોહતુ મજબુત ઘોડાઓબી રાએતાની મ
જલ કરતા જા હા થાકી જાય તેવી સીધી ટેકડીઓ અને
વાકા ટુંકા રસતાઓપરથી જીનીવીવને જવુ પડયુ એવી
મેહનતથી તે ઘણી થાકી ગઇ તેના પગ સોહરાઈ છાગ
રા ઉઠયા જોડા મેલી દઈ ચાલવાની ફરજ થઈ ગાડી
એ ચયાથી હાથ તથા કમર જોનારને કમકમાટ છુટે તેમ
ઘસાઈ ગયા થાક ચહડયાથી વારેવાર વીસામો લેવાની
જરૂર પડી એ પરમાણે બાર દીવસ સુધી સખત મજ
લ કીધા પછી પેટીટ મોંટ રોટ નામના ગામડામા જીનીવી
વ પોહતી તાહા એક શીપાહીની વીધવાએ એ ભાઈ
બેહનની સારી માવજત કીધી જીનીવીવ ભાઇને માટે
કેટલુ બધુ કરતી તથા સોસતી હતી તે જાણી એ ગરીબ
વીધવાની આખોમા આશુ આવયા તેણે બોહસ કરી જી
નીવીવને કેટલાક દીવસ સુધી પોતાને તાહા રાખી મા

હોય તેમ તેની તથા તેના ભાઈની બરદાશત કીધી. તે
ઓ પાસથી કસો ખરચ લીધો નહી અને જતી વખત કે
ટલીક અગતની વસતુ અપાવી આશીસ દઈ રવાને કી
ધાં. થોડા દીવસ પછી એક બીજે ઠેકાણે એ ભાઈ બેહ
ન એક ધરમશાલા આગળ પોંહતાં. તાંહાં કેટલાક કમ
જાત મરદોએ એ બાઈની એવી મશખરી કરવા માંડી કે
એ શોભાની ખાતર તાંહાંથી બાહેર ગઈ. એ બીચારાં
ભાઈ બેહુનને ઉંગાડાં ચોગાનમાં આખી રાત રેહલું પડ
યું. આગળ ચાલતાં બીજી પીડા વીજળી તથા ગગરાટ
નાં તોફાનથી થઈ. તે તોફાનથી મારીસનાં દરદે ઉભરી
તેને દુખ આપયું. એ વખતે જીનીવીવે પોતાની છાતી
હેઠળ ભાઈનુ માથું રાખી તેની આંખોપર હાથ દઈ જેમ
બને તેમ વીજલી તથા વરસાદથી તેને બંચાવયો, અને
સંઘો ઉપદરવ પોતેજ ખમયો. તેને ધાસતી લાગી કે રખે
ને વીજળીથી લકવાનુ દરદ ભાઈને ફરીને આગળની મા
ફકજ હલાક કરે. ઈસવરની મેહરબાંનીથી તેમતો થયું
નહી. પણ એ બીચારીને પોતાને ફીકર, થાક અને શર
દીની અસરથી તરણ દીવસ સુધી તાવ આવયો. એમ
કરતાં બાવીસ દાહાડા પુરા થતે તેઓ અરધી મંજલ કા
પી રહયાં. બોવેસ પોંહચતાં જીનીવીવની પાસની પાંચ
અશરફીઓમાંથી તરણ ખરચાઈ ચુકી. એ બાઈ ભીખ
માંગવાને પુરો ધીકારઃ કરતી હતી. વાસતે વધારે કર ક
સર કરવાને જરૂર થઈ. હીયાંથી રાહ પણ વધારે ડીકટ
હતી. તેને ઘણા ડુંગરો વટાડવા પડયા. એ બાઈ ઘણી
રંજ ખેંચયા પછી બોલોન તરફની છેલલી ટેકડી ચહડી,
એટલે તેને દુરથી સમુદર દીસયો. ઘણી ખુશીમાં આવી

બાઈની ગાડીનું છતર ખીસાડી તે સમુદર તથા બેલોનની ઇમારતોની કેટલીક નીશાનો તેને બતાવી. મારીસે મધ ન થઈ બેહનને થોડોવાર વીસામો લેવાને કહયું. જીનીવીવ બોલી કે મકાન નજીક આવયું એટલે તાંહાં પોહતા આગમચ થાક લેવી દરૂસત નહી. આગળ વધી પુછતાં પુછતાં એ બાઈ બેહન સમુદરને કાંઠે થઈ હમામખાનાંની જગો આગળ ગયાં એક ડુંગર હેઠાં કેટલીક સ્ત્રીઓ નાહવાને સારૂ સમો જોતી બેઠી હતી. તેઓને એ બાઈ બેહન વીશે કસી ખબર નોહતી. તેઓએ જીનીવીવને સેજ પુછયું કે તે પેલા મરદને પાસેનાં કીઆં ગામડાંમાંથી લાવી હતી. જીનીવીવે બાઈનો હાથ પેઆરથી ઝાલી હમીને સંઘી બીના કહી. તે સાંભળી સરવ જણાં જીનીવીવને ફરેસતા સરખી ગણવા લાગાં. તેઓ આફરીન કરતાં એ અબલાને હમામખાના વાળાની નજીક લઈ ગયાં. તે ધણીએ સંધો હેવાલ સાંભળી ઘણાં હેતથી તેઓને પોતાને તાંહાં રાખયાં. તે ઈસવરનો ઉપકાર માનવા લાગો કે જીનીવીવ સરખી પુનવાન અબલાના પગલાં તેને તાંહાં પડયાં. તેણે એ બાઈ બેહનને વાસતે એક સારૂં મકાન તઈઆર કરાવયું. મારીસ જાણે કોઈ રાજાનો કુવર હોય તેમ ખબરદારીથી હમામખાનાંમાં તેની ચાકરી કરવાને બે માણસોને તે ધણીએ હુકમ કીધો. તે જગોએ નાહવા આવનારાં સંધાં આદમીઓ જીનીવીવપર મધન રહયાં. તેઓએ તહરેવાર વસતુ એને પોંહચતી કીધી. આઠ દસ વખત નાહયા પછી મારીસને પગમાં લોહી હાલતું લાગું. થોડા દીવસમાં તે બે લાકડી પકડી ચાલવા લાગો. તેણે ઇસવરનો ઉપકાર માની મેહર

બાંન બેહનને દુવા દીધી. મા પોતાંનાં પેહલી વેતનાં બ ચાંને ચાલતાં જોઇને ખુશી થાય તેમ બાઈને પાછો આલ તો જોઇ જીનીવીવ ખુશી થઇ. હરખનાં આંશુ વરસાવી ઇસવરની જનાબમાં સર નમાવી તે સાહેબની મેહરબાંની વીશે એ સીએ ફરજ અદા કીધી. વખત જતે મારીસ પુરો સાજો થઈ દર રોજ કેટલાક ગાઉ સુધી ચાલી શકયો. તેને કવતબી સારૂં આવયું. એ બાઈ બેહન પાછાં પોતા ને ગામ જાય તે આગમચ બેલોનનાં કેટલાંક મોહટાં મા ણશોએ જીનીવીવને મેજબાની આપી. કોઈ ઉંચી પદવી નાં નામીચાં આદમીને મારે તે મેજબાંની હોય તેમ સં ધી ગોઠવણ કરવામાં આવી હતી. તે લોકની નજરમાં જીનીવીવ બાઈપર પેઆર કરવા તથા તેને સારૂ નહીંમ નાય એવી સખ્તી ખેંચવાને લીધે ખરેખર ઉંચા દરજ જાની ગણાતી હતી. ઠરાવેલે દીવસે છ આબરૂદાર ઓર તો બે ગાડીમાં આવી જીનીવીવ તથા મારીસને મેજબા નીની જગોએ તેડી ગઈ. મેજબાંની આપનારાંઓએ ઉ ઘરાંણું કરી સોનાંની પચાસ અશરફીઓ એકઠી કીધી હ તી. તે તેઓએ બોહસ કરી જીનીવીવને ભેટ આપી: તે પછી એ ઇમાનતદાર બાઈ જારે પેલા હમામખાનાવાળા ની નજીક ગઈ તારે તેનો ખરચ ચુકવી આપવાને કહયું. પણ તે દયાલુ પુરૂષે એક પઈસોબી લેવાને નાપાડયું.

મારીસ તથા જીનીવીવ એક વઇધની સલાહ મુજબ પાછાં પોતાને ગામ જવા નીકળયાં. પારીસ સેહરમાં થો ડા દીવસ રહી તાંહાંથી આગળ ચાલી અંતે શ્રી આરટી ને તરફ આવી લાગાં. એક રવીવારની સહવારે તે ગા મડાંનાં લોકો દેવલમાં જતાં હતાં તારે પેલી ચાર પઈડાં

ની ગાડીમાં મારીસ પોતાની માતારૂપી બેહનને બેસાડી હેતથી તે ગાડી ઘસડી ચાલતો દેખાયો. તેને એ પરમા ણે સાજો થયલો જોઈ સઉ કોઈ મગન થયાં. આ વાતમાં આગળ કહેલા ધરમોપદેશકે તથા બીજાં લોકે જુનીવીવને ખુબ શાબાશી આપી. એવી શાબાશીથી તે બાઈ એ ર વધારે નમનતાઈ પકડી પરવરદીગારની બંદગી કરવામાં મસગુલ થઈ. તે સાહેબની બખશીશનો ઉપકાર માની એ ભાઈ બેહન પોતાને મકાને જઈ આગળની માફક પે આર હેતથી રહેયાં.

---

## લા બ્લાનડ.

પારીસ શેહેર મધે માનશીઅર મીગીઆન નામના ઘરસથને તાંહાં લા બ્લાનડ નામની એક સ્ત્રી ચાકરી કરતી હતી. એ પુરૂષ સેંટ હોનોર મોહલામાં બાલ વેચનારનું દુકાન માંડતો હતો. એને ધંનધામાં નુકસાન ગયું. એ ની નાદારીના વખતમાં લા બ્લાનડે એના કુટુંબને છો ડી દેવાને ચાહયું નહી. એ ઓરતે દીલ મોહટું રાખી વ ગર પગારે ચાકરી કરયા કીધી. એ પરમાંણે કેટલાંક વર સ જતે માનશીઅર મીગીઆન મરણ પામયો. તેની વી ધવા પોતાનું તથા બે નાધલાં બચાંઓનુ ગુજરાણ કરવાને અશકત હતી. તેઓનુ પાલન કરવાનુ કામ લા બ્લાનડે પોતાને માથે લીધું. ચાકરી કરીને એકઠા કીધેલા પંદ રસો ફરાંક તથા તેની નાધલી બાપીકી જમીનની ઉપજ ના દર વખતના બસો લીવર એ સ્ત્રીએ વીધવા મીગી.

આન તથા તેનાં છોકરાંઓ સારૂ ખરચ્યા. એટલા વ
ખતમાં એ લાએકીવાળી ઓરતને સારી ચાકરીઓ આ
પવાને કેટલાક લોકે દરખ્વાસતો કરી હતી. પણ પેલાં ત
રણ જણાંને એ પડતાં મેલેતો તેઓની બરદાશત બીજું
કોણ કરે તે વીગેનો અંદેશો કરી તે ચાકરીઓ લેવાને એ
ણે સાફ નાપાડયું. અંતે મરનાર મીર્ગીઆનની વીધવા
માદી પડી. એ સમે લા બ્લાનડ પાસે પઇસાતો રહયા
તા નહી. માટે તેણે પોતાનાં કપડાં લત્તાં તથા બીજો સ
ર સામન વેચયો. જે કાંઈ ઉપજયું તે મરવા પડેલી મી
ર્ગીઆનને આરામ આપવા સારૂ ખરચ્યું. તે ઉપરાંત
પોતે હાજર રહી તેની ચાકરી કીધી. એ વીધવા તા૦ ૨૮
મી એપરીલ ૧૭૮૭ ને દીને મરણ પામી. તેને દફના
વયા પછી લા બ્લાનડના મીતરોએ તેને ભલામણ કી
ધી કે પેલાં છોકરાંઓને ધરમશાલામાં મેલવાં. પણ એ
સખી દીલની પરોપકારી સ્ત્રીએ એવી ભલામનને ઈનકા
રી. તે બોલી કે શ્રી રૂએલમાં તેની બાપીકી જમીન હ
તી, તેની દર વરસે જે ઉપજ થતી હતી તે તેનુ તથા એ
છોકરાંઓનુ ગુજરાંણ કરવાને બસ પડવાની. એ ખરી ધ
રમાતુ સ્ત્રીએ બેગરજપણે તે છોકરાંને ઉધારી મોહટાં અ
ને સુખી કીધાં એમ કેહવાની જરૂર નથી.



## મડમ રોલાન.

મડમ રોલાન ઈ૦ સ૦ ૧૭૫૬ માં શ્રી પારીસ મધે ગરીબ પણ આબરૂદાર માબાપને પેટે જનમી હતી. એનો બાપ મા૦ ફીલીપોં નકસી તથા મીનાકારીનું કામ કરતો હતો. એની મા નામે મારગેરાઈટ બીમોન સારી સમજવાળી સ્રી હતી. એ માબાપે એ દીકરીનું નામ મેનાન કરી રાખ્યું. તે બાલપણથીજ બુધ્ધીવાન તથા ઉદયોગી દેખાઈ. તે પોતાના પાઠ શીખવાપર ઘણું લખશ આપતી હતી. ચાર વરસની થઈ તેટલાં સારી પઠે વાંચવાને શીખી. મેનાનને કીતાબો પહડવની રૂચી દનપરદન એટલી વધી ગઈ કે વાંચવાને શરૂ કીધા પછી કાંઈ ઘણું અગતનાં કારણ વગર બીજી બીનાપર ધેઆન લઈ જતી નોહતી. એવે સમે તેનુ ધેઆન ચુકાવવાનો માતર એકજ ઈલાજ હતો. તે એકે મેનાનને વાંચવાના જેટલોજ ફુલોનો શોખ હતો. તેની નજીક કોઈ સારાં ફુલો લાવતુતો વાંચવાનુ મેલી તેપર દીલ લગાડતી. એવી હુશીઆર દીકરીને લાએકની કેળવણી આપવાને તેના માબાપે પોતાથી બનતી કોશેશ કીધી. મેનાન લખવા, વાંચવા, ગાવા, ચીતાર પાડવા અને નાચવાને સારી પઠે શીખી એટલુંજ નહી પણ હીતીઆસ, ગણીત શાસ્ર, ધરમ સાશસ્ર, રસાનશાસ, માનસીક શાસ્ર, ભુગોલ તથા ખગોલ વીદીઆ, ફીલસુફી ઈતીઆદીનું તારીફ લાએક ગનાન ધરાવતી હતી. ઉમરે જેમ મોહટી થતી ગઈ તેમ તેનામાં આ સુખીઅ ગુણો દીસવા લાગા કે સરવથી પેહલાં ઘરના કારોબારપર તથા વીદીઆ અભયાસપર ધેઆન

આપવું અને તે થયા પછી ગમત કરવી. મોહટા ઉદયો ગ અને કાબેલીઅત સાથ, ઘણી ખુબસુરતી, પરોપકારી દીલ, શાંત સવભાવ, મીઠી જુબાનવાળી હોવાથી એ અ બલા આસપાસનાંઓની માનીતી થઈ પડી. એની સા લેસાઈ તથા કાબેલીઅત માટે ઘણે ઠેકાંણેથી એને ફાએ દા ભરેલાં માગાં થયાં હતાં. પણ એની મા કાહેલી મા લયાથી તેને છોડી સાસરે જવાને મેનાનને ગમયું નહી. માપર એનો પેઆર કેટલો બધો હતો તે એક બીનાપરથી સમજ પડશે. તે એમ કે તે મા મરણ પામી તારે ગમ ગીનીથી મેનાનને એવાં જોરમાં તાવ આવયો કે ઘણા દી વસ સુધી તેનો પોતાને જીવ મોહટા ભયમાં રહયો હતો.

મેનાનની માના મરણ પછી તેનો બાપ ઉડાઉ થઈ પડયો. તેણે પોતાની પુજી તથા દીકરીનો મા તરફનો વારસો સંધો ખરાબ કીધો. કુટુંબનુ પાલન કરવાનાં કામ પેર તેણે કસું ધેઆન આપયું નહી. એ અને બીજા સ બબથી મેનાનને બાપતુ ઘર છોડી વેરાગણના એક મકા નમાં જઈ એક વરસ સુધી રેહવું પડયું. તાંહાં એ રૂડી બુદ્ધીની અબલા એલમ પહડવા તથા ઇસવરની સેવા કર વા અને બાપનાં લુગડાં સીવવામાં વખત ગુજારતી હતી. બાપથી જુદી પડી તોભી દીકરી તરીકે હરેક મદદ તેને કરવાને એ જુવાન સ્ત્રી પછાત રહી નહી.

મેનાનની આસરે પચીસ વરસની ઉમર થવા આ વી તારે કોઈ લાએકીવાળા આબરૂદાર ધણી સાથે પરણ વાને તેણે વીચાર કીધો. મા૦ રોલાન નામનો એક ઘર સથ જેની આસરે ઉડતાલીસ વરસની ઉમર થવા આવી હતી તેને એણે ભરથાર માટે પસંદ કરી ઈ૦ સ૦ ૧૭૮૧

માં લગન કીધાં. એ મા૦ રોલાન કેટલાંક કારખાંનાંઓ નો ઉપરી હતો. લગન થયા પછી એક વરસ સુધી તે પારીસ મધે રહયો. તાંહાં વેપારને લગતાં કેટલાંક પુસતકો છપાવયાં. એ કામમાં મડમ રોલાને તેને ઘણી મદદ કીધી. એ બાઐડી આખી જીંદગી સુધી ભરથારનાં કામમાં એવોજ ભાગ લેતી રહી. પુસતક છપાવવાનું કામ પુરૂં થયા પછી એ ધણી ધણીઆણીએ, ઈટાલી, સુઈટઝરલંડ તથા ઈંગલંડ દેશોમાં મુસાફરી કીધી. એ મુસાફરીથી તેઓનાં ગનાનમાં અલબતાં ઘણો વધારો થયો. રાખેતાના કામથી વીસામો લેવાને જરૂર થાય તારે મડમ રોલાન આડ પાન, ધાતુ વીગરેની બીનાંઓપર થતાં ભાષણ સાંભળવાને જતી. તે ભરથાર સાથે આમીનસમાં રહેલી હતી તારે તેને પેટે એક દીકરીનો જનમ થયો. લોકની રીત પરમાણે એ બચાંને દાઈને સોંપવા કરતાં તેને ધવાડવા તથા ઉછેરવાનુ કામ મડમ રોલાને પોતે કીધું. એ બાનું એક કરતાં વધારે દાઈઓ રાખવાને પુર શકતીવાન હતી. પણ બચું માના દુધ તથા બરદારાતથી જેવું સારૂં ઉધરેછે તેવું પારકાં દુધ તથા ખબરદારીથી ઉધરતું નથી એવું એ સમજુ બાઈનું પકકું મત હતું માટે એ કામ એણે પોતે કીધું. વીદીઆ અભીઆસ કરવા તથા રાજદોઆરી મામલાપર ધેઆન આપવા છતાં મડમ રોલાન પોતાની આખી જીંદગી સુધી ઘર સંસારનાં અને તેવાં બીજાં સંધાં કામોપર ઘટતી મેહનત લેતી હતી. એ બીના ધેઆનમાં રાખી. એ બાનુની એવી ચાલની નકલ કરવાથી વાંચનારી બાઈઓ ફાએદો મેલવયા વીનાં રેહશે નહી.

મડમ રોલાન ઈ૦ સ૦ ૧૭૮૯ નાં વરસ સુધી ભર

થાર સાથે લીઅનસ શેહરમાં રહી. તાંહાં દર રોજ ઘર નુ કામકાજ કીધા બાદ વીદીઆ અભયાસપર ધેઆન આપતી. લખવા વાંચવાનાં કામમાં ભરથારને મોહટી મ દદ કરતી. દીકરીને રૂડી કેળવણી આપતી. પાર પડો સીઓને અનેક પરકારે સાહેતા કરતી. એ પરમાણે ઉ પયોગીપણે અને આનંદથી જીંદગી ગુજારતી હતી. તેટ લાં ફરાંસ દેશમાં રાજકારોબારનો શુધારો કરવાની ગરબ ર ચાલી. મડમ રોલાન તથા તેની ઉસકેરનીથી તેનો ભ રથાર એ શુધારાનાં કામમાં આગેવાન થયાં. તેઓ કલ મ તથા જુબાનથી એ કામને ટેકો આપી ખુશી થવા લા ગાં કે આગળ જતાં એ શુધારાથી આલમનું ભલું થઈ સારાં ફલ નીપજશે.

શ્રી લીઅનસના રેહવાસીઓએ માનશીઅર રોલાનને પોતાની તરફથી રાજદેઆરી સભામાં વકીલ તરીકે મોકલ વાને પસંદ કીધો. તે કામ સારૂ એ ધણી બાએડી સાંથે ઈ૦ સ૦ ૧૭૯૧ માં પારીસ ગયો. એ સભામાં જે કામકાજ તથા વાતચીત થતી તે મડમ.રોલાંન પોતાની નજરે જોતી તથા કાને સાંભળતી હતી. જે બીના તેના જાણવામાં આવી તેથી તેને ધાસતી પડવા લાગી કે રાજમામલા સં બંધી શુધરાઈ થવા તથા સારાં ફલ નીપજવા વીશે એ મ ડમે રાખેલી આશાનો રખેને ભંગ થાય અને કાંઈ મા ઠાં પરીનામ નીકળી પડે. સબબકે એ વખત શુધરાઈની તરફેન ખેંચનારાઓ એકસપ હતા નહી. રાજકારોબા રી સભામાં તેવા લોકની બે ટોળકી હતી. પેહલી ટોળ કીવાળા કાબેલ, સાફ દીલના, ઈમાનદાર લોક હતા. તે ઓ સ્વતંત્રપણા સાથે ચાંદાજા અને દાને ચાહનારા પુ

રૂપો હતા. તેઓને જીરાનડીન કરી નામ આપવામાં આવવું. બીજી ટોલકીવાળાઓ અતીઘણા હુલડ તથા શુધારાને બાહને પોતાનો સવારથ સાંધનારા હતા. તેઓ એટલુનો અતેરૂં કરવાને ખંતી હતા કે જાહેરમાં બોલલું બોલતા હતા કે કોઇબી રૂપથી રાજાના અમલમાં રેહવું ગુલામી સરખું જાણવું. તેઓ હરેક ભલા ભુંડા ઈલાજથી પોતાના વીચારને અમલમાં લાવવાને તઈઆર હતા. તેઓ પેહલાં માનટેનરડ અને પાછળથી જાકોબીન કરી કેહવાતા હતા. એ ટોલકી વાળાઓ વચ્ચે સભામાં જલદીથી વાંધો ચાલયો. માનશીઅર રોલાન પેહલી ટોલકીમાં હતો. તે ઘણી સારી દાનાઇ તથા હુશીઆરીથી કામ કરતો હતો. ઇ૦ સ૦ ૧૭૯૨ માં એ ધણીને એની બાએડીના વગથી દેશના માહેલા કારોબાર ખાતાંનો પરધાન કરાવવામાં આવયો. એના કરતાં એની બાએડીની કામેલીઅત તથા ખબરદારી ઘણી વધારે હોવાથી એનુ કામ ચલાવવામાં તે બાઇ મુખીઅ ઈલાકો રાખતી હતી.

મડમ રોલાનના કીમતી વીચાર અને મતની અસર એકલા ભરથારપરજ નહી પણ આખી જીરાનડીન ટોલીપર થતી. બુધ્ધી બલે કરી એ બાનુ ગોયા તે ટોળીની સરદાર થઈ પડી. ભરથારને પરધાન તરીકે રેહવાનાં સરકારી હાટેલ (મંદીર) માં એણે એક નાધલા ઓરડામાં બેઠક રાખી હતી. તાંહાં ચોપડીઓ, કાગજ, એક ઈસકોટરી તથા થોડી ખુરસીઓ શોવાએ બીજાં રાચ રચીલાં હતાં નહી. બીજા પરધાનો તથા રાજકારોબારીઓ કામકાજ સારૂ એના ભરથારની મુલાકાતને આવતા, તેઓ

તેના ઓરડા કરતાં મડમ રોલાનના ઓરડામાં એ સ્ત્રીની હજુર વાતચીત કરવાને વધારે પસંદ કરતા હતા. પાદશાહ ની રીતભાતથી તેના પરધાનોના મનમાં આવયું કે તેથી તે ની તથા આલમની ખરાબી થવાની. તેને સારી સલાહ આપવાની જરૂર દીસી. તે સલાહ માનશીઅર રોલાન ની મારફતે આપવાને સંધા પરધાનોએ ઠરાવ કીધો. તે વીશે મોતેબર દલીલોથી ભરેલો એક કાગલ મડમ રોલાને ઘડી કાહડયો. તે પરમાણે રાજા ચાલતતો ઘણીક ખરા બીનો અટકાવ થાત એમ કાબેલ લખનારાઓનું મત છે. પણ તેમ કરવાને બદલે જે દાહડે તે કાગલ પોહતો તેજ દાહડે એ માડાં ભાગ્યના પાદશાહે માનશીઅર રોલાનને પરધાનના ઓહદાપરથી બરતરફ કીધો. એ બનાવ તા૦ ૧૧ મી જુન ૧૭૯૨ ને દીને બનયો. થોડા દીવસ જતે લો કો રાજમામલાથી વધારે નારાજી થયા. તા૦ ૧૦ મી આગસટને દીને મોહટુ હુલડ થયું. લોકોએ રાજાને ત થા તેનાં કુટુંબના આદમીઓને પકડી કેદ કીધાં. તેનો અમલ રદ કરી દેશમાં પરજાસતાક રાજ સ્થાપવામાં આ વયું. જીરાનડીન પરધાનો પાછા ઓહદાપર આવયા. મા૦ રોલાને આગળું કામ પાછું હાથમાં લીધું. પરજાના વ ર્ગો જાણે એકસપથી કામ કરવાના હોય તેવું ડોલ દી સયું. પણ એવો દેખાવ જલદીથી ફેરવાઈ ગયો. જાકો બીન ટોલી વાળાઓએ ફરીને અતેરું કરવા માંડયું. મ ડમ રોલાને તા૦ ૫ મી તથા ૯ મી સપટેમબરને દીને એક મીતરને લખેલાં કાગલોમાં જણાવયું કે (જાકોબીન ટોળીના આગેવાનો) "રામેસપીઅર તથા મારાની સુલી વચે આપણ સંધાં આવી ગયાં છઈએ. સ્વતંત્રપણા વી

શે મારી ઉલટ કેટલી બધી હતી તે તમો જાણો છેવો પ
ણ હવડાં મને તેથી શરમાવું પડેછે. ઘાતકી લોકોએ તે
ને હલકું પાડીઉંછે. તે હવે ડરામનુ લાગેછે." એ લાએ
કીવાળી કાબેલ ઓરતનો જીવ જાકોબીનોની ચાલથી ઘ
ણો કચવાયો. તે હુલડ તથા ખુની લોકોએ સપટેમબ
ર માસથી ઘણાં સારાં તથા ભોલાવાળાં આદમીઓને બે
ડાએદે તથા ઘાતકીપણે કતલ કરાવયાં. તેઓએ પાદશાહ
તથા રાણીને એવીજ હાલતે પોંહચાડયાં. એવાં પાતકી
કરમોથી તેઓને અટકાવવાને મડમ રોલાન તથા બીજાં
આબરૂદાર જીરાનડીનોએ મેહનત કીધી તે સંધી વેરથ ગ
ઈ. પાદશાહને તા૦ ૨૧ મી જાનેવારી ૧૭૯૩ ને દીને
ગરદન મરાવયો અને તેને તીજે દીને રોલાને ઓહદો
છોડયો. એની ટોળી વાળાઓએ એવા ઘાતકી લોક સા
થે કારોબાર ચલાવવાને નાપાડયું. પણ એમ કીધાથી તે
ઓએ પોતાનાં મોતને તેડું કીધું. જાકોબીનો તેઓના
કરડા શતરૂ થયા. તે ખુનીઓએ સંધા હરીફોને દગાથી
મારવાને કાવતરૂં કીધું. એ કાવતરાંની જીરાનડીનોને ખ
બર થઈ માટે તેઓ ફાવયા નહીં. તારે જાકોબીનોએ લુ
ચ્ચા તથા અનસમજ લોકોને હુલકાવયા કે એ જીરાનડી
નો બાતીનમાં પરજાનાં છુટાપણાના શતરૂઓ હતા. એ
વી ઉસકેરણીથી મોહટું હુલડ થયું. જાકોબીનોએ કરેલી
એક ટીપ મુજબ બાવીસ મુખીઆ જીરાનડીનોને પકડી
કેદ કરવાને હુકમનામું કાહડવાની તે હુલડ કરનારાઓ
એ રાજસેઆરી સંભાને ફરજ પાડી. જે કોઈ જીરાનડી
નો હાથ આવયા તેઓને કેદ કીધા અને તેઓની તપા
સ કરવાનો પોંગ ધતુરો કરી તેઓને કતલ કરાવયા.

ફીસાદથી મડમ રોલાન તથા તેનો ભરથાર ઘણાં અં દેશા ભરયાં રેહતાં હતાં. તેઓ જાણતાં હતાં કે જાકો બીનોનાં અંતેરાંની સામને થયાથી તે લોક એ માટી બ ઈઅેરનાં લોહીના તરસયા થયા હતા. વેઆરડ નામના કોઈ ચંડાલે એવું તોહમત મેલયું કે ફ્રેંચ પરજા વીશે લંડનમાં થયલાં એક કાવતરાંમાં મડમ રોલાન શામેલ હતી. એ બાબે તજવીજ કરવા સારૂ અદાલતમાં હાજર થવાને એને હુકમ થયો. તાંહાં એ હીમતવાન અને નેક દેઆનતવાળી સ્ત્રીએ પોતાનો વાજબી બંચાવ કરી પોતાને નીરદોષ તથા વેઆરડને નીચ ગીલ્લો કરનાર ઠરાવી આપયો. એ કામથી એની કાબેળીઅત તથા લાએકી વીશે વધારે તારીફ થવા લાગી. પણ એના શતરૂઓએ એને તથા એના ભરથારને આરામથી રેહવા દીધાં નહી. તા૦ ૩૧ મી મેએ ૧૭૯૩ ને દીને માનસીઅર રોલાનને વગર વાંકે કેદ પકડવાનો હુકમ થયો. તે હુકમનામુ બજવવાને ૭ હથીઆરબંધ આદમીઓ આવયા. માનશીઅર રોલાને તે હુકમ બેકાએદે તથા ગેરવાજબી કહીને તેને માન આપવાને માપાડયું. પેલાં માણસો પાછાં ફરયાં. મડમ રોલાન એ વખત ઘણી કાહેલી હતી, તોબી રાજકારોબારી સભામાં પોતે જઈ એવાં બેકાએદે કામ વીશે ઘટતી ફરીઆદ કરી દાદ માંગવાને તેણે ઠરાવ કીધો. તે સભા ભરાવાનાં ઘરની આસપાસ હથીઆરબંધ શીપાહીઓની ભીર થયલી હતી. ઘણીબી કોશેશ કીધા છતાં એ મડમ અંદર દાખલ થઈ શકી નહી. તેટલાં તેનો ભરથાર એક મીતરના ઘરમાં જઈ સંતાયો. મોડું થતે મડમ રોલાન બીજીવાર તે સભાની આગળ જ

વા લાગી તારે તે ઉઠી ગયેલી હતી. એ બીચારી નાખુ
શ થઈ જઇ રાતે ઘર આવી. સુવાની અગ઼ઉ એક ચીઠી
લખવા બેઠી કે કોઈ વફાદાર આદમી જોડે સવારને પોહ
ર ભરથારપર તે મોકલવામાં આવે. તે ચીઠી લખવાનું
કામ શરૂ થયું નહીં તેવામાં ઉપલી સભાની તરફથી કેટ
લાંક માણસોએ બારણું ઠોકયું. તેઓએ માંનસીઅ
ર રોલાન વીગે પુછીઉં. તેને બતાવાને મડમ રો
લાને ના પાડીઉં. તેઓ ખ્બબરી ચટકીને પાછા ફર
યા. બારણા આગળ એક પેહરાગીર તથા નીચલી ત
રફ કેટલા ઓફીસરોને રાખી ગયા. તેણે મડમે ચીઠી પુ
રી કીધી. તે વરને પોંહચાડવા સારૂ એક વીસવા
સુ ચાકરડીને હવાલે કરી થોડું ખાનુ ખાઈ સુવાને ગઈ.
એક કલાક ઉંઘાઈ તેટલાં તેની ચાકરડીએ પાછી જગાડી
કહયું કે કેટલાક આદમીઓ તેને મલવા માંગતા હતા.
તેઓએ એને પકડવાનુ હુકમ નામુ બતાવયું. એ બાઈ
ની તકસીર સું તે વીગે એ હુકમનામામાં કસું જણાવયું
તું નહી. એવાં બેફાએદે તથા વગર આધારનાં હુકમ
નામાનેખી તે વખત માન આપવાને એ બાઈએ ઠીકધા
રયું. બંદીખાને જવા આગમચ પોતાની દીકરીને એક
મીતરના હવાલામાં સોંપવા સારૂ ચીઠી લખવા બેઠી. તે
જોઈ પેલા તોછડા લોક તે મીતરનુ નામ પુછવા લાગા. તે
કેહવાને મડમે સાફ ના પાડયું અને અધુરી ચીઠી ફા
ડી નાખી. સહવારના સાત વાગતે તે કેટલાંક લુગડાં ત
થા ચોપડીઓ લઇ બંદીખાને ગઈ. એ વખત તેની દી
કરી તથા ચાકરડી રડવા લાગી તેઓને મડમે ધીરે પેટે
ઘણો દેલાસો આપયો. તેને આબી નામનાં બંદીખાના

માં લઈ ગયા. તાંહાં તેની કોટરી તઈઆર થાય તેટલાં તેને દરવાનની બાએડી સાથ રાખવામાં આવી. એ મ ડમપર ઘણી જપતી રાખવાનો હુકમ હતો. પણ એ બા નુની લાએકી તરફ નેધા રાખી ચોકીદાર તથા તેની બા એડીએ જેમ બનયું તેમ તેની મદારત કીધી. પોતાપર ગુજરતા અનઘટતા જુલમ વીશે તેણે રાજદોઆરી સભા પર એક કાગલ લખયો. રાતના દસ વાગતે જુદી કોટરી તઈઆર થએથી તાંહાં મકાન કીધું. એ જગો ઘણી જ નાધલી તથા સાંકડી અને અંધારી હતી. પણ મડ મ રોલાને મેહનત લઈ તે શુતરી સોજી રાખી. તેણે લખ વા વાંચવામાં વખત ગુજારી બંદીખાનાની સખતી તથા બરથાર અને દીકરીની જુદાઇના ખેઆલને પોતાના મ નપર અસર કરવા દીધાં નહી. તેને આસરે ૭ આના જેટલો લવાજમો મલતો થયો તેપર ગુજરાણ કરવાને ઠરાવ કીધો. સહવારના કાફી તથા ચાકોલેટને બદલે પાણીપર જ શબર કીધી. આખો દીવસબી સાદામાં સાદા ખોરા કને ગણીમત કીધો. રાજદોઆરી સભાયે તેના ઉપર જ ણાવેલાં પતરનો કસો જવાબ વાળયો નહી. તેના છુટકા કારા માટે કેટલાએક વફાદાર મીતરોએ કરેલી મેહનતબી વેરથ ગઈ. પણ કેદ થયા પછી ચોવીસમે દીને તેને છો ડી દેવાને એકાએક હુકમ થયો. તેમાં જણાવયું હતું કે તેનીપર કસી તકસીર લાગુ પડતીતી નહી. એ પરમા ણે છુટી થઈ ગાડીમાં બેસી તે બાએગે પોતાને ઘર પોંહ તી તેટલાં તેને પકડવાને બીજું હુકમ નાસુ લઈ બે માણ શો આવયા. એ પરમાણે થવાનો સબબ એમ જે મડ મ રોલાંનના દુશમનોએ તેને અનઘટતી રીતે કેદ કીધી

હતી માટે વીચાર કરતાં તેને છોડી દેવાને તેઓને જરૂર દીસી. પણ એમ કીધાથી તુરતજ નારાજી થઈ તેઓએ તેને પાછી કેદ કરાવી. એ વખતે તેને જુદીજ જગાએ કેદ રાખી. આગળી જગા કરતાં એ જગા વધારે સાંકળી, અંધારી તથા નજીસ હતી. તાંહાં લાએજે ફરી વળાતું હતું. ગુજરાણ માટે લવાજમોતો કાંઈ મલયો નહી. ચોકીદારની બાએડી તેને આરામ આપવા જેવું કાંઈ કરતી જણાઈ તેથી તેને ધમકાવવામાં આવી. એવી એવી સખતી તથા ચીંતાથી મડમ રોલાનની તનદરોસતી બીગડવા લાગી. તેણે સું સું ખમયું તે વીશેનું વરણન કરી વાંચનારાંઓને કંટાળો આપવાની જરૂર નથી. એટલુંજ જણાવવું બસ છે કે અંતે એ બાઈની તપાસ કરવાનો ટોંગ થયો. તે વખતને સારૂ એણે પોતાનો બંચાવ પોતેજ ઘડી કાહાડયો. તે એવો ડાહપણ ભરેલો તથા મજબુત હતો કે પારકાં દેશવાળા અપખશપાત લોકે તે માટે એ બાઈની તારીફ કીધીછે. એ બંચાવમાં એ બાઈએ પોતાની સદાની નેક દેઆનત, અંતરકરણનાં બતાવયા મુજબ વાજબીપણે ચાલવાના વીચાર, પોતાના દેશપર ખરો પેઆર રાખી સંધી ફરજો બજાવવાની મરજી, તે ફરજ બજાવતાં બીન તકસીર કેદ પકડાયા અગાઉ તથા તે પછી બંદીખાનેથી નાહસી જવાને મલેલી જોગવાઈ મલયા છતાં તેમ કરવાને ધીકારી ઈનસાફની અદાલતમાં હાજર થઈ પોતાનુ નીરપરાધીપણું બતાવવાની ખાએશ, પોતે જેઓને પરમાણીક ગણતી હતી તે મીતરોની હીમાત તથા તરફે ન કરવાના ઠરાવ—અને એવાજ સબબોપરથી તેના શતરૂઓએ રાખેલા કપટ ઈતીઆદી—વીશે સારી પડે ખોલાસો

કરી એવી દલીલો આપી કે તેની વીરૂધ ઉભી કરેલી ખો ટી શાખશીનું કસું વજન રહયું નહી. " જીરાનડીનો સાથે દોસતી રાખવા" નો વાંક એ બાનુપર મેલયો હ તો. પણ મતલબીઆ અને પરઆધીન નેઆએધીશો બી એ બાબદ તેને કસી સજા કરી શકયા નહી, તારે તે નો વર કાંહાં હતો તે વીશે તેને પુછવામાં આવયું. મ ડમ રોલાને જવાબ દીધો કે ભરથાર કાંહાં હતો તે વીશે તેને ખબર હોય કે નહી તોબી એ સવાલનો જવાબ દેવા ને તે નારાજી હતી, મગર કોઈબી કાએદાની સતા નહી કે ખુદરતી હેતના એવા બારીક ગાંઠને તોડવા માંગે. એ સવાલનો જવાબ મલયો નહી એટલે પેલા ઈનસાફ ની ખુરસીને એબ લગાડનારા ઘાતકી લોકોએ તેને ગર દન મારવાનો હુકમ કરવાને ફાવતું જાણયું. પણ તેથી મડમ રોલાન દીલગીર થઈ નહી. તે એલુંજ બોલી કે " જે લાએકીવાળાં મોહટાં આદમીઓનાં તમે ખુન કી ધાંછે તેઓની હાલતે મનેબી પોંહચાડવાને તમો ઘટતું ધા રો છેવોતો ઠીક છે; મરતી વેળા તેઓના જેવું મકમ દીલ રાખવાને હું કોશેશ કરીશ."

મડમ રોલાન બંદીખાને પાછી જઈ મરવાની તઈઆ રી કરવા લાગી. એની પાસે અફીમ હાજર હતું. પણ તેથી પરાણ ઘાત કરવો એના વીચારમાં દરૂસત આવયું નહી. આગળ એ સ્ત્રીએ પોતાની મુસાફરીનો હેવાલ ત થા કેટલાક નીબંધો લખયા હતા અને મરતાં સુધીબી તે મજ કીધું. મરણનો હુકમ થયા પછી તેણે પોતાની ચાલ તથા બીજી બાબદો વીશે લખેલા વીચારો ઘણા ઉતમ ત થા તરેહવાર સારી અસર કરનારા કેહવાએછે. દીકરી

જોગ લખેલાં કાગલમાં તેને સારો ઉપદેશ કીધો અને ફરમા વયું કે તેણે નેક ચાલ તથા આબરૂથી મા બાપને લાએક નીવડવાને સદા કોશેશ કરવી.

મડમ રોલાને મરવાની ઘડી સુધી હીમત, ધીરજ અને દયાને છોડી નહી. તે વીશેનો એક દાખલો એમ કે એ વખત જાકોબીનોના હુકમ મુજબ ઘણાં આદમીઓને સાથે ગરદન મારવામાં આવતાં હતાં. તેઓમાંથી જે કોઇને વાસતે વધારે સારો વીચાર હોય તેને પેહલાં મારવામાં આવતું કે બીજાંઓને લોહી લુહાન થતાં જોઈ તે દુખી થાય નહી. મડમ રોલાનને સ્ત્રી તરીકે એ હુકમ લધો. પણ તેણે જોયું કે એક મરદ જે તેની સાથે મરવાનો હતો તે મોતથી ઘણો બીહતો હતો. તેનાં દુખમાં ઘટારો કરવા સારૂ મડમે તેને પેહલાં મરવાનો હક આપયો. જલાદે તે મુજબ ચાલવાને આનાકાની કીધી તારે મડમે તેને ધમકાવી પેલા બીચારાને પેહલાં દુખથી છોડવયો. તારપછી પોતે તે હાલતને સરણ થઈ. મરતી વખત સ્વતંત્રપણાનુ એક મોહટુ બાવલું પોતાની સામને જોઈ તે બોલી કે "ઓ સ્વતંત્રપણાં ! તારે નામે કેટલા બધા ગુનાહ કરવામાં આવેછે!" એ પરમાંણે તા૦ ૧૦ મી નવેમબર ૧૭૯૩ ને દીને એ લાએકીવાળી મોહટી બુધ્ધીની તથા ભારે હીમતવાન રૂપાળી નાજની મરણ પામી. તેની એવી અવસથાથી તેનાં ચાકરો દુખી થયાં. એક ચાકરડી તથા એક ચાકરે રાજકારોબારી સભાની આગળ જઈ અરજ કીધી કે સેઠાંણીની સાથ તેઓનેબી મરવાને હુકમ આપવો. તે ચાકરડીનેતો ઘેલી કહી કાહડી મુકી. પણ ચાકરની અરજ બાહલ રાખી તેને ગરદન મરાવયો.

માનશીઅર રોલાન જે રેઅેનમાં રાંતાઅેલો હતો તે બાઅેડીની હાલત વીશે સાંભળીને અતીઘણો દુખી થયો. પેહલાંતો તેણે વીચારયું કે પારીસ જઈ રાજકારો બારી સભાપર બાઅેડીનાં ખુનનો વાંક મેલે અને પછી જો મોત આવેતો મરે. પણ દુર અંદેશો કરી જોતાં તેને લાગું કે તે સભાના મીજલસીઓ જે જલાદોનો પેશો લ ઈ બેઠા હતા તેઓ તેને કાંઈબી બાહને ગરદન મરાવશે તો ખરાજ. વાસતે એકવાર તેનાપર કાંઈબી અપરાધ ખો ટતીજી રીતે લાગુ પાડવામાં આવેતો તેની માલ મતા સ રવ જપત થાય અને તેની એકની એક દીકરી નાવારસ સાથે કંગાલ રહી જાય. માટે તેણે આપઘાત કરવાનો ઠરાવ કીધો. તેણે જે મીતરનાં ઘરમાં આશરો લીધો હ તો તેનાપર કાંઈ જંજાલ આવે નહી માટે તેની રજા લઈ દુર રાહપર જઈ એક ઝાડ તળે બેસી પોતાનો જાન ઈ સવરને હવાલે કીધો.

---

## મડમ બોનાપારટ.

નેપોલીઅન બોનાપારટની મા લીટીશીઆ રેમોલાઈ ના શ્રી એજાકશીઓ નગરમાં તા૦ ૨૪ મી આગસટ ૧૭૫૦ ને દીને જનમી હતી. તે પંદર વરસની થઈ તા રે ચારલસ બોનાપારટ સાથે પરણી. કારસીકાના આખા ટાપુમાં એ સ્ત્રી ઘણી ખુબસુરત ગણાતી હતી. એ જેવી શરીરે રૂપાળી તેવીજ મગજે જોરાવર, સમજે રૂડી તથા વીચારે ઉંડી હતી. એ બાનુ ભરથારના હકમાં કીમતી સં

ગતી અને બચાંઓના હકમાં અમુલ્ય બખશીશ હતી. ચા રલસ બોનાપારટ ૧૭૮૫ નાં વરસમાં મરણ પામયો. એ વખત તેની વીધવા લીટીશીઆ પાંતરીસ વરસની હતી. પાંચ દીકરા અને તરણ દીકરીની જાળવણી કરવાનો સં ઘો આધાર એ સ્ત્રીપર રહયો. પણ પોતાના ભરથારની હયાતીમાંજ એ છોકરાંઓને સારી રીતે ઉધાર વાને એણે ખબરદારી રાખી હતી. ચારલસ બોનાપારટ છોકરાંઓને શીખામણ દેવાની આડે આવે અથવા કેળ વવાની વચે બોલે તારે લીટીશીઆ તેને સાફ કેહતી હ તી કે "પેઅમારા તમો બચાંઓની બાબદમાં વચે પડશો નહી. તેઓપર ખબરદારી રાખવાનું કામ કાંઈ તમારૂ નહી પણ મારૂં છે." એ ખબરદારી એ બાઈએ ભરથાર જીવતાં તથા મુવા પછી ઘણી સારી પડે રાખી. તેનો જગત પરસીધ દીકરો નેપોલીઅન્ કેહતો હતો કે "તે હેત સાથે કરડો ડોળો રાખતી. સદાચરણો મારે બખશીશ આપતી. દુરાચરણો મારે સજા કરતી. કાંઈબી સારૂં માઠું કામ તેનીથી છુપુ રહી શકતુંતું નહી. તેણે હમારાંપર એવી ચોકસાઈથી ખબરદારી રાખી કે તેવી કોઈ બીજી માએ રાખી હોય નહી. હરેક નીચ ધારણા, હરેક આપસ્વારથી વીચારને તે નાપસંદ રાખી દુર કરાવતી. હમારાં કુમળાં મગજપર ઉમદા વીચારો અને ઉતમ કાનુનો શીવાએ બીજાં કસાંની અસર થવા દેતીતી નહી. તે જુઠાંનો તીરસકાર કરતી. નાફરમાનીથી ખીજવાતી. હમારા કસાળી વાંકના અખારા કરતીતી નહી." એવી માનો દીકરો સદા હેતથી તારીફ કરી ઈઆદ કરતો કે "અરે! કેવી સ્ત્રી! તેના સરખી બીજી કાંહાં મલે!"

નેપોલીઅન  માની એવી વખાણ કરતો હતો તેમાં નવાઈ સી ? તે જોતો હતો કે "નુકસાન, સખતી તથા થાકથી તેના મગજપર કસી અસર થતીતી નહી. તે સંધું સેહતી અને ઉડાવતી." લીટીશીઆનો જેઠ જીવ તો હતો તાંહાંસુધી તેને કાંઈબી નીરાંત હતી. પણ તે મરણ પામયો તારથી કુટુંબના સંધા કારોબારનો બોજો એને માથે પડયો. એ વેળા લીટીશીઆને કોઈનો આશરો અથવા કોઈ દાનાવ આદમીની સલાહની મદદ હતી નહી.' પણ નેપોલીઅનના કેહવા પરમાણે એ કાંમ કાંઈ તે બાઈની "શકતી ઉપરવારૂ નોહતું. તેણે સંધો કારોબાર ચલાવયો. સંધી બાબદોનો બંદોબસત કીધો. તેણે એવાં ડાહપણ તથા અગમચેતીથી કામ કીધુંકે તેની ઉમર તથા શરીરની શકતી પરમાંણે તેટલી બધી વકી રખાય નહી." માના એવા ગુણોની અસર છોકરાંપર થયા વીનાં રેહી નહી. નેપોલીઅન બુજરગીએ પોંહતો અને એક તોપચીમાંથી વધી દુનીઆંમાં સરવથી સરસ પેહલવાન, સરવથી મોહટો શેહનશાહ અને ઘણો વખણાયલો રાજકારોબારી થયો તે એની જાતી કમાલીઅત સાથે એની મા પાસથી મલેલી કેળવણીથી બનયું. એ નામદાર મરદના બીજા ગુણો સાથ મુખીઅ ગુણ એ નજર આવતા કે, વડાઓ સાથ નમીને ચાલવું, ઠરાવેલી સતાની સામને થવું નહી, ઠરીઠામપર પેઆર રાખવો, પોતાના અથવા બીજાં કોઈના હાથમાં મુખતીઆરી રેહેવાની જરૂર જાણવી, હરેક કામમાં અગમચેતી રાખવી, સંધી બીનાથી વાકેફ રેહવું, મેહનત સખતી અને થાકથી કંટાળવું નહી, સઉ કોઈના કામ મુજબ તેઓને બખશીશ અથવા સજા કરવી.

એ ગુણો કેટલે બધે દરજ્જે એને મા પાસથી લીધા હશે તે એણે તેની રીત વીશે કરેલાં ઉપર જણાવેલાં વરણન થી સમજ પડશે.

ઈ૦ સ૦ ૧૭૯૩ માં કારસીકા મધે મારામારેની લડાઈ ઉઠી. કેટલાક લોકો તે ટાપુ ફ્રેંચોને સ્વાધીન રાખવાને ચાહાતા હતા. બીજાઓ તે ઇંગરેજને હવાલે કરવા માંગતા હતા. બોનાપારટના કબીલાએ ફ્રેંચ ટોલીવાળાઓની તરફેન કીધી. એ કજીઆનુ પરીનામ એ કબીલાની એવું વીરૂધ ઉતરયું કે સામને વાળાઓએ તેઓનુ ઘરબાર લુટી લીધું. તેઓના બાગ બગીચા ખરાબ કીધા. તેઓનાં બકરાં તથા ઢોર ચોરી લઈ ગયા. તેઓને પોતાને દેશનીકાળ થવું પડયું. હારેલાં મારેલાં તેઓ શ્રી મારસેલસ પોંહતાં. તાંહાં મડમ બોનાપારટે પોતાનુ મકાન કીધું. ઘણી તંગી તથા કંગાલી છતાં સબર તથા હીમત રાખી આબરૂથી વખત લીધો. આગળ એનો નામદાર દીકરો જેમ દરજ્જે તથા દોલતે વધતો ગયો તેમ મડમ લીટીશીઆની હાલતબી શુધરતી ગઈ એમ કેહવાની જરૂર નથી. ઈ૦ સ૦ ૧૭૯૯ ના વરસમાં બોનાપારટ શ્રી ફ્રાંસનો વહો કાનસલ ઠરયો તારે મડમ લીટીશીઆ પોતાનાં બીજાં છોકરાં સાથે પારીસમાં આવી એકાંત રહી. ઈ૦ સ૦ ૧૮૦૪ માં બોનાપારટ શેહનશાહ ઠરયો તારે તેની માને મડમ મીઅરનો ખેતાબ તથા દર વરસે લાખ ફરાંકનો માસુલ બાંધી આપવામાં આવયો. તેનો દરજ્જો આલમના લોકમાં વધવા સારૂ તેને શ્રી ફ્રાંસનાં સંઘાં ધરમખાતાંની મુરબી ઠરાવવામાં આવી. એ બાનુ એ પરમાણે દરજ્જે તથા દોલતે વધી. પણ એણે પોતા

ના આગળા સદગુણો છોડયા નહી. નેપોલીઅનના અ તીઘણા લોભની સામને તે સદા થતી. પોતાના સાવકા ભાઈની આગળ તે વાત કરતી કે "તમારો ભાણેજ પો તાની ચાલથી પોતાને તથા આપુને સંધાને ખરાબ કર શે. તેણે જેટલું મેલવયુંછે તેટલુંજ જાળવેતો બસ છે. અ તીઘણું લેવા જવાથી તે સંધુ ખોઈ દેશે. મને સંધાં કુટુંબ ની ધાસતી લાગેછે. માટે માઠો વખત આવે તે સારૂ કાં ઈ એકઠું કરી રાખવાને હું ઘટતું ધારૂંછું." એ બાઈ એ બાબદ જે શીખામણ દેતી હતી તે નેપોલીઅને સાંભળી હોતતો તેને કેવું સારૂં થાત ! તેની આ જે ધાસતી રાખ તી હતી તે આકેબત ખરી ઠરી. અતીઘણું લેવા ગયેથી તેણે સંધું ખોઈ દીધું. પણ તેવા વખતને સારૂ મડમ લી ટીશીઆ બોનાપારટે અગમચેતી રાખી કરકસરથી કાંઈ એકઠું કીધું હતું. એની કરકસરને લોકો કંજુસાઈ ક હી હસી કરતાં હતાં. તેઓ બોલતાં કે જેનો એક દીક રો શેહનશાહ તથા બીજા તરણ મોહટા રાજા થયલા તે બાનુએ એવી બખીલાત કરવી ઘટે નહી. પણ લીટીશી આપર સંધી લીલી સુકી વીતલી હતી. અનુભવથી તે ડા હી થઈ હતી. તે એવી મશખરીનો એટલોજ જવાબ આ પતી કે "એ સંધા રાજાઓને કોઈ કદાચ મારેજ ખવાડ વું પડશે તે કોણ જાણી બેઠુંછે વારૂ ?" માઠાં ભાગ્યેગે તે મજ બનયું. તેવે વખત માની દોલત દીકરાઓને કામ આવી ખરી. મડમ લીટીશીઆ પોતાના જીવ સાથે ઘ ણી કરકસર કરતી હતી તે બચાંઓનું ભલું ચીતીને કર તી હતી, તેનો એક દાખલો એકે નેપોલીઅનપર બંદીખા ને દુખ પડવાની ખબર તેણે સાંભલી તારે પોતાની સં

ધી દોલત આપીને તેનો છુટકારો થઈ શકેતો તે કરાવા ને ઇંતેજારી બતાવી. અંતની ઘડી સુધી એ દીકરાનાં સુખ માટે એ બાનુએ કોઈબી ખરચ કરવાની કસુર રાખી નહી. પોતાના દીકરાના ચહડતા વખતમાં લોકોનાં ભલાં માટેનાં કામો કરવાને મડમ લીટીશીઆએ કદુ આ નાકાની કીધી નોહતી. કોઈની દાદ લેવાને, કોઈપર મેહરબાંની કરવાને એ બાનુ વારેવાર પોતાના દીકરાઓને કેહતી હતી. જારે કોઈ આદમી કસી કસુરથી આપદામાં આવી પડતું તારે કાલાવાલા કરીનેબી તેનો છુટકારો કરાવવાને એ તઇઆર રેહતી. એ નામદાર સ્ત્રી સ૦ ૧૮૨૯ નાં વરસમાં મરણ પામી. એ વેળા તેની ઉમર ન૭૬ હેંસી વરસની હતી. એવી લાંબી ઉમરે પણ તેનો હોસન તથા બાહોશી ઘણીખરી કાએમ હતી.

---

## કાંઊંટેસ લાવાલેટ.

નેપોલીઅન બોનાપારટની પેહલી બાએડી જોસફાઇનની એમીલી નામની એક ભતરીજી હતી. તે મારકુઇસ ડી બોહારનેસની દીકરી થતી હતી. બોનાપારટની એક વેળા મરજી થઈ કે તેના એક માનીતા અને બાહદુર સરદાર લાવાલેટની સારી ચાકરીનો બદલો વાળવા તથા તેને પોતાની સાથે વળગેલો રાખવા તેનાં લગન ઉંચાં કદની, સોહામને ચેહેરેની, નાજુક બદનની તથા મીઠા સવભાવની એમીલી સાથે કરી આપવાં. એ વીચાર સંધાં જણાંને પસંદ આવવાથી લાવાલેટ તથા એમીલીનાં લ

ગત ઈ૦ સ૦ ૧૭૯૮ માં થયાં. તેઓ એક હક્તો સાથે રહયાં પછી કાંઉટ લાવાલેટ બોનાપારટની સાથે મીસરની લડાઈપર ગયો. દોહડ વરસે પાછો આવી બાએડીને પ લયો. તે સાકસની ખાતેનો એલચી ઠરયાથી બાએડી સાથે તે મુલુક ગયો. તાંહાં જગ બાવતો પોશાક પેહરવા અને મુલાત્રા ભરેલી ચાલ ચલન રાખયાથી પોતાની દે શી બેહનીઓનાં માનમાં એ બાઇએ વધારો કીધો. તાંહાં થી ભરથાર સાથ બરલીન ગઈ. તાંહાં પુરૂશીઆના રા જા રાણીએ તેને ઘણું માન આપયું. ફરાંસ પાછી આ વયા પછી એમીલીને તેની ફુઈ રાણી જોસફાઈનની "મી સટરેસ આવ ધી રોબસ" નો ઓહદો મલયો. જોસફા ઈનને તલાક મલયું તાંહાં તુલીક કાંઉટેસ લાવાલેટ તે ઓ હદાપર રહી. તારબાદ ફુઈની ખાતર તેણે કસો ઓહદો લીધો નહી અને ખાનગી રીતે જીંદગી ગુજારવા લાગી. પણ તેનો ભરથાર અંત સુધી બોનાપારટની ચાકરીમાં ર હયો. તે નામદારી તથા દરજજે વધતો ગયો. વાટરલુની લડાઈમાં બોનાપારટનો છેલ્લો પરાજય થયા પછી ફરાંસ માં ઠરેલા રાજાના હુકમથી લાવાલેટપર ફીતુર કરવાનો વાં ક મેલી તેને કેદ કરવામાં આવયો. એ વખત ફરાંસ માં અમીરી દરજજાવાળા બંદીવાનોપર જે મોહટી સખ તી ગુજરી તે ખમયા પછી કાંઉટ લાવાલેટની તપાસ થ ઈ. તપાસને વખત માલુમ પડયું કે એ બાહદુર સરદા રે બોનાપારટ તરફ વફાદારી શીવાએ બીજું કાંઈ કીધું નહી. નવા રાજા લુઈની સામને કસો દગો અથવા ફ તુર કરવાનો વાંક તેનાપર કાએદા મુજબ લાગુ પડ કયો નહી. પણ તે વખતના અદાઅાંત ખરચ

તપાસ કરનારા બાર ન્યાયાધીશોમાંથી આઠ જણાતાં મ ત તેને અપરાધી ઠરાવવાની તરફ પડયાં. તેને સુલી દે વાનો હુકમ થયો. એ વખત તેની ડાહી બાએડી પોતા પર મોહટી રંજ ખેંચી તેનો છુટકો કરવાને ઈલાજ સો ધત નહીતો બોનાપારટના બીજા ઘણા નામીચા સરદારો ની માફક તેબી હીનપસતી ભરેલી રીતે મારયો જાત.

કાંઉટ લાવાલેટને કેદ કીધો તારે તેની બાએડીને પુરા દા હડા હતા અને તે વીઆવાની તઈઆરીમાં હતી. જારે તેને કતલ કરવાને હુકમ થયો તારે તેણે જણેલો એકનો એક દીકરો તુરતનો મરણ પામેલો હતો. એવા નાજુક સમેમાં વાહલા ભરથારની બાબદમાં એ બાઈને કેટલું બ ધું દુખ તથા અંદેશો થયો હશે તે વીશે અતરે લખવા ક રતાં શેઆણી વાંચનારીઓ વધારે સારી પડે વીચારી શ કશે.

કાંઉટેસ લાવાલેટને ભરથારની હાલત વીશે ખબર આપવા જનારી એક શાહજાદીએ સલાહ આપયા મુજ બ એ બાનુએ પાદશાહની મુલાકાત લેવાને પરવાંનગી માંગી. તે મલેથી તેણે જઈ લુઈ રાજા આગળ ગુંડણ મં ડીએ બેસી ઘણા કાલા વાલા કરી ભરથારને વાસતે માંફી માગી. પણ તે સખત દીલના પુરૂષ પાસથી કાંઈ વળયું નહી. બીજે દીને એમીલી ભરથારના બંદીખાનામાં મલ વા ગઈ. એ વેળા તેઓ ચાર મહીને મલયાં. બલાપા તથા ફીકરથી એમીલીના ગુલાબ સરખા રૂખસારા પીલા, તથા હોસન સંગે જરદ થઈ જઈ તેનાં શરીરમાં હાડકાં તથા ચામડાં શીવાએ બીજું કાંઈ રહયુંતું નહી. એવું જો ઈ કાંઉટ લાવાલેટને ઘણું દરદ થયું. એમીલી કસું બોલ

પા વગર ભરથારનાં પાસાંમાં ઉભી રહી. જારે પાછું બોલી શકાયું તારે પાદશાહ સાથે થયલી મુલાકાત વીશે તેઓએ વાતચીત કીધી. તારપછી એ બાનુએ ફરીને એક વાર પાદ્શાહ પાસ જઈ ભરથારને વાસતે રેહમ તથા માફી માંગી. તે સંધું ફોકટ ગયું. તે બીચારી નીરાશ થઈ એક કલાક સુધી ચોકમાં બેસી રહી. તેની જાહોજલાલીના વખતમાં જેઓ તેના ફરમાબરદાર થવાને ઇંતેજાર હતા તેઓએ આ વખત જાણે તેને ઓળખીબી હોય નહી તેમ તેની કસી ખબર લીધી નહી. અંતે થાક તથા બેકરારીથી લાચાર થઈ પાછી ભરથારને મલવાને બંદીખાને ગઈ અને સંધો હેવાલ કહયો. જે બરેસપતવારને દીને કાંઉટ લાવાલેટને સુલી દેવાનો હતો તેની આગમચના મંગલવારની રાતે એમીલી રાખેતા મુજબ તેની સાથે જમવાને ગઈ. નવરૂં જોઈ એ સ્ત્રીએ તેને કહયું કે "એકજ ઈલાજ કરવા શીવાએ આપણને કસી આશા રહી નથી. તે ઇલાજ હું તમોને કહુંછું. તે એમકે આજ રાતે આઠ કલાકે તમોએ મારાં કપડાં પેહરી મારી પીતરાઈ સાથે આ બંદીખાનાની બાહેર જઈ પાલખીમાં બેસી રસતામાં જવું. તાંહાં મા૦ બાડસ તમારે વાસતે ગાડી તઈઆર રાખશે તેમાં તમોને બેસાડી સલામતી ભરેલે ઠેકાંણે લઈ જવામાં આવશે." કાંઉટ લાવાલેટને લાગું કે એ ગોઠવણ કણુ પાર પડવાની નહી, માટે તે બાએડીનાં મોહતરફ જોવા લાગો. તેને અચકતો જોઈ એમીલી ફરીને મજબુત અવાજે બોલી કે "તમે મારી વાત નાકબુલ રાખવી નહી. તમારી પછી મારાંથી એક ઘડીબી જીવી શકવાનુ નથી. તને મારૂં કહયું સાંભળો. ઇસવર મને આ

કામ માટે શકતી આપી નીભાવેછે અને મને ભરોસો છે કે તે સાહેબની મેહરબાંનીથી આપણ એ કોશેશમાં ફાવીશું." લાવાલેટે બાએડીને ઘણુંજ સમજાવયું કે એ બાઈને દર રોજ બાહેર જવાને વખત જે બેહદ ચોકીદારો તેની આસપાસ ફરી વળતા હતા તેઓથી તથા બંદીખાંનાની કુંચી રાખનાર અમલદાર જે ઘણી તેનો હાથ ઝાલી પાલખીમાં બેસાડતો હતો તેથી છટકવું, જણાઈ આવે નહી તેમ સારી પડે સોનો વેશ લેવો તથા એ બાનુને ઘાતકી આદમીઓના હવાલામાં એકલી બંદીખાને મેલી તેણે બાહેર જવાને છાતી ચલાવવી મુશકેલ હતું. પણ એમીલીએ કશું સાંભળયું નહી. ભરથારને હઠ કરતાં જોઈ તે બાનુ નાઉમેદીથી ધુજવા લાગી. અંતે કાંઉટ લાવાલેટ મા યાલુ બાએડી તથા વાહલી દીકરીની ખાતર તે રીત અજમાવવાને કબુલ થયો. પણ તે બોલયો કે તેને વાસતે જે ગાડી રસતામાં દુર રાખેલી હતી તે બંદીખાનાની પાસ હોયતો બેહતર; કેમકે બાહેર નીકળયા પછી પાલખીમાં બેસી ગાડી આગળ જતાં એકાદો કલાક નીકળી જાય તેટલાં જો ગરબર થાયતો સંધી ગોઠવણ બરબાદ થાય. એ વીચાર એમીલીને પસંદ પડયો. તેણે એ દીને કરવા ધારેલું કામ બીજા દીવસપર મુલતવી રાખયું. પણ તે મુજબ કરવાને તેણે ભરથારનો વચણ લીધો. બીજે દીને રાએતાને વખત એમીલી બંદીખાનામાં ગઈ. ધણી ધણીઆણી ખાનું ખાવા બેઠાં. તેઓનો સંધો આધાર તે વખતની ગોઠવણ પાર પડવાપર હતો. તે જો નીસફલ જાયતો બીજે દને સહવારનાંતો લાવાલેટને સુલી દેવાનો ઠરાવ હતો. એ બાએના તહરેવાર અંદેશાને લીધે એકકો

ળુક એક કુતરાની માફક તેઓનાં ગળાંમાં ખુંચ્યો. આઠ વાગાનો વખત થવા આવ્યો તારે એમીલીએ પરદાની આડે જઈ, ભરથારને સારૂ તદબીરથી આણેલો સ્ત્રીનો પોશાક તેને પેહરાવ્યો. પછી તેને કહ્યું કે બાહેર જતી વખત હાથનાં મોજાં. ઉંચાં ચહડાવવાં; રૂમાલ મોહડાં આગળ ધરવો, (તેઓની દીકરી) જોસફાઈનને અઢેલીને ધીમું ધીમું ચાલવું, નીચાં બારણાં આગળથી વાંકુ વળવું કે તેમાં ટોપીનાં પીછાં ભરાઈ ટોપી નીકળી જવાથી કર્યું જાહેર પડી જાય નહી, ખડકીમાંના ચોકીદારોથી હુશી આરી રાખવી, કુંચી રાખનાર અમલદાર હાથ પકડી પાલખીમાં બેસાડવા આવે તેને સમજથી હાથ આપવો, અને તારપછી બાડસ કેહે તેમ કરવું. બાપની સાથે જતાં જોસફાઈને પણ સું કરવું તે વીશેબી એમીલીએ કેટલીક સલાહ આપી. જારે લાવાલેટ બાહેર જવા લાગો તારે બાએડી દુવા કરીને બોલી કે " મારા વાહલા ભરથાર ! ઈસવર તમારી નવેબાની તથા તમારો બંચાવ કરે ! પણ ખબરદાર તમો મારી ભલામણ મુજબ કામ કરજો." પછી તે બંને જણાંઓએ હાથ મેલવયાતો લાવાલેટને માલુંમ પડ્યું કે નેક હેદાએતવાળી એમીલીના આંગમાં ધધરતો તાવ આવતો હતો. પણ તે વીશે ચરચા કરવાને એ સમે વખત હતો નહી. બારણું ઉગડાવવાને તેઓએ ઘાંટ વગાડયો. ચોકીદારને આવતાં પગલાં સાંભળી એમીલી પેલા પરદા પાછળ જઈને ઉભી. બારણું ઉગડયું એટલે લાવાલેટ બાહેર નીકળયો અને બાએડીની સલાહ મુજબ આગળ ચાલયો. તેટલાં ધભરાટમાં છોકરીથી એક ભુલ થઈ. તે એમકે તે બાપની દાવી બોરફુને

લીધે જમનીએ રેહુયાથી ચોકીદારે તેનો હાથ પકડયો. પ
ણ સારાં ભાએગે તેને કસો ભરાંત ઉપનયો નહી. આ
ગળ વધતાં પેલા કુંચી રાખનારે બારણું ઉઘાડતાં તેઓની
તરફ ખુબ ધારીને જોયું. બાહેરના દરવાજા આગળ જ
તાં વાટમા ચોકી કરવા ઉભા રહેલા બાર શીપાહીઓ ત
થા એક અમલદારની છેક પાસે થઈ તેઓ ગયાં. લાવા
લેટ પાલખીમાં બેઠો. પણ બે મીનીટ સુધી કોઈ ઉંચક
નારા દીસયા નહી. અંતે બાઉસ છ માણુશોને લઈ તાં
હાં આવયો. તે બોલયો કે "એઓમાનો એક જણ જતો
રહયાથી બીજાને ખોલી કાહાડતાં વીલમ લાગો. પણ મ
ડમ તમારે આજ રાતે પરેસીડેંટને મલવા જવુંછે તે ત
મો વીસરી ગયાં કે સું ? ચાલો પેલી ગાડીમાં બેસો અને
જોસફાઇનને પાલખીમાં જવા દેવો." લાવાલેટ સમજી
ગયો તેથી તુરત ગાડીમાં બેઠો. હાંકતી વેળા કોચમને ચા
બુક સોધયો. તે હાથ લાગો નહી માટે લગામથીજ કા
મ લેવું પડયું. એ ગાડી હાંકનાર કાંઈ જેવો તેવો આ
દમી હતો નહી. તે કાંઉટ ડી કાસીનાન હતો. કાંઉટ લા
વાલેટે કણુ ધારયુંતું નહી કે એવો પુરૂષ પોતાને સર એટલું
બધું ખેંચી લેવાને તઈઆર થાય, એ અમીરે એવાં બારી
ક કામમાં કોચમનનો વીસવાસ કરવાને દરૂસત ધારયું ન
હી માટે પોતે તે કીધું એટલુંજ નહી, પણ લાવાલેટના બં
ચાવ માટે ચાર ભરેલી પીસટોલબી ગાડીમાં તઈઆર રા
ખી હતી. તેઓ ઠરાવેલી જગાએ પોંહુતા. તેટલાં લાવા
લેટે બઈરીનો પોશાક કાહડી ઘોડાવાળાનો વેષ લીધો. થો
ડા વારમાં બાઉસ તે તરફ આવી લાગો. એ વખત લા
વાલેટને પકડવા છુટેલા પેદલો તથા સવારોનાં ટોળાંને

ટોળાં હુંઈ તંઈ દોડતાં હતાં. તેઓ એ મરદની પાસથી ગયા પણ કોઇએ પીછાણ્યું નહી કે એ ઘોડાવાળો તેઓ નો છટકી ગયેલો શેકાર હતો. કાંઉંટ કાસીનાનની રજા લઈ લાવાલેટ બાડસની પછવાડે ગયો. એમીલીનો વીચા ર હતો કે તેના ભરથારને એવે ઠેકાણે સંતાડવો કે તેવે ઠેકાં ણે તે હોવાનો કોઈને ખ્યાલખી આવે નહી. તે પરમા ણે બાડસે કીધું. તેણે દેશાવરખાતાના પરધાનના મંદીર માં કાંઉંટ લાવાલેટને છુપાવયો. એમ કરવું કાંઈ જેવી તેવી વાત નોહતી. પણ એ પરધાનના એક સેવકની બા એડી લાવાલેટ સરખા દુખીઆરા આદમીને આશરો આપવાને ઘણી ઈંતેજાર હોવાથી તેના ભરથારની સાથ મલી એ વીશે બંદોબસત કરવામાં આવયો હતો. તેઓ એ તે મંદીરમાં બીજે માળે પોતાના ઓરડામાં તેને રા ખયો. લાવાલેટની સોધ કરનારાં આદમીઓ સંધાં ખુ ને ખુનાં ફરી વળયા. તેઓના સપનામાંબી એવો વી ચાર નહી કે તે પુરૂષ એવે ઠેકાણે સલામત હતો. પેલી સ્ત્રીએ ઘણી મેહનત તથા તદબીરથી કેટલાક દીવસ સુ ધી લાવાલેટને રાખયો. તેને બાહેર ગામ મોકલી દેવા ને ઘણી ગોઠવણ કરવામાં આવી તે સરવ વેરથ ગઈ. અં તે કેટલાક ઈંગરેજી અમલદારોની મદદથી તેને શ્રી બેલ જીઅમ મોકલી દીવો. એ અમલદારોએ એ કાઉંટને ઘણી વખાણવા જોગ મદદ કીધી.

કાંઉંટ લાવાલેટની છોકરી જોસફાઈન બાપથી છુટી પડયા પછી તે બાપના છુટકારા માટે ઈસ્વરની જનાબમાં હાથ જોડી આભાર માનયા પછી પાલખીમાં બેસી રવા ને થઈ. તેટલાં લાવાલેટનો ચોકીદાર તેના ઓરડા તરફ

નેધા કરી જોવા લાગોતો પરદાની પછવાડે જે આદમી હ તું તે બાહેર નીકળયુંજ નહી. અંતે વેહમ પડયાથી તે અંદર ગયો. જોયુંતો તેનો બંધવો મલે નહી અને તેને બ દલે કાંઉટેસ લાવાલેટ તાંહાં હતી. તે ચોકીદારે ઘાબરો પડી પોકાર મારયો. તેને મુગો રાખવા તથા બાહેર જ વાથી અટકાવવાને કાંઉટેસ લાવાલેટે તેનો દગલો પકડ યો. તે ફારીને તે બાહેર દોડયો અને સંધાં બંદીખાનામાં ઘભરાટ કરી મેલયો કે પેલો કેદી નાહસી ગયો હતો. પે લી પાલખી પછવાડે આદમીઓ દોડયાં. તેમાંતો જેસ ફાઇન વીગરે કોઈ હતું નહી. પોલીસ ખાતાંના વડાના હુકુમથી સવારો સંધે ઠેકાણે ફરી વળયા. શેહરમાંથી બાહે ર જવાનાં નાંકાં બંધ કરાવયાં. સંધી કાફી તથા પોહચ ખાનાં જોઈ વાળયાં. પણ લાવાલેટ કેધે હાથ લાગો ન હીં. તેને પકડી આપવાને છપાવેલો જાહેરનામામાં કબુ લ કીધેલાં ઈનામ લેવાને કોઈ તઈઆર થયું નહી. એ વી નાઉમેદીનો ખાર સરકાર તરફ વાળાઓએ પેલી પતીવ રતા નાજુક સ્ત્રીપર કાહડયો. તેઓએ જંગલીપણે કાંઉટે સ લાવાલેટને ઘણા ખરાબ સખુનો વાપરયા. તેને છો ડી મેલવાને બદલે છ અઠવાડીઆં સુધી સખતી સાથે કે દ રાખી. તે બાનુને કોઈ સાથ કાગજ પ્રતરથી સંદેસો રાખવા દીધો નહી. એ બાનુ જે આગળથીજ કાહેલી ત થા શરીરે ઘણી દુબલી થઈ ગઈતી તેનાં દુખમાં એવી ત હરેવાર સખતીથી વધારો થયો. ભરથારનું સું થયું હશે તે વીશે તેને ઘણી ચીંતા રહી. એ સબબોથી તેનાં મ ગજપર માઠી અસર થઈ. તે અસરથી એ બાનુ ઘણી મુ દત સુધી દયા ઉપજવા જોગ હાલતમાં રહી.

કાંઉટ લાવાલેટ ૭ વરસ સુધી દેશનીકાળ રહ્યો. એ સમે બાએડી તથા દીકરીની જુદાઈથી તેને ઘણુ લાગતું હતું. પણ તે પહડેલો તથા વીચારમંદ પુરૂષ હતો માટે ધીરજથી સંઘું સૌસયું. અંતે જે અપરાધ માટે તેને સુલી દેવાને હુકમ થયો હતો તે અપરાધથી તેને મોકઓ કરવામાં આવયો. તે સ્વતંત્ર થઈ ઈ૦ સ૦ ૧૮૨૧ માં પાછો પોતાને જનમદેશ ગયો. તાંહાં વઈધોએ તેને બાએડી સાથ રેહવાને રજા આપી. એ બાએડીનુ મગજ આગળની માફક પુરૂં ઠેકાણે આવયું નહી તોખી વાહાલા ભરથારનો છુટકારો તથા તેની સાથે પાછો મેલાપ થવાથી તેનાં દરદમાં ઘણો ઘટારો થયો. ધણી ધણીઆણી આસરે નવ વરસ સુધી સુખથી એકાંત રેહયા પછી કાંઉટ લાવાલેટ ઈ૦ સ૦ ૧૮૩૦ માં મરણ પામયો. એ વખત બાએડીની મોહબત, માયા તથા મીઠી વાતોથી તેને ઘણો આનંદ થતો હતો. ભરથારનાં મરણ પછી એ નેક નામદાર બાનુ જીવી તાંહાંસુધી એની દીકરી જોસફાઇને એની સારી પડે ખીદમત કીધી.

---

## મડમ સ્ટેલ.

હાલ જમાનાની સરવથી પરખીઆત તથા કાબેલ ગરંથ કરતા મડમ સ્ટેલ તા૦ ૨૨ મી એપરીલ ૧૭૬૬ ને દીને જનમી હતી. ફરાંસનો આમેપત ખાતાંનો નામીચો પરધાન મા૦ જેમસ નેકર એનો બાપ થતો હતો. એની મા પણ પહડેલી બુધ્ધીવાન સ્રી હતી. એ માબાપે

પોતાની દીકરી જરમેન નેકરને સંધી પાંતીએ હુશીઆર કરવાને ખબરદારી રાખી. જરમેન આસરે વીસ વરસ ની થઈ તારે તેનાં લગન શ્રી સુઈડનવાળા પારીસ ખાતે ના એલચી બારન હોલસ્ટેન સ્ટેલ સાથે થયાં.

મડમ સ્ટેલ નાધપણથીજ સઉની નજરમાં ખોબી ર હી હતી. તે જેમ જેમ ઉમરે વધી તેમ તેમ પરખીઆ ત થતી ગઈ. તેનો સબબ એમ નહીંકે દેખાવમાં તે ન વાઈ સરખી રૂપાળી અથવા સોહામની હતી. પણ તે ની અકલ તથા મન શકતીથી સઉ કોઈ હેરાંન હતાં. તે ના મોતેબર વીચાર સરવ આદમીના મનપર અસર ક રતા. તેનાં રસીલાં ભાષણોપર સઉ કોઈ ધેઆન આપ તાં. તેની કલમના જોરથી સઉ કોઈ આજેજ થતાં. રા જદોઆરી, સંસારી તથા નીતી સંબંધી બીનાઓ તેની સમજથી વેગળી નોહતી. એ મોહટી સમજને અદના તથા આલા લોક માન આપતાં. એ સ્ત્રી પંદર વરસની થઈ એટલે બાપની સાથે કેટલીક અગતની તથા ડીકટ બા બદોપર તકરાર કરવા લાગી. એવી ટકરારથી ફારગ થઈ રમુજી તથા વાંચવા લાએક બીનાઓ લખવામાં તે ગુત તી હતી. બાજે વખત નાટકશાલાને લાએકનાં તથા બી જી પરકારનાં કવેતો જોડતી. એવી સંધી પરકારે કાબેલ બાનુના મકાનપર વીદવાન અને દરજ્જતવાળાં લોકની મંડલી દર રોજ મલતી. એવાં મોહટાં લોકની મંડલીની વચે મડમ સ્ટેલ સુરજની માફક પરકાશતી હતી. તેના મોહડામાંથી નીકળતા શબદોપર સંધાં જણાં હોંસથી ધેઆ ન આપતાં. એ મડમની સંગતમાં થોડોબી વખત ગુજાર નારને મોહટો ફાએદો થતો. એની મીજલશમાં આવનારૂં

આદમી કાંઈ પરકારે મદન અથવા માહીતકાર થયા વીના પાછું જતું નહી. તેમજ આંતરે આંતરે પરગટ થતા એના ગરંથોથી આલમનાં લોકને લાભ થતો હતો. એવી બુધ્ધીવાન ઓરતના પરતાપે એના બાપનેબી કાંઈ થોડો લાભ થયો નહી. એક બીચાલતો એક્રે રાજા રાણીની સમજની ખામીને લીધે એ કાબેલ પુરૂષ પરધાનના ઓહદાપરથી બરતરફ થયલો હતો. તે દીકરીના વગથી સ૦ ૧૭૮૮ માં ફરીને આએપત ખાતાંનો પરધાન થયો. એ વખત ફરાંસના રાજમામલામાં ફેરફાર કરવાની ગરબર વધવા લાગી. થોડાવારમાં સંધો અઈઆજ એવો થઈ પડયો કે પોતાની તથા કબીલાની સલામતી સારૂ ફરાંસ છોડી પોતાના જનમદેશ શ્રી સુઈટઝરલંડ જઈ રેહવાને મા૦ નેકરે ધરતું વીચારયું. મડમ સ્ટેલ બાપની સાથે શ્રી કોપેટ ગઈ. એ મડમ ફરાંસ દેશનાં લોકનાં છુટાપણા તથા લાભની મોહટી હીમાત કરનારી હતી. પણ જાકોબીન ટોલી વાળાઓનાં ધાતકીપણાની વાત સાંભળી તેનો જીવ ઉકળી આવયો. ઈ૦ સ૦ ૧૭૯૨ માં તે પાછી પારીસ ગઈ. તાંહાં જાકોબીન લોકની જાલમીથી રાણીને તથા કેટલાંક સારાં માણસોને છોડવવાને તેણે કોશેશ કીધી. તેમ કરતાં પોતાના જીવને ધાસતીમાં આણયો. તેના ભરથારને સુઈડનના એલચી તરીકે કેટલાક હક હોત નહી તો તથા કેટલાક વીસવાસુ બીતરો અગતની મદદ કરત નહીતો મડમ સ્ટેલ તુરત ગરદન મરાઈ જાત. એ સ્ત્રી પારીસથી સુઈટજરલંડ અને તાંહાંથી ઈંગલંડ ગઈ. ફરાંસનો રાજા સોલમો લુઈ મારયો ગયા પછી એ ફરી સુઈટઝરલંડ જઈ બાપને મલી. તાંહાં રહી રાજદોઆરી ત

થા બીજી બાબદો વીશે કેટલાંક મોતેબર પુસતકો લખ્યાં. ઈ૦ સ૦ ૧૭૯૫ ની આખરીમાં એ મડમ પારીસ ગઈ. બુધ્ધીને જોરે એણે એ શેહરમાં આગળ મેલવેલો કાબુ કાંઈ સંધો જતો રહયો નોહતો. તે કાબુ ચલાવી પોતાના કેટલાક મીતરોને રાજના મોહટા ઓહદા અપાવયા. ટાલીરાંડ નામનો પરખીઆત પુરૂષ એ બાનુના વગથી દેશાવર ખાતાંનો પરધાન ઠરયો. એ પરમાણે મડમ સ્ટેલ પારીસમાં રહી. વખત જતે એને નેપોલીઅન બોનાપારટ સાથે અનબનાવ થવા માંડયો. એ સરદારની સંધો અખતીઆર પોતાને સવાધીન લેવાની ચાલ મડમ સ્ટેલને પસંદ આવી નહી. એણે તે ધણીની સામને થવા માંડયું. બોનાપારટે એની મનશકતી વીચારી લઈ એને દુશમન કરવાને બદલે પોતાનાં હીમાતીઓની સફમાં દાખલ કરવાની વેતરણ કીધી. તેણે જણાવયું કે એ બાઈ તેની સામને થવાનું છોડી દેતો એના બાપના આસરે બે કરોડ રૂપીઆ જેટલાં નાંણાં સરકારમાં ડુબટ પહેલાં હતાં તે એને અપાવવામાં આવે. મડમ સ્ટેલ પોતાના મનનું છુટાપણું તથા લોકોના હકને હરેક બીજી વસતુ કરતાં વધારે ચાહતી હતી, તેણે બોનાપારટની એ વાત તુચ્છકારી કાહડી. રાજમામલા વીશે હીમતથી પોતાના પ્રવીચાર જાહેર કરતી રહી. પણ બોનાપારટની બોરદુ ધણી જોરાવર જોઈ એ મડમે પારીસ છોડી કોપેટ જવું દરસત વીચારયું. કોપેટમાં એક વરસ રોખી પાછી પારીસ ગઈ. એણે લખેલું "ડેલફાઈન" નામનુ પુસ્તક ઈ૦ સ૦ ૧૮૦૩ માં છપાયું. એના બાપે લખેલું એક બીજું પુસ્તકબી તેજ વખતે પરગટ થયું. એ પુસ્તકોમાં રાજ

આમલા સંબંધી કેટલીક બીનાઓ એવી રીતે લખેલી હતી કે તે બોનાપારટની મતલબ તથા રીતની વીરૂધ દીસી. તે વાંચી એ સરદાર ઘણો ગુસ્સે થયો. તેણે પોતાને તાબેના મુલુકમાંથી બાહેર જવાને એને હુકમ કીધો. એને પોતાના બાપથીબી દુર થવાની ફરજ પડી. તે પછી એ બાનુએ બાપને કધી દીઠો નહી. તે ઈ૦ સ૦ ૧૮૦૪ માં મરણ પામયો. ઇટલીમાં ફરયા પછી પાછી કોપેટમાં આવી રેહવાને મડમ સ્ટેલને ઈ૦ સ૦ ૧૮૦૫ માં છુટ મલી. તાંહાંથી તે ફરાંસમાં આવતી થઈ. ઈ૦ સ૦ ૧૮૦૭ માં એણે "કોરીની" નામનો પોતે લખેલો એક કીસ્સો છપાવયો. તે મયેની બીના તથા વીચારો વાંચી બોનાપારટ શેહનશાહ અતી ઘણો ગુસ્સે થયો. તેણે મડમ સ્ટેલને પાછી દેશનીકાલ કીધી. એવી સતા ચલાવવાની અનઘટતી રીતની સામને તેણે તકરાર કીધી. પણ બોનાપારટ,આખી દુનીઆના શેહનશાહો તથા પેહલવાનો અને શીપાહીઓનાં એકઠાં મલેલાં જોર કરતાં એ એક સ્ત્રીની કલમના ગોદાથી વધારે ડરતો હતો ! તેણે દેખઈતી અનઘટતી તથા જુલમાત ભરેલી રીતબી મડમ સ્ટેલને પોતાના અમલની જગોએથી દુર કરવાનો વીચાર ફેરવયો નહી. એ પછી એ મડમ સાત વરસ સુધી પારકાં દેશોમાં ફરતી રહી. ઈ૦ સ૦ ૧૮૧૧ માં તે મા૦ રાકા નામના લશકરી અમલદાર સાથે પરણી. પણ તેનુ નામ એણે કધી લીધું નહી અને મડમ સ્ટેલને નામેજ દુનીઆમાં જણાતી રહી. એ મરદ પોતાની બાએડીને કોઈ માતા સરખી ગુરૂ ગણી મધન રેહતો હતો.

મડમ સ્ટેલે શ્રી જરમની, રૂશીઆ, સુઇડન તથા

ઈંગલંડમાં મુસાફરી કીધી. જાંહાં ગઈ તાંહાં બોનાપારટ ની વીરૂધ બોલતી તથા લખતી રહી. એ શેહનશાહના હરીફોએ પારીસ લીધું તારે મડમ સ્ટેલ લંનડનમાં હતી. તાંહાંથી તે પારીસ ગઈ. બોનાપારટ એલબાથી પાછો પારીસ આવયો તારે એ કોપેટ જતી રહીં. એની કલમ તથા જબાનનો કાબુ ઈઆદ કરી બોનાપારટે એને અરજ કીધી કે એણે તેની તરફ થવું અને તેની સાથે રાજનો બંદોબસત કરવા લાગવું. પણ તેની સાથે કસીબી નીસબત રાખવાને એ બાનુએ સાફ ના પાડયું. ઉઆટરલુની લડાઈ પછી મડમ સ્ટેલ પોતાની દીકરી સાથ શ્રી પારીસમાં આવી રહી. એ દીકરીને ડીઉક ડી બોરોલીઓ સાથે પરણાવી. નંવો રાજા અટારમો લુઈ એની ચાલ તથા બુદ્ધીપર ઘણો ખુરબાન હતો. એના બાપનો આસરે બે કરોડ રૂપીઆની રકમનો અવેજ સરકારી તીજોરીપર લેહણો હતો તે એને આ વેળા પાછો મલયો.

મડમ સ્ટેલ ઈ૦ સ૦ ૧૮૧૬ માં ઈટલી ગઈ. તાંહાંથી પાછી આવયા પછી એ કાબેલ સ્ત્રી કાહેલી થઈ અને તા૦ ૧૪ મી જુલઈ ૧૮૧૭ ને દીને મરણ પામી. લાએકી, હીમત, હુશીઆરી, આપઅખતીઆરી, કાબેલીઅત અને બુદ્ધી બલ મારે મડમ સ્ટેલ ફરાંસ દેશમાં એકકી સ્ત્રી થઈ ગઈછે. દુનીઆમાં તેના સરખી બીજી થોડીજ સ્ત્રીઓ મલી આવશે. એ સ્ત્રીની ઈઆદ સંધાં લોક માનથી કરેછે. ફ્રેચ લોક તેનાં નામપર ખુરબાન રેહેછે. ખરેખર એવી સ્ત્રીઓના દેશીઓને મગરૂર રેહવાને ઘટતું કારણ મલેછે.



## મડમ ગીઝો.

આપણા જમાનાનો કાબેલ ફીલસુફ તથા તવારીખ લખનાર અને નામીચો રાજકારભારી માનશીઅર ગીઝો છ વરસની વયનો હતો તારે તેનો બાપ ઈ૦ સ૦ ૧૭૯૪ માં મારયો ગયો. એ વખત ફરાંસમાં જાકોબીન લોકે ચલાવેલી પાતકી ખુનરેજીનો એ ઘણી ભોગ થયો હતો. તે શ્રી નીમીસની અદાલતમાં બારીસટરનુ કામ કરતો હતો. મરતી વખત તેના બચરવાળ સાથનો બોજો તેની બાએડીપર પડયો. તે બોજો તે બાએડીએ ઘણી હીંમતથી ઉઠાવયો. ભરથારનાં મરણ પછી મડમ ગીઝો ફરાંસથી નીકળી સુઈટઝરલંડમાં જીનીવા નગર મધે જઈ વસી. એ બાંઈ જોરાવર મગજવાળી હતી. ધરમ તથા નીતી સંબંધી ઘણા ઓતમ વીચારો ધરાવતી હતી. તેણે બચાંઓ તરફ સંપી ફરજ સારી પઠે અદા કીધી. મુખીઅ કરી તેઓને સારી કેળવણી આપવામાં એણે ખુબ તકેદારી રાખી. જુદી જુદી બાબદોના સબકો તે બચાંઓને પોતાની જાતે આપવાને એ સ્ત્રીએ કધી આલસ કીધી નહી. માહા પુરૂષોના દાખલા આપી તેઓના કામનાં સારાં માઠાં પરીનામ સમજાવી તેઓની બુજરગીએ પોંહચવાની ઉલટ એ બાઈ તે છોકરાંઓને સદા આપતી હતી. એક વેળા એક મીતર એ બાનુને મળવાને ગયો. તેણે જોયું કે મડમ ગીઝો પોતાના પાછળથી નામીચા થનાર દીકરાની સાથે ઉઠણુ મંડીએ બેસી ધરમ સંબંધી ગુધરાઈ કરનારા માહટા પુરૂપોના હેવાલને લગતી કેટલીક બીના વાંચતી હતી તે એ મીતરને જોઈ બોલી કે " ઠરાવ તથા

કેટલું બની શકેછે તે મારા ફરાંકને સમજાવવા સારૂ એ દાખલા આપુંછું." વાંચનારી બાઈઓને કેહવાની જરૂર નથી કે એવું સમજાવવું કાંઈ વેરથ ગયું નહી. મડમ ગીઝોએ આપેલા માહા પુરૂષોના દાખલાથી તેના દીકરાના મનપર સારી અસર થઈ. હાલમાં તે પોતે એક માહા પુરૂષ બનયોછે. શુધરેલી દુનીઆમાં કાબેલીઅત મારે થોડાજ જાણ તેનાં કરતાં સરસ હશે. આસમાનની ગરદીથી માનશીઅર ગીઝોપર સંધી ચહડતી પડતી વીતી છે. પણ તે જાંહાંબી જાયછે તાંહાં તેની સાથ વાત કરવાની મોહટાઈ મેલવવાને હરેક લોક ઉમેદવાર રેહેછે. તેની ઓલખાણ ધરાવનારાં મગરૂર થવાને કારણ જાણેછે. તેની સાથે દોસતીનો હક રાખનારાં પોતાને બાએગશાલી ગણેછે. લાએકીવાલી માતાની રૂડી ચાલ અને ઉપયોગી શીખામણ બચાંનાં નસીબપર એટલી બધી અસર કરેછે..

---

## સમય સુચકતા વાળી સ્ત્રી.

ઈ૦ સ૦ ૧૭૮૨ ના વરસમાં સ્પાનીઅરડ તથા ફરેંચ લોકોએ શ્રી જીબરાલટરપર ઘેરો નાખયો. તે સમે કાંઉટ ડી આરટોઈ તથા ડીઉક ડી કેરીલોં સેંટરાક આગળ ફરીને તે જગાનાં બાંધકામ તપાસતા હતા. તેવામાં ઈંગરેજોએ ફેંકેલો એક ગરેપપાટનો ગોલો તેઓએ જોયો. એ સમે બને એટલો બંચાવ કરવા સારૂ એ બંને સરદરો.પોતાના રીસાલા સાથ ઘોડાપરથી ઉતરી જમીનપર ચ. ટાપાટ સુઈ ગયા. તે ગોલો બરાપોની એક ખોરદુએ પ.

ડયો. તાંહાં એક સ્ત્રી દારૂનુ દુકાન રાખતી હતી. તે ગો લાથી કોણ કોણને જોખમ પોંહચશે તે વીશે સરવ જણા અંદેશામાં હતાં. તે ગોલો પડતાં ઉપલી ટોલકી સાથે એ સ્ત્રીએ પણ જોયો.. તે વખત તેના બંધે હાથમાં બે છોક રાં હતાં. પણ તે કોઈ વાતે બીધી નહી. સુગી સુગી તે ગોલાની નજીક ગઈ. વાંકી વળી એક છોકરાંને કેડેથી ની ચે મેલી તે ગોલામાંની દીવાસળી ઠંડે પેટે કાહડી ના ખી ! દીવાસળી કાહડી એટલે તે ગોલો ફાટવાની ધાસ તી રહી નહી. આસપાસનાં સંધાં આદમીઓ ફીકર થી મોકળાં થયાં. એ સ્ત્રીની સમય સુચકતા તથા હીમ ત જોઈ સરવ જણાં તાજુબ થયાં. કાંઉટ ડી આરટોઈએ એની ઘણી વખાણ કીધી. તેણે એ સ્ત્રીને દર રોજ તરણ ફ રાંક પરમાણે બેહો સુસારો આપવાને હુકમ કીધો તથા તેના ભરથારને દરજ્જે વધારવાને કબુલાત આપી. ડી ઉક ડી કેરીલોં પણ તેને દર રોજ પાંચ ફરાંક પરમાંણે લં વાજમો આપવાને કબુલ થયો. ખરેખર એ સ્ત્રીએ એ ક પલકારાના વખમાં અતી મોહઠું કામ કીધું હતું. તેની ધીરજ, હીમત અને વખતસર ઈલાજ કરવાની શકતીની જેટલી તારીફ કરીએ તેટલી ઘટતી કેહેવાય.

---

## એક દેઆનતદાર સ્ત્રી.

ઈ૦ સ૦ ૧૭૮૨ ના વરસમાં એક તવંગર પુરૂષે ફ રાંસથી નાહસી જતી વેળા એક ગરીબ સ્ત્રીને નાંણાંની મોહટી રકમ જાળવવાને આપી. એ ઓરત બચરવાળ

હતી. પેલા ધણીએ એની સાથ એવી શરત કીધી કે તે જો છોકરાં વગરનો મરણ પામેતો એ સંધાં નાણાં એ સ્ત્રી એ પોતાનાં બચ્ચાંઓના ઉપયોગમાં લેવાં. તે આગમચથી જો તેને ગરજ પડેતો તેમાંથી થોડી રકમ ઉપાડી પોતાના ખરચમાં વાપરવી. એ બનાવ પછી થોડી મુદતે તે સ્ત્રી કાહેલી પડી. પઈસાની તંગીથી તેને ઘણું દુખ થવા લા ગ્યું. પણ તેટલાજ સબબ ઉપરથી પેલાં નાણાંમાંથી કાંઈ ઉપાડી ખરચવાને તેણે ઘટારત ધારીયું નહી. આગળ જ તાં તેને ખબર પડી કે તે નાંણાંનો માલેક મરણ પામયો હતો. એવું છતાં પણ તે સ્ત્રીએ તે નાંણાં પોતાનાં કામ માં લેવાનું દીલ કીધું નહી. તેણે પોતાનાં મન સાથે વ માસન કીધી કે તે મરણ પામયો ખરો પણ કદાચ તેનાં છોકરાં હશે. છોકરાં નહીતો કોઈ વારસ હશે. વારસ નહીતો કોઈ લેણદારોબી હશે. વાસતે એવું કોઈ હકદાર ધણી હોય તાંહાં સુધી તે નાંણાં પોતે લેવાં એ સ્ત્રીએ હ રામ ગણ્યું. એમ કરતાં બાર વરસ ગુજરી ગયાં. તંગી તથા દુરબલતાથી એ સ્ત્રીના આવરદા ઘટતા ચાલયા. તે દનપર દન વધારે દુખી થતી ગઈ. પણ સંધો વખત તે ને મોહટી ફીકર એ હતી કે રખને તે મરણ પાંમે અને પેલા ધણીનુ કોઈ વારસ અથવા ખરૂ લેહણદાર હોય તેને તે મલે નહી. એવા અંદેશામાં તે સ્ત્રી રાત દન બેચેન હતી. તેવામાં તેને ખબર મલી કે તે નાંણાંવાળો પુરૂષ પુરૂશીઆ દેશમાં પરણયો હતો. તેણે પોતાની હયાતીમાં તે નાંણાં એ સ્ત્રી પાસ માંગમાં નહી તેનો સબબ એમ કે ગરબરને વખત તે નાંણાં કોણને રાખવા આપયાં હતાં તે વીશે તે મરનારને પાછળથી ઈઆદ રહી નહી. માટે

એ સ્ત્રીપર દાવો કરવાને બનયું નહી. એ બીચારાની બી જી કેટલીક મીલકત એજ પરમાંણે લોકો પાંસ રહી ગ ઈ. પણ એ સ્ત્રીએતો તુરત તેની વીધવાને સંધી બીના જણાવી અને સંધાં નાણાં પુરેપુરાં મોકલી દીધાં. વફાદા રીની રાહે પેલી વીધવાએ થોડી બખ્ખશીશ આપવા માંગી તેબી એ દેઆનતદાર સ્ત્રીએ નાકબુલ રાખી. પોતાનો કોલ પાલવાથીજ તે રાજી થઈ. એ પરમાંણે એ બાઈએ ધણા ફાકાને વખત પોતાની પાસે ધણું નાંણું હોવા છતાં તેનો ફાએદો લીધો નહી કેમકે તે નાણું પારકું હતું. વી સવાસઘાત કરી કોઈની દોલત વાપરી સુખથી રેહવા કર તાં દેઆનતદારી જાળવી સંકટમાં રેહવું તેણે સરસ ગ ણયુ. ખરૂં દેઆનતદાર તે એવું આદમી !

---

## ખરી દાઈ.

ઈ૦ સ૦ ૧૭૭૦ નાં વરસમાં સેંટ ડુમીંગોના ટાપુ માં મોહટો ધરતી કોપ થયો. તે વખત પોરટા પરીનસ ના મની જગોએ એક ઘરવાળાં સંધાં જણાં બાહેર ગયલાં હ તાં. તે ઘરધણીનું એક નાધલું છોકરૂં, તેને ધવાડનારી હ બસન દાઈ અને બીજાં ચાકર માત્ર ઘરમાં હતાં. ધરતીકોપના આચકાથી આખું ઘર ધુજવા લાગું. સં ધાં આદમીઓ ધાસતી ખાઈ એકદમ બાહેર નાહસવા લા ગાં. પણ પેલાં છોકરાંને લઈ નાહસવા જેટલો વખત તે ની હબસન દાઈને મલયો નહી. એકલું જવુંબી તેણે પ સંદ કીધું નહી. છોકરૂં જાંહાં સુતેલું હતું તે ઓરડામાં તે

દોડી ગઈ. તેને ઉઠાવે તેટલાં તે દેવાલ પડવાનો કરાકો થયો. તે સમે ચીત ઠેકાણે રાખી એ હબસને તે બચ્ચાં તરફ પોતાની ફરજ અદા કરવાને ઠરાવ કીધો. તે બચ્ચાં ની સલામતી માટે જે ઈલાજ સુજ પડયો તે તુરત કીધો. તેણે વેહલી વેહલી વાંકી વળી જઈ પોતાનાં શરીરને મેહ રાપદાર ધાલની માફક તે બચ્ચાંની ઉપર રાખ્યું. પેલી દે વાલ તેનાં બદનપર પડી. એ સીના એવા ઈલાજથી તે બચ્ચું સલામત રહયું ખરૂં; પણ તેની મેહરબાન દાઈને જ ખમ લાગયાથી તે થોડા વારમાં મરણ પામી. એ કેવી નીમખ હલાલ ચાકરડી ! કેવી રૂડી સ્ત્રી !

---

## મારકેરા આસોલી.

મારગરેટ ફુલર આસોલી અમેરીકામાં કેમબરીજ પો રટ મધે તા૦ ૨૩ મી મેએ સને ૧૮૧૦ ને દીને જનમી હતી. એની સારી ઈચ્છાદ શકતી તથા ચપળ મન જોઇ બા પે એને વીદયા ભણાવવાને ઘણી ચોંપ રાખી. એ ચોંપ એટલી બધી હતી કે તેને જુલુમનુ નામ આપવું ઘટારત ધારવામાં આવયુંછે. મી૦ ફુલરે અતી ઘણી નાધલી વય માંથીજ દીકરીને કેળવવા માંડયું. ધંધાને લીવે દીસનાં પો તાને ફુરસત નહી મલયાથી રાતને સમે તે બીચારી નાધ લી મારગરેટને તસદી આપવા લાગો. બીજાં લોક જારે પોહર પોહર ઉંઘ કાહાડી રેહે તારે એ બચ્ચું ચોપડી પાઠ કરતું નજર આવતું. તે કામમાં કાંઈબી ખામી નજર આવીતો તે કઠણ દીલનો બાપ ધમકી આપવા અથવા સ

જા કરવાને ચુકતો નોહતો. એ પરમાણે થવાથી મારગરે
ટ લખવા વાંચવા શીખી તથા લાટીન ભાષાણું કેટલું ગ
નાન તેણે મેલવયું, પણ તેની તનદરોસતીમાં ઘણો બી
ગાડ થયો. મગજ ખીસવાની ધાસતી પેદા થઇ. તેને રા
તના બુરા સપના આવવા લાગા. ઉંઘમાંથી ચોંકી ઉઠ
વા લાગી. ભયહંકાર બેમારીએ તેનીપર ગલબો કીધો. એ
સંધી બીનાની કસી દરકાર ન કરતેં બાપે તેનાપરથી સખ
તી ઘટાડી નહી. અંતે તેની મા જો વચે પડત નહીતો
થોડાવારમાં તેના દાહડા પુરા થયા હોત. એ પરમાણે મા
રગરેટના બાપનો જુલુમ ઘટયો. પણ એ છોકરી વીદયા
હાંસેલ કરવાની બાબદમાં પછાત પડી નહી. આઠ વર
સની થઈ તેટલાં બરીટીશ કવી શેકસપીઅરનો ગરંથ વાં
ચવા લાગી. થોડાવારમાં નામીચા સ્પાનીશ લખનાર સ
ર વાનટીસ તથા મોલીઅર નામના કવીનાં પુસતકોપર
ધેઆન લગાડયું. મારગરેટ વીદયા ભણવામાં ઉતાવળી આ
ગળ ચાલી તેનો સબબ એમ કે તે શીખશકની મદદ કર
તાં જાતી કોશેશપર વધારે આધાર રાખતી હતી.' નીતી
શાસતરપર તેનુ ધેઆન બચપણથીજ લાગેલું હતું. સંધા
અભીઆસને આતમાનુ અજવાળું કરવાનું હથીઆર ક
રવાની તેની નેમ હતી.

કેટલાંક વરસ સુધી ઘરમાં અભીઆસ કીધા પછી
મારગરેટ નીશાલે બેઠી. રાતદન મેહનત કરી વીદયાનો
તારીફ લાએક બંદોબ એકઠો કીધો. જેમ ઉમરે વધતી
ગઈ તેમ મનનો ખોલાસો અને આતમાનુ અજવાળું થા
ય તે બાબદોપર વધારે લક્ષ આપતી ગઈ. સુઘડ રેહવા
તથા શોભીતી ફરવાને તેનો શોખ હતો. પણ વખતને ઘ

ણી કીમતી વસતુ સમજી ખાલી ઠઠારા અને ધુનધામમા વખત ગુમાવનારી સ્ત્રીઓની ચાલ નાપસદ કરતી હતી આસરે બાવીસ વરસની થઈ તારે તેણે ફરેમ બાપાનો અભયાસ શરૂ કીધો એ ભાષામા લખાએલા માલ'રત પુસતકો ઘણી હોસથી વાચવા લાગી કેહેછે જે એ વખત એ સ્ત્રીએ જેટલુ ગનાન મેલવયુ હતુ તેટલું એના દેશના થોડાજ પુરૂષોએ મેલવેલુ હશે પણ એ બાઈ વીચારતીકે એલમ સદા વધારે વધારે હાસેલ કીધાથીજ આ દમીનુ જીવતર પરમાણ છે મુસાફરીથીબી ગનાનનો વધારો થાયછે તે વીચારી યૂરોપ જવાને એણે ખાએશ કીધી તે ખાએશ પરમાણે કામ કરવાને ખરચ કરવાની એની અથવા એના બાપની શકતી નોહતી માટે એણે પોતાના ભાઈ બેહનોને શીખવવાનુ કામ પોતાને માથે લીધુ તેઓને નીશાલે મોકલવાનો જે ખરચ થાત તે પોતાને સારૂ એકઠો કરાવયો કે પુરતો ભહોળ થએથી મુસાફરી કરવાને બની આવે એની મા તથા મમાઈ કાહેલી થઈ પડયા * માટે ભાઈ બેહનને શીખવવા સાથે એ બવે જણાની ખરદાશત કરવાનુ કામબી મારગરેટને કરવુ પડયુ એવી સધી પરકારની મેહનતથી તેને એક વેળા જોરમા તાવ આવયો એ મરજથી તે મરતી મરતી બચી ગઈ

મારગરેટ ફુલરે ઇચ્છેલી મુસાફરી નીકળવાનો વખત નજીક આવયો તારે તેનો બાપ એકાએક તા૦ ૨ જી અકટોબર ૧૮૩૫ ને દીને મરણ પામયો એ બનાવથી મારગરેટ ગોયા બેહોશ થઈ ગઈ મી૦ ફુલરે વસીઅત નામુ કીધુંુ નહી તેની દોલત વડી રાખયા કરતા ઘણી ઓછી નીકળી તેનો વહીવટ નક્કી થયો તારે દીસયુ

કે તેની વીપવાનું ગુજરાણ થાય તથા નાખલાં છોકરાંઓને કેળવણી મલી શકે તેટલીજ પુંજી બાકી હતી. એવું જો ઈ મારગરેટે પોતાની મેહનતથીજ પોતાનુ ગુજરાણ કરવા ને વીચાર કીધો. ઈરોપની મુસાફરી કરવાની જે મોહટી હોંસ તેણી મેલી દીધી. એ કામ સારૂ લાંબી મુદત સુધી મોહટી મેહનત કરી ભાઈ બેહનોને શીખવીને જે પઈસા કમાઈ હતી તેણી લેવાને નાપાડયું. સાંઝી ભાઈ બેહનને કાંઈ બીજી મદદ કરવાને ઠરાવ રાખયો. તે ઓને કેળવણી આપવાનુ કામબી જારી રાખયું.

મારગરેટ ફુલરને ઈ૦ સ૦ ૧૮૩૬ માં એલતેમાસ થઈ કે લવાજમો લઈ એક ચોપાનીઆં સારૂ તેણે કાંઈ બીનાઓ લખવી. એ એલતેમાસ કબુલ રાખવા આગમચ એ સ્ત્રીએ શરત કરવા માંગી કે લખનારી તરીકે એ કોઈની તાબેદાર રેહવાની નહી માટે એ જે કાંઈ લખે તેમાં કોઈને કસો ફેરફાર કરવા દેવાની નહી. મારગરેટ આખી જીંદગી સુધી એજ પરમાણે આપઅખતીઆર રેહવા માંગતી હતી. અંતકરણના કહયા પરમાણેજ ચાલવું તેનો મુખીઅ કાનુન હતો.

બોસટન નગરની એક નીશાલમાં મીસ ફુલરને શીખશકનુ કામ મલયું. એ કામ એવી રીતે બજાવયું કે તેથી સરવની ખાતરી થઈ કે એ સી કાંઈ જેવી તેવી શીખશક નોહતી. એની પાસે શીખનારીઓએ તાજુબ સરખો અભીઆસ કીધો. શીખનારી તરીકે જે નેમ હતી તેજ નેમ શીખવનારી તરીકે રાખવાને મારગરેટ ફુલર ચુકી નહી. નીતીની બાબદોને મનમાંથી કદી ખીસાડી નહી. બોટારાં, નીચ વીદીઆ તથા લોભને ઈનકાર

યા સચાઈ, પહરેજગારી અને ઉતમ કામોને પસંદ કરવા નો ઉપદેશ દર એક સબક સાથે એ કરતી રહી. એ પર માણે એ શીખશકની વખાણ ચોતરફ ફેલાઈ. શ્રી પરાવી હેનસની મોહટી નીશાલની વડી શીખશા ગુરૂનો ઓહોદો એને આપવામાં આવયો. એ કામ મારે એને એક હ જાર ડાલરનુ વરસાણું મલતું થયું. એ આવકનો કેટલો ક ભાગ એ સખી અબલા પોતાની મા તથા ભાઈ બેહનો ને મદદ કરવામાં ખરચતી. મારગરેટ જલદીથી પોતાની નીશાલીઅણોની તથા બીજાંઓની માનીતી થઈ. સઉ કો ઈ તેની પાસથી શીખામણ અને સલાહ લેવા લાગાં.

ઈ૦ સ૦ ૧૮૩૯ માં મીસ ફુલર તથા તેની મા અ ને તેના કુટુંબનાં બીજાં આદમીઓ બોસટનની પાંચ મા ઈલની વેગલાઈપર એક ઠેકાણે જઈ રહયાં. તાંહાં એ લોક પાંચ વરસ સુધી રહયાં. તેટલાં મારગરેટે વીદીઆ અભીઆસ ચાલુ રાખયો હતો. તે સાથ લવાજમો લઈ પોતાનાં ઘરમાં બીજાંઓને પહડાવવાનુ કામ કરતી રહી. જરમન ભાષામાં લખાયલાં કેટલાંક પુસતકોના તરજુમા છપાવયા. પોતાના દેશમાંના કેટલાક સરોવરોના હેવાલ ના ગરંથો બનાવી પરગટ કીધા. સને ૧૮૪૦—૪૨ સુ ધી “ ડાએલ ” નામનાં એક ચોપાનીઆની બનાવનારનુ કામ કીધું. એકામ ફકત શોખથીજ કીધું. બાકી તેમાં કમાઈ તો કસી હતીજ નહી. એ મધે સ્ત્રી પંથની હાલત શુધારવા વીશે કેટલીક મોતેબર બીનાંઓ લખી. તેમજ આતમા દનપર દન સરસ હાલતે પોંહચતો જાય એવી બાબદો પર મનુષ જાતે ધેઆન આપવાની અગત વીશે પોતાના ૩ડા વીચારો જાહેર કરી તે મુજબ ચાલવાને વાંચનારાંઓને

ભલામણ કીધી. એવી એવી તેણે લખેલી બીનાઓમાં સારી મનશકતી વાપરેલી કેહવામાં આવેછે.

ઈ૦ સ૦ ૧૮૩૯ નાં વરસમાં કેટલાક મીતરો સાથે મનસુબો કરીને મીસ માર્ગરેટ ફુલરે કુમારી તથા પરણેલી સ્ત્રીઓના ફાએદાને વાસતે એક મંડલી ઉભી કીધી. એ મંડલી દર અઠવાડીએ મલતી. એ ઉભી કરવાની મતલબ એવી હતી કે સ્ત્રીઓ તારી મારી બીન ફાએદે વાતો તથા નીરઉપયોગી કામોમાં વખત ગુમાવે તે કરતાં એવી મંડલીમાં ભેગી થઈ ગનાન તથા હોશ વધારનારી વાતો કરેતો સારૂં કે તેથી તેઓની બુધી ખોલે, તેઓ સારી પઠે વીચાર કરવા શીખે તથા દુનીઆમાં બનતી બીનાઓ તેઓને સમજ પડયાથી સંસારમાં ફાએદા ભરેલી રીતે ચાલવાને બની આવે. એ મંડલીની પેહલી સભા સને ૧૮૩૯ ના નવેમબર મહીનામાં મલી. તાંહાં પચીસ આબરૂદાર સ્ત્રીઓ એકઠી મલી. તેઓમાંની કેટલીક જણીઓ બોસટન નગરની કાબેલ તથા મોભાવાળી બાનુઓ હતી. એ મંડલીમાં વાતચીત કરવાનું કામ માર્ગરેટે શરૂ કીધું. તે વાતમાં ભાગ લેવાને પેહલાંતો કેટલીક સ્ત્રીઓ શરમાઈ. પણ કલાકઉપલથી માર્ગરેટે તેઓની શરમ દુર કીધી. એ રૂડાં કામ માટે કરેલી મેહનતનો બદલો મીસ માર્ગરેટને ઉતાવળે મલયો. તે જોઈ ખુશી થઈ ને થોડા દીવસમાં સંધી સ્ત્રીઓ એક બીજી સાથે હોંસથી વાત વગત અને તકરાર કરવા લાગી. તેઓનાં ગનાનમાં દેખઈતો હુમેશો થતો ગયો. તેઓની વીચાર કરવાની શકતી વધી. ચાલુ બાબદોપર ગોર કરવા અને મત આપવાને તેઓ શીખીઆં. ઘર સંસારનાં કામો કરવા સંબંધી તેઓને વધા

રે હુશીઆરી આવી. ઓળખીતીઓની મીજલસોમાં તે ઓ વધારે પસંદ પડતી થઈ. તેઓનાં માનમાં વધારો થયો. સ્ત્રીઓની એવી મંડલીના ફાએદાની વાતો આખાં ગામમાં થવા લાગી. તે ફાએદા સમજુ લોકોએ ઉતાવળે પીછાણી લીધા. એવા ફાએદા વધારે સારી પડે પરાપત થ વા સારૂ કેટલાક લોકે ફરમાસ કીધાથી સ્ત્રી તથા પુરૂષોની એક મીશ્ર મંડલી ચાલુ થઈ. એ મંડલી વીશેભી મીસ ફુલરેજ ગોઠવણ કીધી. એવી સભાથી સરવ કોઈને લા ભ થયો. પણ એ પરમાણેની અનેક પરકારની મેહનત થી મીસ ફુલરની તનદરોસતીમાં બીગાડ થયો. તેને બુ રી જાતના તાવનો મરજ થયો. રેહવાનું મકાન બદલવા તથા જુદી પરકારનુ કામ કાજ કરવાને જરૂર થઈ. ઈ૦ સ૦ ૧૮૪૪ ના વરસમાં એ બાનુ નીઉયારક ગઈ. તાંહાં "નીઉયારક ટરીબ્યુન" નામના વરતમાન પતર વાળાની બાએડીની ફરમાસથી તે ધણીએ મીસ ફુલરને તે પતરમાં કાંઈ બીનાઓ લખવાનુ કામ સોંપયું. તેના બદ લામાં એ બાઈને તે ઘરસધના ઘરમાં રેહેવા તથા ખાવા નુ માતર મલયું. બાકી જે પગાર મલતો હતો તેતો નામ નોજ હતો. પણ તંદરોસતી શુધરે તેટલાં એવો થોડી હાં સેલનો ધંધોભી કબુલ કીધો. વરતમાન પતર લખવાનુ કામ તેણે ઘણી અછી રીતે અલાવયું. તે સાથ જાંહાં સુધી તના માલેકનાં ઘરમાં રહી તાંહાં સુધી પોતાનાં ગનાનથી તે ધણીને તથા તેની બાએડી અને કુટંબનાં બીજાં આદમી ઓને ફાએદો કીધો.

માારગરેટ ફુલર નીઉયારકમાં હતી તારે તાંહાંનાં પસ તાવાનાં ઘરની બંદીવાન સ્ત્રીઓની માઠી હાલત વીશે તેના

જાણવામાં આવયું હતું અને તે હાલતમા શુધારો કરાવવા ને ઠરાવ રાખ્યો હતો. તે મુનબ પાછળથી એ બાનુ ઘ ણી વાર તે બંદીખાનામાં ગઈ. તાંહાંની સીઓનાં દુખમાં ઘટારો થાય એવા ઈલાજો કીધા. તેઓને નીતીની વાતો સંભળાવી નેક રાહપર ચાલવાને ઉસકેરી. એ કામમાં મારગરેટને સારી ફતેહ મલી. એ બંદીખાનામાં ફાએદા ભરેલી મેહનત કરતાં તેને જોઈ બીજાંણી એક બંદીખાનાં નાં મુલતવીઓએ તાંહાંની બંદીવાનોને ઉપદેશ કરવાને મી સ ફુલરને અરજ કીધો. એ કામ તેણે ખુશીથી અને સારી અસર થવા જોગ રીતે કીધું.

ઈ૦ સ૦ ૧૮૪૬ ના વરસમાં મીસ મારગરેટની એ ક સાહેલીએ પોતાને ખરચે એ બાનુને પોતાની સાથે ઈ રોપ લઈ જવાને મરજી બતાવી. તેની સાથે મારગરેટ તા૦ ૧ લી આગસટને દીને ઈરોપ ખાતે રવાને થઈ. એ થોડો વખત ગરેટ બરીટનમાં રહી. તાંહાં નામીચા તથા વીદ વાન લોકોથી એને આબરૂ મલી.. જેઓ ઘણી બાબદસર એનાં મતથી જુદુંજ મત ધરાવતા હતા તેઓએબી એની કાબેલીઅતને માન આપયું. ગરેટ બરીટનથી ફરાંસ થઈ મારગરેટ ઈટલી દેશ ગઈ. તાંહાંની ઉતમ હવા, બાગ બગીચા, લોકોના સંઘા જમાનાના ભેલેમ હોનરના નમુ નાનાં સંઘરસ્થાનો ઈતીઆદીથી એ વીદવાન સ્ત્રીને ઓર મ જાહ લાગી. પણ લોકોની અવસ્થાથી અતીઘણી દીલગીર થઈ. તેઓ એવી હાલતમાંથી નીકળીં સુવતંત્ર થાયતો સારૂં એમ જીગરથી કેહવા લાગી. લોકોના શુધારા તથા સ્વતંત્રપણાની તરફેન કરનાર એક કુલવાન જુવાન પુરૂ ષ નાને મારકુઈસ આસોલી સાથે એ બાનુએ લગન કી

ધાં. એ ધણીની પીડથી તેને પેટે એક પુતર અવતરયો. અતરે જણાવવાને જરૂર નથી કે આ વાત વાળી દાનાવ સીએ સંધી સદગુણી કાબેલ સીઓની મારૂક બાએડી તથા માની ફરજે તારીફ લાએક રીતે અદા કીધી.

ઈ૦ સ૦ ૧૮૪૯ ના વરસમાં રોમ મધે લોકોએ છુટાપણું મેલવાને કરેલી લડાઈને વખત મારકુઈસ આસોલીએ છુટાપણાને ચાહનારી ટોલકીની તરફેન કીધી. મારગરેટનો બરથાર એવાં કામમાં રોકાયો તે વેળા તે બાઈ કાંઈ રીકામી રહી નહી. પોતાના રાબેતા મુજબ પરઉપકારી કામમાં તે રોકાઈ. તેણે હાસપીટાલમાં જઈ જખમી લોકોની બરદાશત કીધી. એ હાસપીટાલના ઉપરીનુ કામ એનેજ સર પડયું. તે કાંમ ખુબ રીતે બજાવયું. જખમી લોકને દાવ આપતાં તથા તેઓના મલમ પટા કરતાં, થોડાં સાજાં થયલાંને કવત આપનારૂ ખાનુ પોહચાડતાં, ફરતાં હરતાં થયલાંને ગમત કરાવતાં અને સરવની હાજત મુજબ કામ કરતાં એ બાનુને અતીશે સખ્તી એંચવી પડી. ઘણી વેળા આખી આખી રાત જાગી એ કામો કરતી હતી. એવી માયાથી તેણે સંધા દરદીઓના દીલ હેસાંન ભરયાં કીધાં. જારે તે રોમથી જવા નીકળી તારે તેઓ આંખમાં પાણી લાવી બોલયા કે "એવી મેહરબાન દોસત તેઓને કાંહાં મલશે !" એ લડાઈમાં મારકુઈસ આસોલીના હરીફો ફાવયા. તેને રોમમાં અથવા તે શેહરની નજીક રેહવું મુશકેલ થઈ પડયું. તે તથા બાએડી તાંહાંથી નીકળી ફલારેનસ ગયાં. તેઓ તા૦ ૧૭ મી મે એ ૧૮૫૭ ને દીને "ઈલીઝેબેથ" નામનાં વાહનમાં બેસી શ્રી લેધારન બંદરથી અમેરીકા જવાને નીકળયાં. તા૦ ૧૫

મી જુલાઈને દીને વાહનનો નાખોદા આશા રાખતો હ તો કે બીજે દીને તે સંઘાં ઉતારૂઓને નીઉપારક બંદરમાં ઉતારી શકવાનો. એ વાતથી સઉ મઘન થયાં. પણ તે ઓની ઉમેદ એકાએક બરબાદ ગઈ. રાતના તોફાન થઈ આવયું. વાહન ખરાબાપર અથડી ભાગી ગયું, મારકેસા આસોલી તથા ભરથાર અને દીકરો સરવ ડુબી મુવાં ! મારકેસા આંસોલીએ પોતાની મુસાફરીના હેવાલનુ જે પુ સતક બનાવયું હતું તેબી તે બનાવનારી સાથે પાણીમાં ગયું. એ પુસતક મારકેસા આસોલીએ કસાએલી બુધ્ધી અને દાનાઈને વખત લખયું હતું તથા તેમાં લખાયલી બીના તે બાનુએ પોતાની નજરે જોયલી તથા કાને સાંભ ળેલી હતી માટે તે બનચયું હોતતો વાંચનારી આલમને ઘણુ પસંદ પદતું થાત એમ ઘણા જણાનો વીચાર છે. મા રગરેટ ફુલર આસોલી ઉદયોગી, ગનાની, આપઅખતી આર, પરોકારી, નીતીને ચાહનારી અને ઓરત જાતની હાલત શુધારવાને મેહનત કરનારી સ્ત્રી, આધીન અને માયાલુ દીકરી, હેતવંતી બેહન, પતીવરતા બાએડી, રૂડી મા અને મેહરબાંન દોસત હતી. એવી સદગુણી સ્ત્રી નાં કવખતનાં અને અકસમાત મરણથી દીલગીરી ઉપજ યા વીનાં રેહતી નહી.



# મીસટરીસ ઓશીંગટન.

આ ભલી સ્ત્રી શ્રી અમેરીકાના યુનાઈટેડ સ્ટેટસનુ સ્વતંત્રપણુ મેલવનાર, તે મુલકના લોકોનો હક જાળવનાર તથા લાભ વધારનાર માહા પુરૂષની મા થતી હતી. એનુ અસલ નામ મેરી બાલ આઈલેટ કરીને હતું. એ સ્ત્રી મી૦ આગસ્ટાઈન ઉઆશીંગટનની બીજી બાઐડી હતી. તે પુરૂષ મરણ પામ્યો તારે મેરીને પોતાને પેટનાં બે છોકરા તથા એક છોકરી અને તેની મરનાર સોકને પેટના બે છોકરા મલી પાંચ જણાંને ઉધારવા તથા તેઓના વારસાને લગતી મોહટી મીલકત જાળવવાનુ કામ કરવું પડયું. એ બંધે કામો મીસટરીસ ઉઆશીંગટને સારી પડે કીધાં. એ કામ કાંઈ થોડી મેહનત તથા ખબરદારીમાંજ પતયાં નહી. એ છોકરાંઓને લગતી મીલકત જુદે જુદે ઠેકાંણે સકડો માઈલોની વેગલાઈપર હતી. તેઓ ઉમરનાં થાય તાંહાં સુધી એ મીલકત સારી હાલતમાં રાખવા, તેની પેદાસ વધારવા તથા તેની ઉપજનો હસાબ રાખવાની બાબદમાં મીસટરીસ ઉઆશીંગટને ખુબ ચોકસાઈ તથા દુરઅંદેશો વાપર્યો. શેઆણી ઘર ધણીઆની તરીકે જે ગુણો જોઈએ તે એ બાઈમાં હતા. ધીરો મીજાજ, મીઠી જુબાન, માયાળુ દીલ, પાક દેઆનત, હક વાજબી ચાલ એનામાં સદા નજર આવતાં. એ બાઈ સંધાં કામપર જાતે ખબરદારી રાખતી. સરવપાંતીએ ચોતરફ નજર રાખતી. ચાકરોપર હેત રાખવા સાથે તેઓ પાસથી ઘટતું કામ લેવાને ચુકતીતી નહી. દુનીઆની ધુમધામમાં પડવા કરતાં એ કાંતમાં પોતાનું ઘર જાળવી બેસી નીરાંતથી વખત ગુજાર

વાનું સુખ પસંદ કરતી. એ બાઈએ છોકરાંઓની મીલક
તનો સંભાળ કીધો તેમજ તેઓનો બીજો લાભ જાળવયો.
તેઓને લાએકની સારી કેળવણી આપવાને એણે ચોંપ
રાખી: તેઓને સદગુણી અને સતધરમી કરવાને એ
બાઈ ભુલી નહી. એ સંધાં છોકરાંને દર રોજ ભેગાં
કરી પોતાની પાસે બેસાડતી. તેવે વખત ધરમ અને ની
તીની બાબદો તેઓને સમજાવતી, અથવા કોઈ મોહટા
ગરંથકારોએ એવી બાબદોપર લખેલાં પુસતકોમાંથી સારી
સારી બીનાંઓ કાહડીને વાંચી સંભળાવતી. સંસારમાં
સઉ કોઈ સાથે વાજબીપણે ચાલવા અને હરદમ પોતાનાં
દીલમાં પરવરદીગારનુ સમરણ રાખી તે સાહેબની વખા
ણ કરવાની જરૂર તે છોકરાંઓના મનમાં ઉતારવાને મીસ
ટરીસ ઉઆશીંગટને નેમ રાખી હતી, તે ઘણે દરજજે
પાર પડી. એનો ભરથાર ગુજરયો તારે એનો વહો દીક
રો જારજ ઉઆશીંગટન બાએગે અગીઆર વરસની ઉમ
રનો હતો. તે પાછળથી પોતાના દેશમાં પેહલે દરજ્જે
નો આદમી થયો. ઘણાં લોકનો વીચાર છે કે એના સર
ખા ખરા નેક મરદો આ પુરૂથવીપર થોડાજ થયા હશે.
મોહટો અખતીઆર શાંતીથી વાપરવામાં, ગુચવણ ભરે
લાં કાંમો ધીરજ અને સમજથી સાધવામાં, ખાનગી લા
ભ કરતાં પોતાના દેશીઓના કલાંણની વાત પસંદ કરવા
માં, છુટાપણું ઘટતા અંદાજાથી વાપરવામાં, જારે કામ પ
ડે તારે દેશની ચાકરીમાં હાજર રેહવા પણ કામ પુરૂં થાય
તારે હકુમત અને અમલ છોડી પોતાને મકાને બેસી ની
રાંતથી ખાનગી કામમાં વખત કાહડવાની રૂડી સમજ
રાખવામાં, રાંધી પરકારના લોભથી બીલકુલ દુર રેહવામાં,

જારજ ઉઆશીંગટન એકો થઈ ગયોછે. થોડાજ મોહો ટા પુરૂષોને કરવું પડયું હશે એટલું બધું સરકારી કામ કર વા છતાં એ પોતાનાં ખાનગી કામપર ધ્યાન રાખતો. પોતાની મીલકત શુધારવાના ઈલાજો કરવાને કદી ભુલતો નોહતો. લેવર દેવરમાં પુર ચોખો હતો. ઓળખીતાં તથા દોસતો સાથે મીલનસાર તથા માયાળુ હતો. સેવ કોપર કુરપાળુ હતો. એ મરદ એટલો બધો ખબરદાર તથા રૂડો થયો તે ઘણે દરજે એની ખબરદાર અને રૂડી માની કેળવણી તથા ચાલ ચલણને પરતાપે,થયો એમ મા નવાને આ ટુક હેવાલ વાંચનારને ઘટતું લાગશે.

---

## મીસટરીસ ઊએર.

મેરી લોઉએલ ઉએર તા૦ ૨ જી અકટોબર ૧૭૯૮ ને દીને બોસટન નગરમાં જનમી હતી. એનો બાપ મી૦ પી કારડ ઈંગલંડથી અમેરીકા જઈ વસયો હતો. એની મા ડાહી, વીદવાન, અને સખી દીલવાળી સ્ત્રી હતી. એ મા બાપે એક મતથી દીકરીને કેળવી હતી. મી૦ પીકાર ડને ધંધા સારૂ ઈ૦ સ૦ ૧૮૦૨ માં ઈંગલંડ જવું પડયું. તે દીકરી તથા બાએડી સાથે એક વરસ સુધી તે દેશમાં રહયો. નાધલી મેરી એટલીતો હુશીઆર હતી કે એક વીસ વરસ પછી પાછી ઈંગલંડ ગઈ તારે નાધપણમાં જો યલી ઈમારતો તથા વસતુઓ તેની નજરમાંથી ખીસી નોહતી. સારી ચાલથી એ છોકરીએ સઉનો પેઆર હાં સેલ કીધો. તેની મા સદા કેહતી કે એ દીકરીથી તેને ઘ

ણે આનંદ તથા સુખ મલતું હતું. નાધલી મેરી જેવી આધીન હતી તેવીજ તેની મા સમજુ તથા માયાલુ હતી. એ મા પોતાની ચાલ તથા શીખામણથી દીકરીને પહરેજગાર, ઉદયોગી, મીઠા સવભાવની તથા સખી દીલની થવાને શીખવતી. પણ એવી થવાને તેના તન મનને આસુદગી અને નીરાંત ઘણી જોઇએ એમ એ સમજુ માનુ મત હતું. માટે તનદરોસતી શુધરે એવી કસરત, મન રીઝે એવી ગમત, દીલ ખુશ થાય એવી મજાહ, જીવ વેરાએ એવી ઘણાં છેકરાંઓની સંગતમાં થતી રમત એ બાઇ તેને કરાવતી હતી. એ પરમાણે તેર વરસની થઇ તાંહાંસુધી મેરી એની માના હાથ તળેજ કેળવાઇ. પછી તેને હીધામ મધે એક મદરેસામાં નોકલી. તાંહાં એ છોકરીનો આ સુખીઆ ગુણ દીસતો કે કોઇનુંખી ભલું કરવાને કોશેશ કરવી. નીશાલે પાંચ મહીના રહી તેટલાં તેની મા કાહેલી પડયાથી તેને પાછી બોલાવી લેવામાં આવી. જે અખલાનો ખવાસ પરોપકારી તેણે પોતાની માની માદગીને સમે દીકરી તથા ખીદમતગારની સંઘી ફરજો ખુબ મેહનતથી બજાવી તે હીયાં જણાવવાની જરૂર નથી. મેરીની સંઘી મેહનત છતાં તે મા સને ૧૮૧૨ માં મરણ પામી. મી૦ પીકારડનાં ઘરના ખટલાનો બોજો મેરીને માથે પડયો. એ પુરૂષ ઘરડો તથા નાતવાન થઇ ગયો હતો એટલુંજ નહી. તેને ધંધામા નુકસાન થયાથી તંગ અવસથામાંખી આવી પડયો હતો. તેને દેલાસો આપતાં, તેની ખીદમત કરતાં, તેના ખરચમાં ઘટારો થાય તેવી કરકસર જોતાં એ અબલાને કાંઇ થોડી તસદી પડી નહી. મા ગુજરયા પછી મેરી પાછી

શ્રી હીથાંમવાળી નીશાલે ગઈ. તે તાંહાં હતી તારે એ ટલે ઈ૦ સ૦ ૧૮૧૫ માં તેના બાપનો કારોબાર અતી શે બીગડયો. મેરીને આ તરફથી મલેલો જુન વારસોબી એ બાપને તાંહાંજ રાખેલો હતો. તેના બીજા લેણદારે ની માફક એ દીકરીની પુજીબી કેટલીક ડુબટ ગઈ. બા પે દીલગીર થઈને તેને તે વીશે જણાવયું. તે વાંચી મે રીનુ દીલ ભરાઈ આવયું. તેના જવાબમાં મેરીએ બાપ ને લખ્યું કે "તમોને દીલમાં કેવું લાગતું હશે તે હું થો ડું ઘણું વીચારી શકુંછું. મારીપર જેબી ગુજરે તે ખમવા ને હું તઈઆર છું. માઠા વખતમાં તમારી સેવા કરવાને મારી જેવી મોહટી ખ્વાએશ છે તેવી મારી શકતી હોયતો હું કોઈબી વાતે બીહેવાની નથી. તમો મારે વાસતે એ ટલી બધી ફીકર કરો છેવો તેથી હું દીલગીર છું. પણ હું તમારે માથે બોજો થઈશ નહી. હું હરેક ભલો ઉદમ કરી પોતાનુ ગુજરાણ સોધીશ. જે મોજ મજાહ અને ચેણ આરામ જતાં રહયાંછે તે માટે હું કબુ ગમગીન થવાની નથી. હું જેબી અવસ્થામાં આવીશ તેમાં સંતોષી ર હીશ. ભલા ઉદીમથી ગુજરાણ કરવાને હું સુતલગ હીનુ સમજતી નથી." એ પરમાણે બાપને હીમત તથા ધીર જ આપવાને બીજી ઘણી બીના લખી મોકલી. તે પછી રૂડી મેરી બાપની ચાકરી અને બરદાશત કરવાને પાછી ઘર ગઈ. એલમ હાંસેલ કરવાને તેને ઘણો શોખ હતો. પણ બનાવજ ઉલટો બનયો તારે તે કસી પરકારે નારા જી થઈ નહી. પોતાની શીખશકને લખેલાં કાગલમાં જ ણાવયું કે "વીદવાન થવાને મારી ઉમેદતો ઘણી હતી પ ણ હવે સંધું થઈ ચુકું. મેં જે જુજ એલમ હાંસેલ કી

થઈ. પણ એ લાએકીવાળી દીકરીએ તેના અનઘટતા ક પકાનેબી મનમાં આણ્યો નહી. તુરત ખોલાસો લખી વાળયો. તેમાં જણાવયું કે બાપનું કામ મનમાનતી રી તે બજાવયા પછી એ બાનુ શેલ કરવાને ગઈ હતી. પ ણ ગેર સમજુતીથીબી બાપ નાખુશ થયો હતો તે માટે એ ઘણી દીલગીર રહી અને બોલીકે તે શેલ કરવા નહી જ ગઈ હોતતો સારૂં! કેવી ભલી દીકરી!

મી૦ પીકારડ પોતાની માયાલુ દીકરીની ચાલથી ઘ ણી પરકારનું સુખ ભોગવી સને ૧૮૨૩ માં મરણ પામ યો. એ મરણથી મેરી ગમગીનીએ કરી બેહોશ થઈ ગ ઈ અને તેનો હાથ બાપની લાસના હાથમાં દબાઈ રહ યો. તે બીજાંઓએ છુટો કીધો અને મેરી ઘણે વારે હુ શીઆર થઈ. બાપનાં મરણ પછી મેરી અમેરીકા મધે નીરાંતથી જીંદગી ગુજારી શકત. પણ તેની એક ફુઈ ઈં ગલંડમાં હતી. તેને મરનાર મી૦ પીકારડ કાંઈ આશરો આપતો હતો. તેના મરણ પછી તે ડોસીની બરદાશત રાખવાને મેરીએ ઘટારત વીચાર્યું. બાપની માફક તે ડોસીને મદદ મોકલીનેજ એ જુવાન સ્ત્રી રાજી થઈ ન હી. એણે પોતે ઈંગલંડ જઈ તે ડોસીની હાલતથી વાકે ફ થઈ તેને અગતની મદદ કરવાને ઠરાવ કીધો. ઈંગલં ડ પોહતેથી પીછાણવાળાં લોકે મેરીને સુખ ચેનમાં રા ખી. પણ મેરી ઝાઝો વખત મોજ મજાહમાં લપેટાઈ રહી નહી. જે કામ સારૂ આવી હતી તે કરવા પછવાડે લાગી. તે ફુઈને ગામ ગઈ. તેને ઘર જઈ જોયું કે તે એક ઘણી નાતવાન ઘરડી સ્ત્રી હતી. તેની બે પરણેલી દીકરીઓ તેજ ગામડાંમાં વસતી હતી. તેઓમાંથી એક

દીકરી તથા તેનો ભરથાર તાવના મરજથી મરતતોલ થ વા આવેલાં હતાં. તેઓનાં તરણ છોકરાંમાંથી બે ખાં સીથી ઘણાં હલાક હતાં. તે સંધા કબીલાનાં ગુજરાણનો આધાર પેલાં બે જણાંના ઉદીઅમપર હતો. માટે માંદ ગીને વખત સંધાં જણાં તદન નાચાર હતાં. ગામનાં લો ક સંધાં અનઘડ હતાં. તાંહાંનો પાદરી પોતાના ઓહદા ને તદન નાલાએક હતો, તે પુરો મુરખ અને આલસુ હતો. સારો દીવસ છાકટપણાંમાં ગુજારતો હતો. એવી જગોથી પાછી આવવાને મેરીનાં હેતુઓએ વારેવાર તેને લખ્યું. જાંહાં ખાંસી, તાવ અને શીતલાનો મરજ ધુમ ચાલતો હતો, જાંહાંના લોકો અનસમજ તથા જાહેલ, જાંહાંનો ધરમોપદેશક મુરખ અને છાકટો, તાંહાંથી એ મા યાલુ દીલવાળી બેગાની સ્ત્રીએ દુર રેહવું અને સગાંઓને મદદ કરવાની મરજી હોયતો પઈસા મોકલીને તેમ કર વું, એમ મેરીનાં ઓળખીતાંએ ઘણી વેળા લખ્યું. પ ણ મેરીએતો તાંહાં રેહવાને પોતાની ફરજ વીચારી. કો ઈબી દરદ ઉડવાની અથવા બીજી ધાસતીને લીધે તે ફર જ અદા કરવાથી પાછી હટવાને નામુનાસેબ ધાર્યું. તે ણે તે ગામમાં રહી ફુઈની તથા તેની દીકરીઓનાં કુટુંબ ના સંધા આદમીઓની માવજત કીધી. એ કામ કરતાં એ બાઈએ ઉંઘ તથા ભુખને વીસારી મેલી. તેઓને દ વા દારૂ અપાવવા તથા ખવાડવા પેહરાવવાનો ખરચબી એણે કીધો. તેઓને સાજાં કરવા સારૂ ઘણા દીવસ સુધી મોહટી રંજ ખેંચી. પણ બુરા મરજે કરી ફુઈ, તેનો ભરથાર અને બે છોકરાં મરણ પામ્યાં. તરણમાં નુ એક છોકરૂં જીવતું રહ્યું તેને પાલવાનુ કામ મે

રીએ પોતાને સર રાખ્યું. એમ કરતાં તાવનો મરજ આખાં ગામમાં ફેલાયો. કોઈ કોઇની જોડે ઉભું રેહ ન હી. તેવે સમે મેરી તેઓની મદદે ગઈ. તે એકલીજ તાવ ઉડવાથી બીધી નહી. થોડાવારમાં તે ગામડીઆં પોતાની ભલું કરતાની કદર સમજ્યાં. સઉ કોઈ તે "રૂ ડી અમેરીકાન બાઈ" ને માતા સરખી કેહવા લાગાં. પણ એ પરોપકારી બાઈની અતીશે મેહનતથી તેની પો તાની તનદરોસતીમાં ઘણો બીગાડ થયો. ડાકટરની સ લાહ મુજબ હવા ફેરબદલ કરવાને તે ગામમાંથી ગઈ. જ તી વેળા પોતાની કુઈ તથા તેના નાધલા દોતરાને વાસ તે ઓરાકી, કપડાં તથા સુખ આરામ આપનારી વસતુ ભરાવી. કુઈની બીજી દીકરીનું જે કામ હતું તેબી તેને ફાએદો થાય તેમ કરી આપયું. એવી ઉપકારી બાનુને જ તી વખત તેનાં હેશાંનમંદ એશીઓએ પેઆરના આશું વરસાવયાં તેમાં નવાઈ નહી.

મેરી શ્રી પેનરીથ ગઈ. તે એટલીતો નાતવાન થઈ ગઈતીકે એક કાગલ લખવાને બેસવા જેટલીબી શકતી ર હીતી નહી. એવું છતાં એક માસ વીસામો લીધો નહી તેટલાં તેની કુઈ કાહેલી પડવાની ખબર આવી. તે સાં ભળી પોતાની તનદરોસતીની દરકાર ન કરતે તે ડોસીની ચાકરી કરવાને મેરી દોડી ગઈ. તાંહાં પોહતેથી તે ડોસી ની માવજત કરવામાં ગુંતી. તે કુઈના દોતરાઓને તાવ નો મરજ ઉડે નહી એટલા માટે તેઓને બાહેર સુવાડ તી અને પોતે તેની આગળ સુતી. એ કુઈની ખીદમત કરતાં મેરીને કેટલી મેહનત પડી હશે તે એક બીનાંપર થી વાંચનારને સમજ પડશે. તે એમકે મેરી બીચારી

એક વેળા થાક અને નાતવાનીથી બેહોશ થઈને પડી ગઈ. તે પાછી જારે થોડા હોશમાં આવી તારે કાંસવા લાગી જેથી આસપાસનાંઓએ તેનો હેવાલ જાણ્યો. એ પછી થોડા દીવસ સુધી તે એવી કાહેલી રહી કે ડાકટરે બે બે વાર હાજરી આપવાની અગત થઈ.

મેરીને આસતે આસતે શકતી આવી. તે જેટલો વાર ફુઈનાં ગામમાં રહી તેટલોવાર સગાંઓને તથા ગામનાં બીજાં લોકને સુખ આરામ આપવાનુ કામ કરતી રહી. તે લોકની માદગીને વખત તેઓનાં બીછાણાં પાસે રહી તેઓની ખરદાશત કીધી. તેઓના મનનો શુધારો કરવા તથા તેઓનુ દીલ ખોલવાને કોશેશ કીધી. વેહમથી તેઓને મોકલા કરી ઈસવરનો મારગ સમજવાની રીત બતાવી. એવાં અનેક પરકારના નેક કામો કીધા પછી એ લાએકીવાલી જુવાન સ્ત્રી તા૦ ૩૦ મી જાણેવારી ૧૮૨૬ ને દીને તે ગામથી રવાને થઈ. જતી વખત ફુઈ તથા તેની મરનાર દીકરીના દીકરાની ખાખદ ઘટતો બંદોબસત કરતી ગઈ. શ્રી પેનરીથમાં બે તરણ માસ રહયા પછી તે પાછી અમેરીકા ગઈ. એનાં દેશી લોકે એના સદગુણો વીશે સાંભળયું હતું. તેઓ એને સલામત આવેલી જોઈ ખુશી થઈ મુબારકબાદી દેવા લાગાં. ડાકટર કાર્નીગ તથા બીજાં સારાં માણસો તેની ઘણી વખાણ કરતાં હતાં. એ વખાણ કાંઇ જેવાં તેવાં કારણ સારૂ થતી નોહતી. મેરીનાં રૂડાં કાંમો જે ઉપર કહયાં તેતો નેયારાં. તે ઉપરાંત જારે તેને અવકાસ મલતો તારે ગરીબ લોકોને ઘર જતી. તાંહાં તેઓની હાલત તથા રીતભાત તપાસતી. તેઓની હાજતથી વાકેફ થતી. તેઓને જે

મદદ આપવી ઘટે તે તુરત આપતી. પછી તેઓ પોત પોતાને અને એક બીજાંને મદદ કેમ કરી શકે તે તેઓ ને શીખવતી. તેઓની હાલત શુધારવાનો મારગ તેઓ ને બતાવતી. રવીવારને દીવસે જુદી જુદી નીશાલોમાં જઈ ગરીબ આદમીઓનાં છોકરાંઓને ધરમનીતી તથા બીજી બાબદોપર સબકો આપતી. એટલાં બધાં કામો છ તાં તે દોસત આશનાંઓને મલવા ભેટવા અને તેઓ ની ખબર અંતર લેવાને ચુકતીતી નહી.

મેરી પીકારડે ઉપર જણાવયા પરમાણે સને ૧૮૨૭ સુધી જીંદગી ગુજારી. એ વરસનાં જુન મહીનામા તેણે હેનરી ઉએર નામના એક પરમાણીક ધરસથ સાથે લગ ન કીધાં. એ ધણી એક કાબેલ અને પરખીઆત થતો પાદરી હતો. પરણ્યા પછી મેરીએ પોતાના ઉતમ ખવા સની નવી સાબેતી આપી. એ બાનુ મી૦ ઉએરની બી જી બાએડી થતી હતી. તેની આગળી બાએડીને પેટનાં છોકરાં હતાં. એવી હાલતમાં તેણે મેરી સાથે પરણતાં કેવો વીચાર રાખયો હતો તે તેનાં લખેલાં કાગલથી સમ જ પડશે. તેણે પોતાની બેહનને લખયું કે "પરવરદીગાર નાં કરવાથી મારી મુલાકાત એક એવી સ્ત્રી સાથ થઇછે કે તેનામાં સંધા ઉતમ અને સરસ ગુણો છે. તમો જાણો છેવો કે તે કેવી વખાણવા જોગ સ્ત્રી છે અને મારી બાજુ એ ખાલી પડેલી જગા પુરવાને કેવી લાએક છે. આ દુ નીઆંથી ગુજરી ગપેલાંઓ હીયાંના કારબારની ખબર રા ખી શકતાં હોયતો એ સબબને માટે મારાં હરેક મીતર ની માફક મારી (પેહલી બાએડી) ઇલીઝેબેથ મને મુબાર કબાદી આપશે એમ હું ધારૂંછું. મારાં છોકરાંઓને માટે

હું સારામાં સારી મા સોધતો હતો અને તેઓને વાસ તે સારામાં સારી મા મલી આવીછે. મારાં પંથકના લોકોને સારો દાખલો અને ઘણું સુખ આપે એવી ઓરત હું ઇચ્છતો હતો અને તેવી ઓરત મને મલીછે. મારાં પર પડતો બોજો ઉઠાવવા લાગે અને પોતાનાં રૂડાં અને કસાએલાં પાકીજેપણાથી મારા કાનુનને ટેકો આપી ને મકમ તથા મજબુત કરે એવું કોઈ આદમી હું ખોળતો હતો તે મને મલયુંછે." જે બાઈને વાસતે મી० ઉમ્એર એવો વીચાર રાખતો હતો તેને વાસતે ગામનાં લોક કાંઈ જુદું મત ધરાવતાંતાં નહી. એવી બાએડી મલયાથી સઉ કોઈએ તે પુરૂષને બાએગશાલી ગણયો. મેરી બરથારની ઉમેદ માફકનીજ નીકળી. તે બરથારની આવક નાધલી હતી. પણ મેરી કસરવાળી હતી. બરથારના દરજ્જા પરમાણે તેને તાંહાં લોકની આવ જા ઘણી હતી. તેઓને વાસતે થોડા ખરચમાં સારો અને પુરતો નાસતો કરાવવાને મેરી ઘણી અચ્છી કલા વાપરતી.

મરનાર સોખને પેટનાં છોકરાંને મેરી ઉમ્એરે છાતી સાથે ધરયાં. એને પોતાને પેટનાં બચાં થયાં તે છતાં તે છોકરાંઓપર એટલો બધો પેઆર રાખયો કે તેથી વધારે તેઓને જણનારી મા કરી શકત નહી. જારે એ બાનુ મરણ પામી તારે એનો સાવકો વડો છોકરો અતીશે ગમગીન થઈ રડવા લાગો કે "કોઈબી છોકરાંની એવી માયાલુ મા અને કોઈબી પુરૂષની એવી મેહરબાન દોસત બીજી સ્ત્રીને ખુદાએ દીધી હોય નહી!" મેરી ઉમ્એર સાવકાં છોકરાંપર જેમ પુર મેહરબાની રાખતી હતી તેમ તે ની મરનાર માને સારૂ માન ધરાવતી હતી.

તે કે લોકો તાજુબ થઈ એની એવી ચાલનો ખોલાસો માંગતાં હતાં. તેવાં લોકને એ બાઈ જવાબ દેતી કે "તે મરનાર મારા ભરથારને સરવ કરતાં પેહલી અને પેઆરી હતી, તારે પેઆરં અને માનથી તેની ઈઆદગારી રાખવા વગર મારાથી કેમ રેહવાય?" મેરી બીજી સંધી પરકારે લાએકીવાળી બાએડી તથા લોકને સુખ આપનારી ગોરાણી થઈ તે અતરે જણાવવાને જરૂર નથી. એક વરસ જતે તેનો ભરથાર ઘણો કાહેલી થયો. કેટલાક દોસતોની બલામણથી તથા તેઓની મદદ લઈ પાણી ફેર બદલ કરવાને તે ઇરોપ ગયો. મેરી તેની ખીદમત કરવાને સાથે ગઈ. મી० ઉએર સતર માસ સુધી જુદે જુદે ઠેકાણે ફરયો. એ વખત તેની દોસત મદદગાર અને ખીદમતગાર સરવ તેની રૂડી બાએડીજ હતી. તેઓ જાંહાંબી જતાં તાંહાં તેને સુખ આરામ આપવાને મેરી સંધી તદબીર કરતી. જારે ફુરસત હોય તારે એ તેની આગળ બેસી વાંચતી અથવા સીવવા અને ભરવાનુ કામ કરતી અથવા મીઠી વાતો કરી તેનો જીવ રીજવતી. એ મુસાફરીને વખત મી० ઉએરે નીતીની બાબદેપર એક પુસતક લખયું. તેમાં મુખીઅ સલાહ તથા વીચાર બાએડીના લીધા. ઇરોપની મુસાફરીથી મી० ઉએરને કસો ફાએદો થયો નહી. પણ થાક, ચીંતા, અને રંજથી તેની બાએડીને નઠારૂં દરદ થયું. તોબી ભરથારને કસો અંદેશો નહી ઉપજવા દેવાની મરજીથી તે દરદ વીશે પોતાના વઈધ શીવાએ કોઈ બીજાંને ખબર કીધી નહી. એ પરમાણે એ ધણી ધણીઆણીની વારાફરતી માંદગીઓમાં તથા કેટલાંક છોકરાંના જનમ અને બીજાંઓનાં પાછાં

મૌત થતે બાર વરસ નીકળી ગયાં. એ સમે મીસટરી સ ઉઅેર પોતાનાં કુટુંબ તથા પાર પડોસીઅેાનું ભલું આ ગળની માફકજ કરતી રહી. એ સ્ત્રી ઇસવરની ભકતી કરવા સંબંધી કોઈ સમો ચુકતીતી નહી. એનો ભરથાર મી૦ ઉઅેર તા૦ ૨૩ મી સપટેંમબર ૧૮૪૩ ને દીને મ રણ પામયો. તેનાં મરણથી તેની ખુરબાન બાઅેડીને ઘ ણું દુખ થયું. પણ ઇસવરની મરજી આગળ કોઈનો આ રો નથી એમ સમજી જેમ બને તેમ સબુરીથી તે તોરો ખમયો. તેને ડફનાવાની ગોઠવણભી એણે પોતાને હાથે જ કીધી. જેને તે સંધાં જીગરથી ચાહતી હતી તેને મા ટેનું એ છેલલું કામ કોઈને કરવા દીધું નહી.

ભરથારનાં મરણ પછી મેરી લોઉઅેલ ઉઅેર પોતાનાં બચાંઅેાને સારી પડે ઉછેરવાપરજ ધેઆન આપવા લા ગી. મી૦ મીલટંન નામના એક આબરૂદાર ધરસથે તે ની લાએકી પીછાણી લઈ તેને પોતાનાં છોકરાંઅેાની શી ખશક થવાને બોલાવી. મેરીએ પોતાનાં બચાંઅેાને સુ ખી રાખવા તથા પોતે કરજદાર નહી થવાની મતલબ થી એ ધરસથની એલતેમાસ કબુલ રાખી. તેના છોકરાં અેાની શીખશકનો ઓહદો એણે મરણના વખત સુધી માન મલવા જોગ રીતે ચલાવયો. શીખશક તરીકે એની કેટલીક રીત નકલ કરવા જોગ હતી. છોકરાંઅેાને જરા જરા વાંકને લીધે મોહટા મોહટા અપરાધને લાએકનો ઠપકો કેટલાંક શીખશકો આપેછે તેમ એ કરતીતી નહી. પણ જેવો અપરાધ તે પરમાણેની શીખામણ દેતી હતી. નીચાલીઆંઅેાને ધમકી અને દાબ દબાવથી નહી પણ હલી મલીને તથા હસી રમીને ભણાવતી હતી. તે વળી

તથા લાએકીથી સ્ત્રી પંથનો તરીકો વધયોછે. એ પરમાણે
આદમી જાતપર મોહટું હેશાંન કરનાર તથા પોતાની પં
થનીઓની કીરતીનું તેજ વધારનાર બાઈનો સુખતેસર જા
ણવાજોગ હેવાલ અતરે નોધવાને ઘટતું ધારયુંછે.

મુવેલા બાપ અને નાચાર માની દીકરી તથા ૭ ના
ધલાં ગરીબ છોકરાંઓની મીસકીન બેહન તરીકે ઈલીઝેબેથ
પેહલાં આપણી ઓળખાણ કરેછે. એનો બાપ પેહલાં
ઈંગલંડ દેશમાં બરીસટલ નગર મધે વેપારી હતો. ધંધામાં
ખોટ આવયાથી તે શ્રી અમેરીકા ગયો. તાંહાં તે થોડા
વખતમાં મરણ પામયો. એ પરમાંણે પોતાનુ ગુજરાણ પો
તાની મેહનતથી કરવાની ફીકર રાખવાને ઈલીઝેબેથને ના
ધપણથી ફરજ થઈ. તેણે નીશાલ બણાવી બલી મેહન
તથી પેટ બરવાને ઠરાવ કીધો. નાધલાં બાઈ બેહનોને
શીખવવા તથા તેઓનાં અને માનાં ગુંજરાણ સારૂ તેઓ
ને મદદ કરવાને પણ વીચાર રાખયો. એ મતલબો પાર
પાડતાં એ જુવાન સ્ત્રીને કેટલી બધી તસદી ખેંચવી પડી
હશે તેનુ વરતાંન સેહલથી થઈ શકશે. ચાલતા વખતમાં
પોતાનુ ગુજરાણ કરવા તથા મોહટાં કુટુંબને ઘણી તહરે
આશરો આપવા સાથે એણે એલમનો અબીઆસ વધા
રવાનો વીચારબી કીધો. એ વીચાર બર લાવવાને સા
રૂ કાંઈ પુંજી એકઠી કરવાને અગત દીસી. એના સરખી
હાલતવાળી સ્ત્રીને બેગાના દેશમાં એ પરમાંણે થોડીબી
પુંજી એકઠી કરતાં કેટલી મેહનત પડી હશે વારૂ ? લખ
વાને ખુશાલી લાગેછે કે એ બાઈએ સંધી રંજ તથા સ
ખતીને ઉડાવી. ઉદીઓગ તથા કરકસરથી થોડા પઈસા
એકઠા કીધા. આગરૂ તથા આપઅખતીઆરી વધારના

એવા સુલાઝાથી કે તે નીશાલીઆં એની સાથે કશુ કસી બેઅદબી કરતાંતાં નહી. એ બાનુ જીંદગીના છેડા સુધી પરોપકારી રહી. પોતે પઈસાવાળી નહી હોવાથી મરજી મુજબ દાનપુનનાં કામો કરી શકી નહી. પણ પોતાના વખત તથા મેહનતનો ખરચ કરી લોકોનું ભલું કરવાને ચુકતીતી નહી. તે કરતાં જાંહાં પઈસા ખરચવાની જરૂરત હોય તાંહાં કાંઈ અખારા કરતીતી નહી. બનતાં સુધી પોતે આપતી. નહી તારે મેહનત લઈ બીજાંઓ પાસે અપાવતી. એ ખરી સદગુણી સ્ત્રી સને ૧૮૪૯ ના એપરીલ મહીનામાં મરણ પામી.

---

## ડાકટર ઈલીઝેબેથ બ્લાકઉએલ.

ઉતમ પરાકરમો માટે દુનીઆંનાં લોકને જાણુક આભારી કરનારાં આદમીઓમાંની એક ડાકટર ઈલીઝેબેથ બ્લાકઉએલ છે. એ બાનુ સ્ત્રી પંથની કેટલીક ઘણી વખાણવા લાએક ખુબીઓ ધરાવેછે. પુરૂષોનો નાજુક બાંધા અને કોમલ શરીરની રૂપાળી ભાગીઅનો કેવી ઉદીઓગી, ધીરજવંત, ઠરાવ તથા હીમતવાન થઈ શકેછે, તે ડાકટર ઈલીઝેબેથે હાલ જમાનાના લોકને સારી પઠે બતાવી આપયુંછે. વીદીઆ શાસતર સારી પડે પહડવા માટે સ્ત્રીની મનશકતી કેવી મોહટી હોયછે તે એ ડાકટરની કાબેલીઅતથી સમજાયછે. ટીકટ હુનરનાં કામો કરવાને સ્ત્રી કેવી જુરરત રાખી શકેછે તે એની માહીતકારી તથા આલાકીથી દેખાઈ આવેછે. એની હુશીઆરી

तथा लाभ्येकीथी स्त्री पंथनो तरीको वधयोछे. ए परमाणे आदमी जातपर मोहटुं हेशांन करनार तथा पोतानी पंथनीओनी कीरतीनुं तेज वधारनार बाईनो सुख्तेसर जाणवाजोग हेवाल अतरे नोधवाने घटतुं धारयुंछे.

सुवेला बाप अने नाचार मानी दीकरी तथा छ नाधलां गरीब छोकरांओनी भीसकीन बेहन तरीके इलीजेबेथ पेहलां आपणी ओळखाण करेछे. एनो बाप पेहलां इंगलंड देशमां बरीसटल नगर मधे वेपारी हतो. धंधामां खोट आवयाथी ते श्री अमेरीका गयो. तांहां ते थोडा वख्तमां मरण पामयो. ए परमांणे पोतानु गुजराणु पोतानी मेहनतथी करवानी फीकर राखवाने इलीजेबेथने नाधपणथी फरज थई. तेणे नीशाल भणावी भली मेहनतथी पेट भरवाने ठराव कीधो. नाधलां भाई बेहनोने शीखवता तथा तेओनां अने मानां गुंजराणु सारु तेओने मदद करवाने पण वीचार राख्यो. ए मतलबो पार पाडतां ए जुवान स्त्रीने केटली बधी तसदी खेंचवी पडी हशे तेनु वरतांन सेहलथी थई शकशे. चालता वख्तमां पोतानु गुजराणु करवा तथा मोहटां कुटुंबने घणी तहरे आशरो आपवा साथे एणे एलमनो अलीआस वधारवानो वीचारखी कीधो. ए वीचार बर लाववाने सारु कांई पुंजी एकठी करवाने अगत दीसी. एना सरखी हालतवाळी स्त्रीने बेगाना देशमां ए परमांणे थोडीखी पुंजी एकठी करतां केटली मेहनत पडी हशे वारु ? लख्वाने खुशाली लागेछे के ए बाईए संधी रंज तथा सख्तीने उडावी. उदीओग तथा करकसरथी थोडा पईआ एकठा कीधा. आगरु तथा आपअख्तीआरी वधारना

રો વઇધનો ધંધો શીખવાને શરૂ કીધું એ કામ સારૂ પે
હલા ખાનગી રીતે કેટલુક ગનાન મેલવયુ તરણ વરસ
સુધી ખુબ અભીઆસ કીધા પછી કાએદા મુજબ કેળવ
ણી લેવાને વઇદુ શીખવાની કોઈ મદરેસામા દાખલ થવા
ને એ બાઈએ જરૂર જાણી એમ કરવાની એકતો મત
લબ એકે વઇદક શાસતરની માહીતકારી ઉતાવળે આવે
બીજુ એકે તેવી માહીતકારી વીશે પરીખશા આપી સન
દ મેલવેતો આગળ એના કામપર લોકને ભરોસો આવે
વાસતે સને ૧૮૪૭ ના વરસમા તે શ્રી ફીલાડેલફીઆ
ગઈ તાહાની વઇદક શાલાઓમાની એકુમા દાખલ થવા
ને અરજીઓ કીધી તે વેરથ ગઈ સ્ત્રી સુ વઇદુ શીખે !
અને સ્ત્રી સુ તે ધંધો ચલાવી શકે ! એમ સઘા લોક મ
શખરી કરવા લાગા પણ એવી અનઘટતી મશખરી
અને હરકતથી ઈલીઝેબેથ હારી નહી એણે ડાક્ટર
આલન તથા ડાકટર ઉઆરીંગટન પાસથી જુદી જુદી
બાબદોની કેળવણી લીધી તે વીશે તથા મદરેસામા દા
ખલ થવાને અગત જેટલી માહીતકારી ડાકટર ડીકસન
પાસથી મેલવયા વીશેની સરટીફીકેટો હાથ કીની પછી
અમેરીકાના યુનાઈટેડ સ્ટેટસની સઘી મદરેસાઓની એ
ક ટીપ કીધી દર એકપર પતર લખી અરજ ગુજારી કે
કાએદા મુજબ અભીઆસી તરીકે તેને મદરેસામા દાખ
લ કરવી બાર બાર મદરેસાવાળાઓએ તેને હસી કાહ
ડી કોઈએ તેને સમજ વગરની કહી કોઈએ હુલડ
કહી વળી કોઈ વધારે ચતુરોએતો તેને બેમુલાઝા ભરે
લી કહી કુકામા જણાવીએતો સ્ત્રીઓને હરેક વાજબી
અને ઘટતી છુટ અથવા હક આપતા જે નજીવા અને

અનઘટતા વાંધા નીકળેછે તે સંધા એ મદરેસાવાળાઓએ વારા ફરતી કાહડયા. તેણે કરેલી અરજ સ્ત્રીને લાએક ની નહીં ગણી તેઓએ તે ઉરાડી નાખી. પણ નીઉયારક પરાંતમાં જીનીવાની યુનીવરસીટીવાળાઓએ બીજી સંધી મદરેસાવાળાઓ કરતાં વધારે સારી સમજ તથા ઉદારતા બતાવી. કાએદા મુજબની પરીખશા આપવાને શકતીવાન હોયતો એક સ્ત્રીનેબી તે મદરેસામાં દાખલ કરવાને તાંહાંના શેખ્યાના ઉપરીએ કસી હરકત જોઈ નહી. તાંહાંના અભીઆસીઓએબી પોતાની સફમાં તે સ્ત્રીને દાખલ થવા દેવાને ખુશી જણાવી. તેને સારીપડે તરબીઅત આપવાને શીખશકોએ તઇઆરી બતાવી. એ પરમાણે ઇલીઝેબેથ જીનીવા જઈ તાંહાંની મદરેસામાં દાખલ થઈ. જેવી હીમત અને ઠરાવથી તેમાં દાખલ થવાને કોશેશ કીધી હતી તેવા ઉદયોગ અને ધીરજથી તેણે અભીઆસ કરવા માંડયો. ધંબીરાઇ અને સબુરી રાખી સંધી પરકારની માહીતકારી મેલવી. એ સ્ત્રી જારે મદરેસામાં દાખલ થઈ તારે એણે જાણે કેવોક અપરાધ કરયો હોય તેમ સધાં "બોરડીંગ હાઉસ" વાળાંઓએ એને રાખવા તથા ખવાડવાને નાપાડયું કેમકે અદેખા લોકોએ ધાસતી આપી કે જે ઘરમાં એને રાખવામાં આવે તાંહાંથી બીજાં સંધાં નીકળી જાય! અંતે જારે કેટલાક આબરૂદાર શીખશા ગુરૂઓની બાએડીઓ ઇલીઝેબેથને મલવા જવા લાગી તારે પેલા લોકોએ પોતાનો વાંધો પડતો મેલયો.

ઇલીઝેબેથ જેટલેવાર મદરેસાના વરગમાં બેસતી તેટલેવાર પોતાની ચોપડી તરફ તથા શીખશા ગુરૂના મોહ તરફ માત્ર જોતી. સંધી પાંતીએ એવી ઇજતથી રેહતી

કે કોઈ ફસી બેઅદબી કરી શકે નહી કોઈ જરાબી આડી ચાલ ચલાવતુતો તે વીશે એવો તીરસકાર બતાવતી કે સરવ ભાઈબધ અલીઆસીઓ એ બાઈની વખાણ કરી આડી ચાલ ચલાવનારપર ફીતકાર નાખતા હતા એના નવાઈ સરખા કામથી ગામના રીકામા અને અદેખા લોકોબી એ બીચારીને હલાક કરવા માંડી હતી પણ એ એવી રીતે ચાનીકે તેઓના ઠઠાના સખુનો જાણે એના કાનપર પડતા હોયજ નહી તથા તેઓની ચીબાવલી ચાલ એના જોવામા આવતી હોયજ નહી એ પરમાણે એણે ટેક રાખયો એટલે પેનાજ લોકો ભોગીને ઠેકાણે બેઠા જેમ અભયાસમા ઘણી મેહનત અને નઠારા લોકની આડી ચાલ તરફ મોહટુ દીલ રાખવુ તેમ ખરચમા ઘણી કસર કીધી વખત છે, કોઈ દાહડો કેવો આવશે, એમ વીચારી ઈલીઝેબેથ કાઈ નહીને કાઈ બચાવતી હતી પણ એ પરમાણે બચાવેલા નાણામાથી કોઈને અગતની મદદ કરવાને કદી ના પાડતીતી નહી પોતે પઈસાવાળી નહી, પોતાનુ ડીકટ કામ પાર પાડવાનો સઘો આધાર પોતાની પાસની અતી ઘણી નાથલી પુઝીપર રહેલો, તે છતા તે પુઝીમાથી બીજાઓને મદદ કરવાને જે બાઈ તઈઆર તેને કેટની શાબાશી ઘટેછે વારૂ ?

ઈલીઝેબેથના અભીઆસની મુદત પુરી થઈ જેઓ શીખીને વઈદુ કરવાને લાએક થયલા હોય તેઓને સનદ આપવાની પરીખશા કરવાનો વખત આવયો પરીખશા થઈ રહયા પછી તપાસ કરનારાઓ જોઈને અચરત થયા કે કઠરતી સખત પરીખશામા ઈલીઝેબેથ તારીફ લાએક રીતે પાર પડી એ પરીખશામા પસાર થયલાઓને

વઈદુ કરવાની સનદ આપવાને સને ૧૮૪૯ ના જાણે વારી મહીનામા મોહટી મીજલસ ભરાઈ. તાંહાં લોકે નવાઈ સરખો દેખાવ જોયો કે વઈધનો ધંધો કરવાને એ ક સ્ત્રીને સનદ મલી. સારાં દીલવાળાં સઉ કોઈ આદમી ઓ સાંભળીને ખુસી થયાં કે તે મીજલસના સરનશીને ઇલીઝેબેથના ઉદીઓગ તથા માહીતકારીની ઘણી તારીફ કીધી. એ તારીફ કરતાં બીજી બીનાંઓ સાથે તે બોળ યો કે "ઇલીઝેબેથ હાજર હોવાથી બીજા શીખનારાઓ ના દીલપર સંઘી પરકારે સારી અસર થઈ હતી. જેટ લી મુદત સુધી એ સ્ત્રી તેઓની સાથ શીખતી હતી તેટ લી મુદતમાં સંઘા જણાની ચાલ ચલણ આગળા હરેક વ ખત કરતાં વધારે ઉતમ તથા અભીઆસ સરસ હતો."

ઇલીઝબેથ બલાકઉએલ જીનીવાની મદરેસામાં પોતે કેળવણી લઈને તથા પોતાની રીતથી બીજાઓની ચાલ ચલણપર સારી અસર કરીનેજ રાજી થઈ નહીં. તેણે લંનડન તથા પારીસ જઈ તાંહાં અભીઆસ ચાલુ રા ખીને ગનાનમાં વધારો કીધો. વઈદક શાસ્તમાં પોતાની માહીતકારી વીગે એ બંધે શેહરોમાં આબરૂ મેલવી. તા રપછી પાછી નીઊયારક જઈ વઈધનો ધંધો કીનો. એ વ ખત એવા ધંધાથી કમાઈ કરીનેજ એ બાનુ ધરાઈ નહી. ઉંચી વીદીઆ અને હુનરનાં જે ફલ પોતે હાંસેલ કીધાં તેનો સવાદ બીજાંઓને ચખાડવાને એ પરોપકારી બાઈ મેહનત કરવા લાગી. બીજી સ્ત્રીઓબી પોતાના જેવી થાય તે માટેની ગોઠવણ કરવામાં એ ગુંતી. ડાકટર થ તાં પોતાને જે અડચણો નડી હતી તે બીજીઓને નહી નડવા દેવાને બંદોબસત કરાવવા લાગી. એ ભલી કો

શોધમાં એ રૂડી બાનુને સારી ફતેહ મલીછે. અમેરીકા મધે સ્ત્રીઓને વઈદુ શીખવવાની મદરેશા નીકળીછે. સેંકડો સ્ત્રીઓ વઈદનો ધંધો કરેછે. તેઓમાં ઈલીઝેબેથની એક બેહન પણ છે. ઘણીક કાબેલ સ્ત્રીઓ વઈદક શાસ્ત્રની જુદી જુદી બાબદોપર ભાષણો કરેછે. તેવાં ભાષણોનો લાભ હજારો મરદો વટીક લેછે.

ડાકટર ઈલીઝેબેથ પોતાના વડવાઓના દેશ ઈંગલંડમાં છે. જેમ અમેરીકામાં સ્ત્રી વઈદો સાધારણ થઈ પડીછે તેમ ઈંગલંડમાં થયલું જોવાની એ કાબેલ બાનુની મરજી છે. બલકે વઈદક શાસ્ત્રનું કેટલુંક અગતનુ ગનાન મેલવવાને સરવ સ્ત્રીઓને અગત છે એમ એ બાઈનો પકકો વીચાર છે. તે કેહતી આવીછે કે વઈધનુ કામ કરવાને સ્ત્રી વીશેષ લાએક છે એટલુંજ નહી પણ સરવ જણીઓને પોતાની તનદરોસતી જાગવવા તથા બાએડી, મા, ઘર ધણીઆણીની તથા વીદીઆશાલા અને ધરમખાતાંઓની કારોબારીઓની ફરજ અદા કરવાને શકતીવાન થવા સારૂ વઈદક શાસ્ત્રની કેટલીક માહીતકારી મેલવવાની જુકરર જરૂર છે. એ અગતની બાબદ સ્ત્રીઓને તથા પુરૂષોને સમજાવવા સારૂ લંડન શેહર તથા બીજે ઠેકાણે દબદબા ભરેલી સભાઓની આગગ એણે કીમતી ભાષણો કીધાંછે. એ ભાષણોને વખત એ બાનુની મોહટી માહીતકારી, ઉંડા વીચાર, નોતેબર દલીલો અને શુભાખીત શબદોથી સઉ કોઈના મનપર ઘણી અસર થઈછે. એ ભાષણોની મતલબપર વરતમાન પતરોના કાબેલ લખનારાઓનુ ધેઆન લાગેલુંછે. તેઓ એના વીચારને ટેકો આપતા ચાલયાછે. એ પરમાણે ડાકટર ઈલીઝેબેથ આપઅ

ખતીઆરીથી અને પરોપકારીપણે સારી અવસથામાં જીં
દગી ગુજારેછે.

---

## મીસટરીસ પાટન.

મેરી પાટન બોસટન શેહરમાં ઈ૦ સ૦ ૧૮૩૭ નાં
વરસમાં જનમી હતી. એના માબાપ વચલે વાઘેનાં હ
તાં. તેઓએ સારી ખબરદારીથી મેરીને ઉધારી હતી.
નાધપણથી મોજ મજાહ સાથ રૂડી કેળવણીનો સવાદ એ
ને મલપો હતો. એ સ્ત્રી સતર વરસની વયની થઈ ત્યા
રે નીઉયારકવાળા કપતાન પાટન સાથે પરણી. એ પુરૂષ
ની ઉમર આસરે પચીસ વરસની હતી. લગન થયા પ
છી જલદીથી કપતાન પાટનને એક આકરી આપવાની વાત
થઈ. "નેપચુનસકાર" નામનુ વાહન દુનીઆની આસપા
સ સફર કરવાને તઈઆર હતું. તેના માલેકોએ પાટનને
કપતાનનો ઓહદો આપવા માંગયો. લગન થયા પછી એ
ટલો ઉતાવળે અને વળી દોહડ વરસનો લાંબો વખત સુ
ધી બાએડીથી છુટો પડવાને કપતાન પાટને નાપાડયું.
વાહનના ધણીઓએ એને જણાવયું કે એની ખુસી હો
યતો બાએડીને સાથે લઈ જવા દેવાને તેઓને કસી હર
કત હતી નહી. મેરી ભરથાર સાથ જવાને રાજી થઈ.
એ સફર સતર માસની થઈ. તેટલાં મેરીએ આખી પુ
રૂથવી ફરી વળી ઘણાં દેશો જોયાં એટલુજ નહી. તેણે
વાહન ચલાવવાના હુનરનુંબી થોડું ઘણું ગનાન મેલવયું.
સેતારાઓની ચાલ જોવા અને ગણતરી રાખવાને ભરથા

ર પાસથી તે શીખી ચારટો જોવાનો સારી પઠે અભ યાસ રાખયો સફર પુરી કરી કપતાન પાટન તથા બા એડી પોતાને દેશ સઈ સલામત પોહતા ફરીને ઈ૦ સ૦ ૧૮૫૬ ના ઓગસટ મહીનામા ઉપલાજ વાહન અને ક પતાન પાટન બાએડી સાથ બીજી સફર જવા નીકળયો એ વેળા તે વાહન માલ ભરીને શ્રી કાલીફોરનીઆ હંકા રવુ હતુ તેની સાથે હ કારનારા બીજા બે વાહનવાળા ઓ સાથે કપતાન પાટને શરત મારી તે બોલયોકે એ કપતાનોની આગળ તે કાલીઆફોરનીઆ પોહચવાનો એ શરત પરમાણે કામ કરવાને કપતાન પાટને મેહનત લેવા માંડી પણ આમળ જતા તેને માલુમ પડયુ કે તે નો પેહલો માલમ નાલાએક અમલદાર હતો તે આલ સ તથા ગફલત કરતો હતો એટલુંજ નહી પણ બુરી ની છા રાખતો હતો પાટનનુ વાહન સાન ફરાસીસકો બ દરે જવાનુ હતુ પણ એ માલમ પોતાની મતલબ સા રૂ કોઇ તદબીરથી તેને શ્રી વાલપરેઝો લઈ જવા માગતો હતો તેની એવી ચાલથી કપતાન પાટનને ઘણી ફીકર પેદા થઈ કેપ હારન પોહતેથી તે માલમને તેના ઓહદા પરથી બરતરફ કરવાને ફરજ થઈ તેનુ સઘુ કામ કપતા નને કરવુ પડયુ રાત દાહડો અતીશે મેહનત કીધાથી ત થા ફીકર ચીંતાથી તે બીચારાને તાવ આવયો તે તાવને જો રે તેની સુધ ગુમ થવા લાગી પુરો બેહોશ થવા આગમ ચ તેને બાએડીને તથા બીજા વીસવાસુ માણસોને તેહે કીક કીધી કે વાલપરેઝો કદી જવુ નહી તાહા જાયતો સઘુ લશકર વાહનપરથી નાહસી જાય માલ સઘો લુટા ઈ જાય અને વાહનવાળા તથા માલ ધણીઓ રડી રેહે

એ વીશે બોલતાં તે ઘણી ધાસતી રાખતો હતો કે તેની દુ રબલતા તથા લાચાર અવસથાને વખત રખેને તેની મર જીથી ઉલટું કામ થાય અને તેની આબરૂને ઘોંકો લાગે. પણ તેની બાએડી કાંઈ જેવી તેવી સ્ત્રી હતી નહી. તે ણે ભરથારની મરજી બર લાવવાને ઠરાવ રાખયો. કપ તાંન બીલકુલ અશક્ત થયા પછી પેહલા માલમે મીસટ રીસ પાટનને એક કાગલ લખયો. તેમાં તેણે મુખતીઆ રી લેવા માંગી. મીસટરીસ પાટન જો મનાઈ કરેતો જા ન માલની જે ખરાબી થાય તે એ બાઈને સર મેલવાની ધાસતી આપી. પણ એવી ધુમધામથી મેરી પાટન બીધી નહી. એ બાઈએ જવાબ વાળયો કે એનો ભરથાર સા જો હતો તારે એ માલમનો વીસવાસ કરતો નોહતો વા સતે તે કાહેલી હતો તે વખતતો એ ઘણીનો વીસવાસ કરાયજ નહી. પછી મેરીએ સંધાં લશકરને પોતાની ન જીક બોલાવયું. તેઓને સંઘો હેવાલ ખોલલી રીતે જાહેર કીધો. ઘટતી રીતે તેઓને ઉસકેરયા કે તેઓએ પેહલા માલમને પડતો મેલવો અને બીજો માલમ જેમ કેહે તે મ કામ કરવું તથા સંધાં જણાંએ એ બાઈના હુકમમાં રે હવું મીસટરીસ પાટનની હીમત, દાનાઈ અને સાલેસા ઈથી સંધાં જણાં ખુસી થયાં. તેઓએ તેનુ કહયું સાંભ ળયું. તેના ફરમાવવા મુજબ ચાલવાને કબુલાત આપી. મેરી ભરથારની જગોએ બેસી રાંધી ગણતરી કરતી તથા નોંધ લખતી. બપોરના તથા મધરાતનાં તુતકપર જઈ સે તારાઓની ચાલ તપાસતી. વખતે વખત ચારટો જોતી. એ નાજુક અને જુવાન સ્ત્રીને એ પરમાંણે ભારે સખ તી બેંચતી જોઈ સઉને કદર આવતી. કપતાંનનુ કા

મ એ બાઈએ મન માનતી રીતે બજાવયું. કસી ભુલ ચુક કીધી નહી. તે સાથે વાહનમાં વઈદક શાસ્ત્રની જે કી તાબો હતી તે વાંચી જોઈ. ભરથારનાં દરદનો સું ઈલાજ કરવો તે વીશેનો અભયાસ કરી તે પરમાંણે કામ કીધું. રાત દાહડો તેની પાસે રહી તેના આરામ માટે તદબીર રાખી. એમ કરતાં તા૦ ૧૩ મી નવેમબર ૧૮૫૬ ને દીને વા હનને સાન ફરાંસીસકો બંદરે લઈ ગઈ. કપતાંન પાટન ફ રીમેસન હતો. તેની તથા તેની બાએડીની હાલત વીશે ખ બર થતાંજ તાંહાંના ફરીમેસનોએ તેઓને મદદ કરવાને ઠરાવ કીધો. પેહલી જોગવાઈએ તેઓને પાછાં નીઉયાર ક મોકલી આપવામાં આવયાં. એ શેહરમાં પોહતાં તા રે તેઓ ઘણાં તંગ હાલતમાં હતાં. કપતાન પાટન અપં ગ સરખો અને બેહરો, દેવાનો, મરતતોલ થયલો. મી સટરી પાટન નાતવાન, જરદ ચેહેરેની, ગમગીન, અને અંદેશાબંદ, પણ છાતીવાળી. તે બીચારી કીનારે ઉત રી ભરથારને ઉંચકાવી એક હાટેલમાં લઈ ગઈ. એ વ ખત તેને હમેલ હતા અને જણવાની તઈઆરી હતી. પણ તેવા વખતની આગમ્મ બોસટન શેહરમાં પો તાનાં કુટુંબીઓને જઈ મલવાને ઈંતેજાર હતી. ક પતાંન પાટન અતી ઘણો કાહેલી હોવાથી તેમ કર વાને બની શકયું નહી. તે વધારે ચીંતાતુર રેહવા લાગી. તેટલાં તેનુ પરાકરમ સંધે ઠેકાંણે આશકારા થયું. સઉ લોક તેની વખાણ કરી કદર ખાવા લાગાં. પેલાં વાહન માં ચહડેલા માલનો વીમો ઉતારનારાઓએ એ બાઈને એક માનપતર મોકલયું. તેઓને કસું નુકસાન નહી થ વા દેવાને એ સ્ત્રીએ કરેલી ઉતમ કોશેશ મા તેઓએ

ઉપકાર માનયો. તે સાથે એક હજાર ડાલર નજર તરીકે મોકલયા. એ માનપતરનો ઘટતો જવાબ મીસટરીસ પાટને આપયો અને વીમાવાલાઓનો ઉપકાર માનયો. પોતાથી બને તેમ હરેક હાલતમાં ભરથારની ખીદમત સદા કરવાને પેઆર ભરેલા શબદોમાં પોતાનો પકો વીચાર જણાવયો. વાહનના ધણીઓનેબી મીસટરીસ પાટને મોહરો ફાએદો કીયો હતો, તેનો થોડોબી બદલો આપવાને તે લોકેબી કોશેશ કીધી. એ પરમાણે એક કુમલી વયની જુવાન સ્ત્રીની હુશીઆરી, હીમત અને મેહનતથી એવુ મોહટું કામ થયું એવી સ્ત્રીઓ સદા માન પામવાની.

---

## મા બાપને અચરત સરખી મદદ કરનારી દીકરી.

ઈ૦ સ૦ ૧૭૮૩ નાં વરસમાં અમેરીકા મધે શીઆલાની રૂત ઘણી દુખદાયક થઈ પડી. એ સમે નીઉપારકમાં એક ઘરડા આદમી તથા તેની બાએડીને તાહઢથી અતી ઘણી પીડા થઈ. તેઓની એકની એક દીકરી મજુરી કરીને તેઓનુ પાલન કરતી હતી. એ દીકરી એ હોસા હોસીને વાસતે પોતાંપર હરેક સખતી ખેંચવાને આનાકાની કરતીતી નહી. પણ આ વેળા તે બીમારીનોબી ઇલાજ ઘટયો. ઘરમાં લાકડાંનુ એક સોટીઉં વટીક બાકી રહયું નહી. પોતાની પાસ એવી કસી ચીજબી નોહતી કે તેને બદલે લાકડાં લાવી શકે. હેવી હાલતમાં કોઈબી આ બરૂદાર ઈલાજથી ઘરડાંઓને આરામ આપી શકાયતો

તે કરવાને એ જુવાન સ્ત્રી તઇઆર હતી. તે મોહર
અદેશામાં હતી તેટલાં તેણે સાંભળયું કે એક દાંતનો વ
ધ આદમીના આગળા મજબુત દાંત વેચાતા માંગતો
તો તે એવી શરતથી કે તે વઇધ પોતાને હાથે તે દ
ત ખેંચી કાહડેતોજ તેવા દર એક દાંતના તીસ રૂપીઆ
જેટલી કીમત આપે. એ વાત સાંભળી તે નેક સ્ત્રીન
મનમાં આવયું કે " હું જઇને મારા સધા આગળા દાં
કહડાવી વેંચી આઉં અને મા બાપને તાહડની પીડાથ
છોડવવા તથા સુખ આપવાને ગોઠવણ કરૂં ! " એમ
ચોરી એ સખી અબલા તુરત તે વઇધને તાંહાં ગઇ. પોત
ના આગળા સંધા સુંદર અને મજબુત દાંત વેચવ
ને મરજી જણાવી. તે વઇધે સેજ તેને પુછયું કે એ પરમ
ણે સંધા દાત ખોવાનો સબબ સું. તે સ્ત્રીએ ખરો સબ
બ જાહેર કીધો. તે સાંભળી કોણ આદમીનુ દીલ ધર
વનારના મનમાં આફ્રીનનો જોસો ઉપજે નહી ? પેલ
વઇધની આંખોમાતો આંશુ આવી ગયાં. તેણે એ
લી અબલાનો એકબી દાત લેવાને ના પાડયું. જે ગરજ
નીર્દ્મ્ોેસી તે બાઇ એવડો મોહટો ભોગ આપવાને તઇ
આર થઇતી તે ગરજની દબાણથી તેને થોડીબી છોડવવ
ને તે વઇધે વીચાર કીધો. તેણે તે સ્ત્રીને બોહસ કરં
આસરે એકસો રૂપીઆ જેટલી બખશીશ આપી. તે
ઇ એ સદગુણી સ્ત્રી મા બાપને મદદ કરવાને દોડી ગઇ.

---

સમાપ્ત.